## અનુક્રમ

# સાહિત્યિક પ્રતિમાઓ

## લિયો તોલ્સતોય

'આ પુસ્તક એટલે હું ઓથૅઈઝમાં હતો તે દરમિયાન મેં તૂટક ફૂટક, અહેતુક ટપકાવેલી નોંધોનું પુસ્તક. લિયો તોલ્સતોય તે વખતે આસ્પ્રામાં રહેતા—પહેલાં ગભીર માંદગીમાં, ને માંદગીમાંથી ઊઠયા બાદ તંદુરસ્તી પાછી મેળવતા. હાથમાં આવ્યાં તે કાગળિયાં ને ચબરખીઓ પર બેકાળજીથી ટપકાવેલી આ નોંધો–મેં ક્યાંક ગુમાવી દીધી છે એમ માનેલું, પણ તેમાંની કેટલીક હમણાં હાથ ચડી આવી. એ ઉપરાંત મેં આમાં તોલ્સતોય પરનો મારો એક અધૂરો પત્ર પણ ઉમેરી દીધેલ છે, જે યાસ્નાયા પોલ્યાનાથી તેમણે "મહાભિનિષ્ક્રમણ" કર્યાના ને ત્યારબાદ એમના મૃત્યુના સમાચાર મળતાં લખાયેલો છે. એ પત્રને જેવા ને તેવા સ્વરૂપે, એક શબ્દનો ય ફેરફાર કર્યા વિના, અહીં ઉતારેલ છે. એ પત્ર અધૂરો જ છે, જેને હુ પૂરો કરી શકુ એમ નથી...'

*    *    *

### ૧

એ વાત તો ચોક્ખી જ છે કે, એના મનની શાંતિને વારંવાર ભાંગી નાખનાર વસ્તુઓમાં બીજી બધી વસ્તુ કરતાં ભગવાન વિષેનો ખ્યાલ મુખ્ય છે. કોકવાર તો એ ખ્યાલ કેવળ ખ્યાલ રહેતો નથી, પણ એના મન ઉપર સવાર થઈ બેઠેલી કોઈ વસ્તુના તંગ વિરોધનું સ્વરૂપ પકડી લે છે. પોતાનું મન ધરાય ત્યાંસુધી એને વિષે વાત કરવાનું

એનાથી બનતું નથી...પરતુ એ વિષેના વિચાર એના મનમા સતત ચાલ્યા કરતા હોય છે. મને નથી લાગતુ કે, આ વસ્તુ એના વાર્ધક્યની નિશાની છે, યા તો મૃત્યુના આગમન વિષેની એની ઝાંખીને કારણે છે. મોટે ભાગે તો એ એક પ્રકારના સૂક્ષ્મ માનવીય ગૌરવમાંથી પ્રગટેલી છે કદાચ, કંઈક અંશે એ ઘવાયાની લાગણીને કારણે પણ હોય કારણ એને— લિઓ તોલ્સ્તોયને ..સ્ટ્રેપ્ટોકોકસ નામનાં જીવાણુ આગળ, નાલેશીભરી વિવશતા કબૂલ કરવી પડે છે. એ પોતે જો પ્રકૃતિનિષ્ણાત હોત તો જરૂર એણે એમાંથી જાજ્જવલ્યમાન અનુમાનોની સિદ્ધાંત પર પગ ખડી કરી હોત, મહાન સશોધન કર્યા હોત

૨

અદ્ભુત છે એના હાથ—ઊપસી આવેલી નસોએ કદરૂપા દેખાતા, ને છતાં અસાધારણ અનુભૂતિ પ્રગટ કરનારા, સર્જન શક્તિથી ખીંચા ! કદાચ લિયોનાર્દો દ વિન્સિના હાથ પણ આના જેવા જ હશે આવા હાથ શું ન કરી શકે !

ઘણી વાર વાત ન કરતાં, એ એની આંગળીઓ હલાવે છે આસ્તે આસ્તે એને આંકડામાં ગુથે છે, ને પાછી છૂટી કરે છે, ને ત્યારે એના મુખમાંથી સુંદર અર્થગહન શબ્દોનો ઉચ્ચાર થાય છે. એ ભગવાન છે, સેબોથ .જેવો નહિ ઓલિમ્પસના દેવ જેવો નહિ પણ 'હીમોઈની સોનેરી ઘટા હેઠળ મેપલવૃક્ષના લાકડાના સિંહાસન પર બેસાડેલ રશિયનોના દેવ જેવો છે બસેને એ એવો જાજ્જમાન ન દીસતો હોય, પણ કદાચ એ બધાય દેવો કરતાં વધુ ચતુર છે એ.

૩

સુતરજિરહી મારેની એની મમતા તો ભજભજ એજ સુલોમજાત ની હદે પહોંચી જાય એ. ચેખે વને માટે એના દિલમાં વાત્સલ્યનો ભાવ ભરેલો છે. કંઈક અંગે સર્જકનો મવં પણ એના એ પ્રેમમાં વર્તો હશે છે. પરંતુ સુલર મારેનો એનો અનુરાગ એટલે નર્યો મૃદુના અબાધ મમતા

ને અહોભાવ—જેનાથી આ કીમિયાગરને કદી થાક ચડતો હોય એમ લાગતુ નથી. એની આ લાગણીમાં, કોઈક ડોસી એના પોપટ પર, બુચિયા કૂતરા પર યા બિલાડીના બચોળિયા પર પ્રેમ ઠાલવતી હોય, એના જેવી વિચિત્રતા પણ લાગે. સુતર કોઈ અગોચર ભૂમિના અજાણ્યા અલૌકિક મુક્ત પંખી જેવો છે. એના જેવા સોએક માણસ ભેગા થાય તો એકાદા પરગણાના શહેરોનો આખો ચહેરોમહોરો ને આત્મા સુદ્ધાં પલટી નાખે–એવો માણસ! એ નગરના બાહ્યરૂપને છિન્ન વિછિન્ન કરી નાખે, એના આત્માને અદમ્ય પ્રતિભા તેમજ અણુજંપ ભાવાવેગથી સચારિત કરી મૂકે...એમાનો એક!

સુલરને ચાહવો એ સહજ છે, આહ્લાદક છે. ને જ્યારે સ્ત્રીઓને એના પ્રત્યે ઉપેક્ષા દર્શાવતી જોઉં છું, ત્યારે હું વિસ્મય પામુ છું, રોષથી સળગી ઊઠું છું.

સંભવત: એમની આ ઉપેક્ષાનાં પડ હેઠળ ચતુરાઈથી સંગોપી રાખેલ સાવધતા પણ રહેલી હોય. કારણ સુલરનો કંઈ ભરોસો નહિ. આવતી કાલે એ શેની પાછળ નીકળી પડશે, એ કહેવાય નહિ. કાં તો ક્યાંક બોંબ ફેંકીને ઊભો રહી જાય, કાં કોક વિશ્રામગૃહના ગાયકોની ટુકડીમાં ય જોડાઈ જાય ત્રણ યુગ સુધી પૂરે નહિ એટલી જીવનશક્તિ એની પાસે ભરેલી છે. જીવનતત્વની આગ એનામાં એટલી ઠાંસી ઠાંસીને ભરેલી છે કે, એને પસીનામાં ય તણખા ઝરે છે - લાલ તપાવેલા લોખંડની જેમ.

પણ એક દિવસ તોલ્સતોય સુલર પર બહુ ઊકળી ગયેલો. સુલરનું વલણ હંમેશાં અરાજકતા તરફ ઢળતું, વ્યક્તિ–સ્વાતંત્ર્ય બાબત ગરમાગરમ દલીલો કરવાનો શોખીન તોલ્સતોય આવે વખતે હમેશાં એની મજાક ઉડાવતો.

મને બરાબર યાદ છે, સુલરના હાથમાં એકવાર પ્રિન્સ ક્રોપોટકિનની લખેલી એક પુસ્તિકા આવી પડેલી એ વાચ્યા પછી, જુસ્સામા

આવી, એણે આખો દિવસ જે આડકટે ચર્ચ્યા એની સાથે, અરાજકતામાં રહેલા શાણપણ વિષે તોના પોકરાવે એવી તત્ત્વચર્ચા કરવા માંડેલી

"ઓહ! બસ કર, લ્યોવુશ્કા!* હું થાકી ગયો છું એ બધાથી." તોલ્સ્તોયે કંઈક અકળાઈને કહ્યું· "તું પોપટની જેમ એકનો એક શબ્દ રટ્યા કરે છે· સ્વતંત્રતા, સ્વતંત્રતા, . .પણ એ સ્વતંત્રતાનો ખરેખર અર્થ શો? ધાર કે તું કહે છે એ અર્થમાં તને બધી સ્વતંત્રતા મળી જાય, તારા તરંગમાં રમી રહી છે તેવી જ—તો એનું પરિણામ શું આવે? ફિલસૂફીની ભાષામાં કહીએ તો અનંત શૂન્ય! ને જીવનમાં, વ્યવહારમાં? તું એક એદી, સાવ રઝળુ બની જાય

"તારી કલ્પના પ્રમાણે જો તું સ્વતંત્ર હોત, તો તને જીવન સાથે બાંધી રાખનારું, માણસ સાથે બાંધી રાખનારું હોત જ શું? આમ જો, પંખીઓ સ્વતંત્ર છે ને? પણ એમનેય માળા બાંધવા પડે છે. તું તો માળો બાંધવાની ચિંતા વહોરવા હરગીજ તૈયાર ન થાત, તારા જાતીય આવેગોને, પેલા ગિનાડાની જેમ, જ્યાં ત્યાં તે સંતોષ્યા હોત ઘડીકવાર જરા ગંભીરતાપૂર્વક વિચાર કર, ને તને પોતાને લાગશે કે, અંતિમ અર્થમાં મુક્તિ એટલે શૂન્ય, અવકાશ—આકાર રહિત વિસ્તાર"

ને રોષથી ભવાં સંકોડી, ઘડીક થંભીને એણે મૃદુ સ્વરે ઉમેર્યું :

"ઇશુ મુક્ત હતો, એમ બુદ્ધ પણ મુક્ત હતો તે છતાં બંનેએ આખી દુનિયાના પાપનો બોજ પોતાને ખભે લઈ લીધો, પોતાની મરજીથી દુન્યવી જીવનની કેદને સ્વીકારી લીધી ને એમનાથી આગળ હજી સુધી કોઈ ગયેલું નથી—કોઈ જ નહિ તું ને હું—આપણે શું કર્યું છે? આપણે બધા તો આપણા પડોશી પ્રત્યેના કર્તવ્યમાંથી છૂટવા

* રશિયનમાં વ્યક્તિનાં બે ત્રણ નામ હોય છે અધિકૃત આખું નામ, તથા ઘરનું લાડકું ટૂંકું નામ . દા. ત. સુલર સુલરઝિત્સકી, લિઓપોલ્ડ, લ્યોવુશ્કા વગેરે......

માટે મુક્તિનાં ફાંફાં મારતા રહ્યા છીએ—જો કે ખરું જોવા જતાં પડોશી પ્રત્યેના આ ચોક્કસ કર્તવ્યભાને જ આપણને માણસ બનાવેલા છે કર્તવ્યની આ ભાવના વિનાના આપણે કેવળ પશુ જ બની રહ્યા હોત '

ને ચૂપચાપ હસી દેતાં એણે ઉમેર્યું

' ને છતાં આપણે હમણાં દલીલો કરીએ છીએ કે, માણસે ઉમદા જીવન કેવી રીતે જીવવુ ? એમાંથી કશો સાર નીકળવાનો નથી, ને છતાં એ વાતને નગણ્ય ગણીને કાઢી નાખી શકાય એવી પણ નથી. આમ જો, તારુ મોં ગતુંચોળ થઈ જાય ત્યાંસુધી તુ મારી જોડે દલીલો કરે છે પણ તુ કંઈ મારા પર હાથ ઉપાડતો નથી કે નથી તુ મને ગાળો દેવા લાગી જતો પણ જો તુ તારી જાતને ખરેખર તદ્દન મુક્ત માનતો હોત, તો તે મારી કતલ કરી નાખી હોત-એટલું જ '

ને વળી ઘડીક અટકી એણે ઉમેર્યું

" મુક્તિ—એનો અર્થ જો એમ થતો હોત કે બધી વસ્તુઓ ને તમામ માણસો તારી સાથે સમત હોવાં જોઈએ—નો તો મારું અસ્તિત્વ ક્યારનું મટી ગયુ હોત, કારણ સઘર્ષ અને વિરોધમાં તો આપણે કેવળ આપણી જાત પૂરતા જ જાગૃત છીએ '

૪

ગોલ્ડન વેઈસરે ચોપીનનું સગીત વગાડ્ય ને એ પછી તોલ્સ્તોયના બે જે વિચાર તાર યા તે

'કોક એકાદા જર્મન રાજવશીએ કહેલું કે ' જો તારી પાસે જોઈએ એટલા ગુનામો હોત તો તુ સગીતની ઘણી ઘણી રચનાઓ કરી શક્યો હોત આ તો માત્ર વિચારનો એક પડઘો છે, એક વિશ્વસનીય અવનોમ્ન સગીત માણસના મનને મૂઢ બનાવી દે છે આ વસ્તુ વિષે કેથોનિકો જેટલું સભાન કોઇ નથી અનમત્ત આપણા આધ્યાત્મિક

વડવાઓ દેવળમાં મેન્ડલસનનું સંગીત કદી સહી શક્યા નહોતા. તુલાના એક પાદરીએ મને ખાત્રીપૂર્વક કહ્યું કે, 'ઇશુ પોતે યહુદી ન હતો —એ હિબ્રુ દેવનો દીકરો હતો જો કે એની મા એક હિબ્રુ સ્ત્રી હતી' આ વસ્તુ કબુલ કરવા છતાં એણે એલાન કર્યું 'ગમે તેમ કહો, પણ એ વસ્તુ જ અસંભવ છે' 'તો પછી શું હોઈ શકે?' મે એને સવાલ કર્યો તો ખભા ઝટકેડી કહે, 'એ જ એક રહસ્ય છે, મારે મન તો'

૫

જો કોઈ ખરો બુદ્ધિજીવી હોય તો તે ગાલીચનો રાજવી પ્રિન્સ વ્લાદિમિરકો છેક બારમી સદીમાં હિંમતપૂર્વક એ કહી ગયો કે, 'ચમત્કારનો જમાનો હવે પૂરો થઈ ગયો છે'

૬

"આજે મઠ્ઠીભર લોકોને ભગવાનનો ખપ છે, તે એટના માટે કે, એમની પાસે બધું જ છે ત્યારે બહુસંખ્યક લોકોને એની જરૂર છે, તે એટલા માટે કે એમની પાસે કશું જ નથી"

અથવા તો એમ કહો ક, બહુસંખ્યક લોક ભગવાનમાં માને છે, તે કેવળ પોતાની કાયરતાને વશ થઈ આત્માની પૂર્ણતાની ઝંખનાને ખાતર એને માનનારા તો ગણ્યા ગાંઠ્યા જ*

એણે વિચાર ગંભીર સ્વરે પૂછ્યું "હાન્સ એન્ડરસનની પરીકથાઓ ગમે છે તને? ને જાતે જ કહેવા લાગ્યો 'પહેલ વહેલી માર્કો વોવચોકના અનુવાદરૂપે વાંચેલી, ત્યારે હું એને નહોતો સમજી શક્યો. પણ તે પછી દશ વર્ષે એ જ પુસ્તક મે ફરી હાથમાં લીધું, ને વાંચી ગયો, ત્યારે એકાએક મને સ્પષ્ટપણે ખ્યાલ આવ્યો

* ગેરસમજ ન થાય તે માટે મારે જણાવી દેવું જોઈએ કે ધાર્મિક લખાણોને હું શુદ્ધ સાહિત્ય જ સમજું છું બુદ્ધ ઈશુ મોહમદના જીવનને હું સાહિત્યના કાલ્પનિક પાત્રો જ માનું છું —લેખક

કે, હાન્સ એન્ડરસન એના જીવનમાં એકલવાયો માણસ હતો. સાવ એકાકી જીવ. જો કે હું એના જીવન વિશે કશું જ જાણતો નથી. હું માનું છું કે, એ પાકો દુરાચારી ને રઝળુ માણસ હતો. એથી તો એ એકલવાયો જીવ હોવાની મારી માન્યતાને જ પુષ્ટિ મળે છે. એની એ એકલતાએ જ એને બાળકો ભણી પ્રેર્યો, ને તે કદાચ એવી આશાએ કે પુખ્ત વયના લોકો કરતાં બાળકાને એકબીજા પ્રત્યે વધુ સમભાવ હોય છે. (જો કે એમ માનવામાં એણે ભૂલ જ કરેલી) પણ દયા શું વસ્તુ છે, એ બાળકો સમજતાં જ નથી, અને એ કોઇની દયા ખાતાં ય નથી.''

૭

એણે મને બૌદ્ધ ધર્મસૂત્રો વાંચવાની સલાહ આપી. જ્યારે એ ઈશુ યા બુદ્ધ વિષે વાત કરે છે, ત્યારે એની વાતની રીતમાં કંઈક ઊર્મિલતાનું તત્ત્વ આવી જાય છે—જો કે એના શબ્દોમાં નથી હોતો ઉત્સાહ કે નથી હોતો વિષાદ, એના અંતરમાં સળગતી આગનો તણખો સુદ્ધાં એમાં જડતો નથી. હું માનું છું કે, એ ઈશુને તદ્દન ભોળો ને ધ્યનીય વ્યક્તિ ગણતો હોવો જોઇએ. અમુક રીતે જો કે એ એનો પ્રશંસક છે, છતાં એ એને ખરેખર ચાહતો હોય એમ લાગતું નથી. ને ઈશુ જો રશિયાનાં ગામડાંમાં આવી ચઢયો હોત તો...એને બીક છે કે, રશિયન છોકરીઓ એની ઠેકડી ઉડાવ્યા વિના ન રહેત.

૮

ગ્રાન્ડ ડયૂક નિકોલાઇ મિહાઈલોવિચ, જે એક કાબેલ માણસ લાગે છે, એ આજે અહીં આવેલ. રીતભાતમાં બહુ નમ્ર ને ઓછાબોલો માણસ લાગ્યો. એની આંખો સુંદર છે, શરીરનો બાંધો સુષ્ઠુ, હાવભાવ ને ચેષ્ટાઓમાં પણ બહુ સંયત. તોલ્સ્તોયે એની સામે જોઇ, સ્મિત કરતાં ઘડીક ફ્રેંચમાં તો ઘડીક અંગ્રેજીમાં વાતો કરી. અને રશિયનમાં એણે એને કહ્યું :

"ઠારામઝીને ઝારને માટે લખ્યું. સોલોવ્યોવે લંબાણપૂર્વક ને રૂક્ષશૈલીમાં લખ્યા કર્યું, ને કલુચેવસ્કીએ જે લખ્યુ તે પોતાના આનંદ માટે. ઊંડાણવાળો માણસ. પહેલાં તમને એમ લાગે કે જાણે એ વખાણ કરે છે, પણ જેમ ઊંડા ઊતરો એમ તમને ખબર પડે કે, એ શાપ વર્ષાવી રહ્યો છે."

કોઈએ ઝેબેલિનનું નામ લીધું.

એ કહે: "બહુ સરસ, એક સામાન્ય અમલદાર જેવો માણસ. પુરાતત્વનો ચાહક જે હાથ આવ્યું તેનો સંગ્રહ કરનારો માણસ, પણ એ સંગ્રહમાં કશો વિવેક નહિ. એણે ભોજનનાં જે વર્ણન કર્યાં છે, તે પરથી લાગે કે એને બિચારાને કદી પેટપૂર ખાવા મળ્યું નહિ હોય. પણ ઘણો જ રમુજી માણસ!"

૯

એને જોતાં પેલા યાત્રાળુ યાદ આવે છે, જે પોતાનો ખલતો ખભે નાખી દુનિયાનો ખૂણે ખૂણો ખૂંદવા નીકળી પડેલા હોય છે; જે એક ધામથી બીજે ધામ ઘૂમતા, હજારો માઈલોનું અંતર કાપતાં, એમની આખી જીંદગી ખરચી નાખે છે. જેઓ સાવ ઘરબાર વિનાનાં, બધાને મન અજાણ્યાં, તમામ વસ્તુઓ માટે પણ અપરિચિત રહી ગયેલાં હોય છે. આ દુનિયા એમને માટે નથી, ને ભગવાન પણ. એ લોકો આદતને વશ બની એની પ્રાર્થના કરતાં હોય છે, પરંતુ અંતરમાં ઊંડે ઊંડે એને ધિક્કારે છે કે, શામાટે એ અમને આમ પૃથ્વીના આ છેડાથી પેલા છેડા સુધી તગડ્યા કરે છે, રઝળાવ્યા કરે છે?

એ લોકો માણસને કેવળ ઠૂંઠાં જેવાં ગણે છે; રસ્તે અટવાતાં મૂળિયાં, ને પથરા જેવા. માણસો એમની સાથે ભટકાઈ પડે છે, કદિક એમને કારણે તેઓને નુકસાન પણ પહોંચે છે...એવા લોકો ન હોય, તો ય ચાલ્યું જાય...પરંતુ કદિક તો લોકો સાથેની પોતાની જુદાઈ દેખાડી બીજાને વિસ્મયમાં નાખી દેવાં, એમની સાથેનો પોતાનો મતભેદ પ્રગટ કરવો એ પણ એક આનંદદાયક વસ્તુ હોય છે.

## ૧૦

" મહાન ફ્રેડરિકે એક બહુ ચતુરાઇની વાત કરી છે એણે કહ્યું છે ' દરેકે પોતાના આત્માને તારવાનો છે ' ને સાથે સાથે એણે જ એમ પણ કહ્યું છે કે, ' મનફાવે તેવા વિચાર ભલે કરો, પણ આજ્ઞા-પાલક રહેજો ' પણ મરતા મરતાં એણે કબૂલ કર્યું હતું કે, ' ગુનામો પર રાજ કરી કરીને હું કંટાળી ગયો છુ. '

" કહેવાના મહાન લોકો હમેશાં આપવિરોધી વલણો ધરાવનારા હોય છે પરંતુ એમની અનેક મૂર્ખતાઓની સાથે સાથે આ બાબત પણ એમને ક્ષમા મળી જાય છે. આખરે તો, આપવિરોધી વલણ એ મૂર્ખતાનું લક્ષણ તો નથી જ. મૂર્ખ માણસ જક્કી હોય છે, એ વાત સાચી, પણ એ પોતાના વલણના સાતત્યને કદી તોડતો નથી હા ફ્રેડરિક એક વિચિત્ર માનવી હતો. જર્મનોએ એને પોતાનો સર્વોત્તમ સમ્રાટ કરી સ્થાપેલો, ને તેમ છતાં એ એમને સહી શક્યો નહિ ! ગટે કે વાઇ-લેન્ડ જેવા માનવી પણ એને રૂચ્યા નહિ . "

## ૧૧

" સત્યને મુખોમુખ ઓળખવાની ભીતિ એટલે જ રોમેન્ટિસિઝમ . ," ગઈ કાલે રાતે બાલ્મોન્ટનાં કાવ્યો વિષે વાત કરતા એણે કહ્યું સુલર એની સાથે સમત ન થયો ને એણે ખુબ ઊર્મિલતાથી ઉત્તેજિત અવસ્થામાં એનાં કેટલાંક કાવ્યોનો પાઠ કર્યા કર્યો.

' એ કાવ્ય નથી, લ્યોવુશ્કા ! એ તો શબ્દછળના છે, નિરર્થક અર્થ વિહોણા શબ્દોનું કતણુ છે કાવ્ય તો કનાના વાત્રા વિનાનું હોય. હેટે જ્યારે લખ્યુ કે,

હુ શુ ગાઈશ, તે હુ જાણતો નથી,
પણ મારુ ગીત મારી અંદર જ ખીલતુ રહેશે

ત્યારે એણે લોકોની કાવ્ય પ્રત્યેની સાચી લાગણી વ્યક્ત કરી હતી ખેડૂત પણ પોતે શુ ગાય છે, તે જાણતો નથી, પણ બસ ગાયે

જાય છે—ઓહ ને આહ ! ને અય–હા–મી ! પરંતુ એમાંથી જ એકાદું સાચું ગીત ઝરી પડે છે—સીધું એના અંતરમાંથી...પંખીના કંઠમાંથી સરી પડતા કલરવની જેમ તમારા આ નવા કવિઓ અવનવી શોધો કરે છે—બીજું કંઇ નહિ. તને ખબર છે, એ 'આર્ટિકલ્સ ડી પેરિસ' જેવી idiotic-નિરર્થક વસ્તુઓ હોય છે. આ તારા કવિઓ કંઈક એવી રચનાઓ પાછળ મંડયા રહે છે. નેક્રાસોવે 'નિબંધ પદ્ય'ની શોધ કરવા સિવાય બીજું કાંઇ જ કર્યું નથી."

'તો બેરાન્જરનું શું ?' સુલરે પૂછ્યું.

"બેરાન્જરની વાત જુદી છે. આપણી ને ફ્રેન્ચો વચ્ચે સામ્ય શું ? એ લોકો 'ઉપભોગવાદી' (હેડોનિસ્ટ)......છે. શારીરિક જીવન આગળ આત્માના જીવનનું એમને મન કશું જ મૂલ્ય નથી. એમને મન દુનિયામાં સૌથી મહત્વની વસ્તુ તે સ્ત્રી. એ એક ક્લાન્ત, ભ્રષ્ટ રાષ્ટ્ર છે. ડૉક્ટરો કહે છે ને કે બધા ક્ષયરોગીઓ વધારે પડતા વિષયાસક્ત હોય છે..."

સુલરે એની હંમેશની બેધડક રીતે દલીલબાજી કરવા માંડી, જેમ આવ્યા તેમ શબ્દોની ફેંકાફેંક આદરી. તોલ્સ્તોય એની સામે જોઈ રહ્યો, ને હાસ્ય–વિકસિત મુખે બોલ્યોઃ

"પરણવાની ઉંમરે પહોંચી ગયેલ સ્ત્રીને કોઈ મુરતિયો નજરે ન ચડે ત્યારે, એ જેવી ચીઢિયણ બની જાય, એવો ચીઢિયો બની ગયો છે તું આજે..."

## ૧૨

એની માંદગીએ એને સુકવી નાખ્યો છે. એની અંદરનું કઇંક તત્ત્વ એણે બાળી નાખ્યું છે. ને એથી જાણે એ આંતરિક રીતે વધુ હળવો, વધુ પારદર્શક, ને જીવનને માટે વધુ અનુકૂળ બન્યો હોય એમ લાગે છે. એની આંખોની દ્રષ્ટિ વધુ પાણીદાર ને વેધક બની છે...

એ ખૂબ કાળજીપૂર્વક બધું સાંભળે છે; ને જાણે ખૂબ જૂની ભૂલાઈ ગયેલી કોઈક વસ્તુ એના મનમાં તાજી કરતો હોય એમ લાગે; અથવા તો આજસુધી એને માટે અગમ્ય એવો કોઈક ભેદ એની આગળ ખૂલવાનો હોય, ને આત્મવિશ્વાસપૂર્વક એ એની રાહ જોઈ રહ્યો હોય એમ લાગે. ચારનાથી પોલ્યાનામાં એ મને એવો માણસ લાગેલો કે જેણે આ દુનિયામાં જાણવાજોગ બધું જાણી લીધું હોય, પોતાના બધા સવાલોના જવાબ જાણે એ મેળવી ચૂકયો હોય

## ૧૩

એ જો મચ્છ હોય, તો એનું ઘર દરિયો જ હોઈ શકે. ખાડીનાં પાણીમાં તરવું એને માટે અશક્ય બનત. નદીના કાંઠામાં તો કોઈ કાળે ન સમાય એવો એ જીવ. નીતર્યાં પાણીમાં આમથી તેમ આંટા માર્યા કરતા સોનેરી મચ્છ જેવો. એ પોતે જે કંઈ કહે છે, એમાં એને રસ નથી, એને એનો કશો ખપ પણ નથી જાણે

એનું મૌન એને ભય પમાડી શકે એમ નથી, કે બીજી કોઈ રીતે ય કશી અસર નીપજાવી શકે એમ નથી. સાચા તપસ્વીની જેમ મૌનની ગરિમા ને સચોટતા બંને જાળવી જાણનારો એ માણસ છે હા, એ ખરું, કે એના મનને સતાવી રહેલ સવાલ પર એ ખૂબ બોલ્યા કરે છે. પણ આપણને એમ લાગે કે, એ બોલે છે, તે કરતાં હજી અનેક ગણું બાકી રહી જાય છે, જેને વિષે એ કદીજ બોલતો નથી.

કેટલીક વાતો એવી છે, જે એ કોઈને કહી શકતો નથી કદાચ ભય પમાડે એવા વિચારો એના મનમાં ઘુમરાયા કરે છે

## ૧૪

ખુદ ઈશુએ જેને 'બેપ્ટીઝમ'ની દીક્ષા આપેલી, એવા કોઈક બાળકની રસમય કહાણીનું બયાન કોઈ એક માણસે તોલ્સતોય પર મોકલ્યું ચેખોવ ને સુવર આગળ એણે ખૂબ દમામભેર અદ્ભુત રીતે એનું વાંચન કર્યું. એ વાર્તામાં ખાસ કરીને વેતિયા દૈત્યે પેલા જમીનદારને

જે રીતે સનાવ્યો એમાં એને બહુ મઝા આવી પણ એમાં એવું કંઈક હતું જે મને બહુ રૂચ્યું નહિ. બેટો દેખાવ કરવો એ તો એની શક્તિ બહારની વસ્તુ છે પરંતુ આ જ જો એની સચ્ચાઈ હોય, તો એથી ભૂંડું ય બીજું શું ?

પછી એણે કહ્યું : "જોયું તમે, ખેડૂતો કેવી સરસ રીતે વાર્તા કહી શકે છે! બધું તદ્દન સાદું સીધું કેટલા ઓછા શબ્દો ને છતાં લાગણીથી ભરપૂર! સાચું શાણપણ હમેશાં સૂત્રાત્મક હોય છે દાખલા, 'હે માલિક દયા કર અમ પર' ખરે જ એ એક ભવ્ય વાર્તા છે"

૧૫

એને મારામાં જે રસ છે, તે મનુષ્યના-ગોત્ર-સંશોધકના જેવો એને મન હું એક એવી જાતિનો સભ્ય છું, જેના વિષે એ બહુ ઓછું જાણે છે—એથી વિશેષ કશું જ નહિ

૧૬

મે એની આગળ મારી વાર્તા 'આખલો' વાંચી એ ખૂબ હસ્યા, ને 'ભાષા વાપરવાની ચતુરાઈ' બાબત મારા ખૂબ વખાણ કર્યા

પણ સાથે સાથે કહ્યું કે, 'શબ્દો કેમ વાપરવા તે તું જાણતો નથી તારા બધા ખેડુતો બહુ ઝમકદાર ભાષામાં પોતાની વાત કરે છે જ્યારે વાસ્તવિક જીવનમાં ખેડૂત તદ્દન મૂર્ખ ને અણઘડની જેમ વાત કરતો હોય છે પહેલાં તો તમને એ શું કહેવા માગે છે, તે પણ સમજાય નહિ પણ એ ખાસ ઈરાદાપૂર્વક એમ કરે છે સામા માણસને પોતાની વાતમાં લઈ લેવાનો ઈરાદો જ એ ઉપરછલ્લી શબ્દોની બેવકૂફી હેઠળ છુપાયેલો હોય છે. સાચો ખેડૂત એના મનમાં શું ચાલી રહ્યું છે, તે પહેલો ક્ષણે કહી નાખતો નથી એ એને ફાવે જ નહિ એ જાણે છે કે, મૂર્ખ માણસ સાથેના સંપર્કમાં લોકો તદ્દન સહજ રીતે છઆનાને વેગળી મૂકી વર્તે છે ને એને એ જ જોઈતું હોય છે તમે પોતે એની પાસે ઉઘાડા પડી જાઓ ને એ તરત જ

તમારી નબળાઈનાં બધાં છિદ્રો ગણી લે છે. એ ઝટ કોઈના પર ભરોસો કરે એવો નથી. પોતાના ગુપ્ત વિચારોની વાત પોતાની વૈરી આગળ કરતાં ય બીનારો માણસ. પણ તારી વાર્તામાં તો બધું સીધું ને સટ છે. તારી દરેક વાર્તામાં દોઢડાહ્યાઓનું ટોળું તો હોય જ ને એ લોકો મુક્તકોની ભાષામાં જ વાત કરે છે, એ બરાબર નથી. વળી રશિયન ભાષામાં આવાં મુક્તકો શોભતાં પણ નથી."

"તો પછી કહેવતો ને ઉખાણાંનું શું?"

"એ વસ્તુ જુદી જ છે. એ કંઈ આજકાલની શોધી કાઢેલ વસ્તુઓ નથી."

"તમે પોતે ઘણીવાર સૂત્રોમાં વાત કરો છો."

"કદી નહિ! તું તો વળી દરેક વસ્તુને એના અલંકાર આપી શણગારવા માંડે છે—શું માણસ, શું કુદરત, ખાસ કરીને લોકોને. લેસ્કોવે એ જ કર્યું હતું. એની ભાષા ભભકભરી ને ડોળી બની ગઈ હતી, લોકોએ તો ક્યારનો એને પડતો મૂકી દીધો છે. કોઈનું અનુકરણ કરવાની જરૂર નથી. કોઈથી ડરવાની ય જરૂર નથી—તો જ તારું બધું બરાબર થઈ જશે..."

## ૧૭

એણે મને વાચવા આપેલી રોજનિશીમાં એક વિચિત્ર ટાંચણ જોઈ હું ડઘાઈ ગયો : 'પ્રભુ પોતે જ મારી વાસના છે.'

આજે નોંધપોથી પાછી આપતી વેળાએ મેં એને પૂછ્યું : 'એનો અર્થ શો?'

"એક અધૂરો વિચાર," કહી એણે પોથીનાં એ પાનાં પર આંખ ઝીણી કરી નજર ફેરવી : "મારે કાં તો એમ કહેવું હશે કે, ભગવાનનો સાક્ષાત્કાર કરવાની મારી વાસના છે...ના, ના, એમ તો નહિ..." કહી એ હસી પડ્યો, ને વીંટો વાળી એણે પોતાના ઝભ્ભાના પહોળા ગજવામાં રોજનિશી ખોસી દીધી. પ્રભુ સાથેના એના સંબંધો અનિ-

ક્ષિત છે. કોઇ વાર એનો વિચાર આવતાં મને 'એક ઓરડામાં રહેનારાં એ વરુ'નો ખ્યાલ આવે છે

૧૮

વિજ્ઞાન વિષે એ કહે.

'વિજ્ઞાન એ તો કોઈ કીમિયાગરે છળનાપૂર્વક તૈયાર કરેલી સોનાની લગડી જેવું છે. તમે એને સરળ બનાવી, દરેકની પહોંચની વસ્તુ બનાવવા માગો છો, અર્થાત્, એ બનાવટી નાણાંને બહોળા ચલણમાં ફેલાવી દેવા માગો છો. પરંતુ જ્યારે લોકો આ ખોટા નાણાનો બોદો રણકાર પિછાણી લેશે, ત્યારે તેઓ તમને દુઆ દેવાના નથી"

૧૯

અમે યુસુપોવ પાર્કમાં ફરવા નીકળ્યા હતા. મોસ્કોના અમીર ઉમરાવોની નૈતિકતા વિષે એણે ચોટદાર સંભાષણ આપ્યું. એક પડછંદ રશિયન સ્ત્રી ફૂલની એક ક્યારી ઉપર બેવડ વળીને કામ કરી રહી હતી—એના હાથી જેવા પગને ઉઘાડા હતા—એનાં બેફામ ભારે સ્તન ઝૂલતાં હતાં. તોલ્સ્તોય એના તરફ ધ્યાનપૂર્વક જોઈ રહ્યો

ધનિકોનો આ બધો દમદમો, ને ઉડાઉ વૈભવ આવા નારી-રત્નોને આધારે ટકી રહેલો છે. ખેડૂત યા ખેડૂસ્ત્રીઓના શ્રમ ઉપર જ નહિ, એમના ઉપરના કર-નાણાઓ ઉપર જ નહિ, પણ શબ્દશઃ આ લોકોના લોહીને આધારે તેઓ ટકી રહેલ છે. જો ઉમરાવશાહીએ વખતો-વખત આવી ઘોડીઓ સાથેનો સંયોગ સાધવાનું ન ગમ્યું હોત, તો એ આખી જાત જ મરી પરવારી હોત. અમારા જમાનાના જુવાનિયા કરતા—એમ નર્યો ઉદ્ધતાથી શક્તિનો કેવળ વ્યય કર્યા કરો તે ન ચાલે. પણ જંગલી જવની વાવણી કરી દીધા પછી, એમના મોટા ભાગના લોકોએ ખેડૂત કન્યાઓ સાથે લગ્ન સંબંધ બાંધ્યા, ને સારી પ્રજા પેદા કરી લીધી. અર્થાત્ કે અહીં પણ ખેડૂતનું લોહી જ એમનો ઉગાર બન્યું.

બધે જ આ વસ્તુ હાથવગી હોય છે. અડધી પેઢી હમેશાં પોતાનું બધું હીર વેડફી નાખે છે—પોતાના મોજશોખ ને વિલાસ પાછળ. ને બાકીની અડધી પેઢી પોતાના પાણીપાતળા લોહીમાં ગામડાની પ્રજાના ધીંગા લોહીની મેળવણી કરી લે છે. એમ કરતાં તેઓ એને કંઈક પાતળું પણ પાડે છે. પણ આ રીતે તેઓ પોતાની ઓલાદ સુધારી લે છે."

૨૮

એ સ્ત્રીઓ વિષે વાત કરવાનો ભારે શોખીન છે—ફ્રેંચ નવલકથાકારોની જેમ જ. પણ એની વાતોમાં રશિયન ખેડૂતના જેવું જાડધરાપણું હોય છે, જે મારા કાનને ખટકે છે આજે બદામની વાડીએ ફરવા ગયેલા, ત્યાં એણે ચેખોવને પૂછયું :

"તેં જુવાનીમાં જ તારી બધી શક્તિ વેડફી મારી, ખરું ?"

ચેખોવ શરમિંદો બની પોતાની દાઢીના વાળ આમળતો કંઈક ધીમું બબડ્યો. તોલ્સતોયે સમુદ્ર તરફ નજર દોડાવતાં કબુલાત કરી : "હું તો એમાં અજેય—"

ને કંઈક દિલગીરીપૂર્વક આ શબ્દો ઉચ્ચારતાં ને વાકયને છેડે ગામડાની બોલીનો એક અપ-શબ્દ મૂકી એણે પૂરું કર્યું. મેં પ્રથમવાર જોયું કે, એના મોંમાંથી બિલકુલ સહજ ભાવે અનાયાસે જ આવો શબ્દ નીકળતો ..કેમ જાણે એની અવેજીમાં વપરાય એવો બીજો કોઈ શબ્દ જ એની જાણમાં ન હોય ! ને એના દાઢિયાળા હોઠો વચ્ચેથી સહજ રીતે સરકી આવતા આવા શબ્દો, એમના અર્થમાં ભરેલ સૈનિકનું બુદ્ધાપણું ને ગંદીયતા ગુમાવીને બહાર પડતા. એની સાથેની મારી પ્રથમ મુલાકાત યાદ કરું છું, ત્યારે એણે મારી 'વારેન્કા ઓલેસોવા' તેમજ 'છવ્વીસ મરદો ને એક ઓરત' નામની વાતો વિષે જે કહેલું, તે સાંભરી આવે છે. સામાન્ય દૃષ્ટિએ જોતાં તો એનું એ વખતનું આખું સંભાષણ 'બિભત્સતા'ની ધારા જેવું લાગે. પહેલાં તો હું ડઘાઈ જ ગયેલો. મને અપમાન જેવું પણ ખૂબ લાગેલું, ને તે

એમ માનીને કે, આ માણસ મને આવી જ ભાષાથી ટેવાયેલો માને છે. કે શું? પણ આજે મને લાગે છે કે, એના પર ગુસ્સો કર્યો એ મારી મુર્ખામી જ હતી

## ૨૧

સાઈપ્રસ વૃક્ષોની ઘટા હેઠળના એક પથ્થરના બાંકડા પર એ બેઠો હતો, દેહ ચિમળાઈ ગયેલો, વામણો, પાકી ગયેલા વાળવાળો ને છતાં સેબાથના દેર જેવો પોતે કંઈક ચાકેનો હતો અને મનને બીજી દિશામાં દોરવના પંખીના કિલ્લોલની નકલ કરવા મથતો હતો ઝાડની હરિયાળી ઘનઘટામાં લપાઈને પંખી ગાઈ રહ્યુ હતું નાના બાળકની જેમ હોઠ લબાવી, હળવી સિસોટી વગાડતો, તોલ્સ્તોય આંખો ઝીણી કરી, પાંદડાંની ઓથે છુપાઈ રહેલ એ પંખીને શોધવા ડોકું ગીણી જોઈ રહ્યો હતો

"શો ઉન્માદ છે આ પંખીનો! સાંભળ તો એને. કયું પખી છે?"

મે એ પંખીની વાત કરી ને એમની અદેખાઈ વિષે કહ્યુ

"એમનું જીવન આખું જુઓ તો એક જ ગીત પર ને તેમ છતા અદેખાઈ! માણસના હૃદયમાં તો સેકડો ગીત ભરેલાં હોય છે, ને છતાં જો એ અદેખાઈને વશ થાય તો આપણે એને દોષ દઈએ છીએ– એ શું વ્યાજબી છે?" એણે વિચારમગ્ન ચહેરે, જાણે પોતાની જાતને જ પૂછતો હોય એમ સવાલ કર્યો "જીવનમાં એક પળ એવી આવે છે, જ્યારે માણસ એક સ્ત્રી આગળ, એણે જાણવું જોઈએ તે કરતાં ઘણું વધારે કહી નાખે છે, ને પાછળથી પોતે એને બધુ કહ્યાની વાત જ ભૂલી જાય છે, પણ પેલી સ્ત્રીને તો બધુ જ યાદ રહી ગયેનુ હોય છે પોતાની જાતને હેકાણે પાડી દેવાની–પોતે અપમાનજનક તે હાસ્યાસ્પદ સ્થિતિમાં મૂકાઈ જવાની બીકમાંથી જ કદાચ આ ઈર્ષ્યાનો જન્મ થતો હશે તમારી જાતનો કબજો લેનાર સ્ત્રી જોખમકારક નથી, પરંતુ તમારા આત્મા પર જાપ્તો બેસાડી દેનાર સ્ત્રી જોખમકાર છે"

ને મે જ્યારે કહ્યુ કે, 'આ બાબતમાં* ક્રુટ્ઝર સોનાટામાં કંઈક અસગતતા રહી ગયેલ છે,' ત્યારે એક તેજોમય સ્મિત એના દાઢીવાળા મુખ પર છવાઇ ગયું: કહે, "હુ તે કઈ ફિન્ચ-પંખી થોડો જ છુ?"

સાંજે ફરવા ટાણે એકાએક એ બોલી ઊઠયો : "માણસ ભૂકંપ, મહામારી, રોગની યત્રણા ને એના આત્મા પર ગુજરનારી અનેક યત્રણાઓમાંથી પસાર થાય છે, પરંતુ સૌથી વધુ દુસહ કરુણતા કોઇ હોય તો તે છે, એના શયનગૃહની કરુણતા"

આટલુ બોલીને એણે વિજયી સ્મિત કર્યું. જાણે કોઇ દુર્ગમ વસ્તુ પોતે સિદ્ધ કરી લીધી હોય! જાણે એના અતરને કોર્યા કરનારી કોઇ અસહ્ય વેદના એકાએક શમી ગઈ હોય, એવુ પ્રસન્ન ગંભીર સ્મિત એના મુખને કોકવાર છાઈ દે છે પ્રત્યેક વિચાર એના આત્માને જળોની જેમ વળગેલો હોય છે

કા તો એ એને તત્કાલ બહાર ખેચી કાઢે છે, કાં એને પેટભર શોષણ કરી લઈ, ધરાઈને પોતાની મેળે ખરી પડવા દે છે

બીજી એક વખત વિતગગવૃત્તિ (સ્ટોઇસિઝમ) ઉપર તન્મય બનાવી મૂકે એવો વાર્તાલાપ ચાલી રહ્યો હતો, ત્યાં અધવચ્ચે જ એકાએક ભવાં ચઢાવી, કટાક્ષભર્યું સ્મિત કરતાં એણે સખ્નાઈથી કહ્યુ :

"ખોળ ચઢાવેની ખરી પણ ટાંકા માર્યા વગરની .."

દેખીતી રીતે જ આ શબ્દોને સ્ટોઇક ફિલસૂફી સાથે કશો જ સબધ નહોતો મને અચરજ પામતો જોઇ તરત એણે બીજા ઓરડામાં પડના બારણા તરફ ઇશારો કરી માથુ હલાવતાં કહ્યુ :

"એ લોકો કહ્યા કરે છે-ટાંકા ભરેલી રજાઈ "

-ને આગળ ચલાવતાં કહે "પેલો રેનાન .મીઠડો ગપ્પેબાજ!" ને મને કહે, "તુ વસ્તુઓનુ વર્ણન સરસ કરે છે-નાગ પોતાના જ શબ્દોમાં

* પ્રેમનો દસ (નવલકથા)

એની પાછળ તારા મન્તવ્યનું બળ હોય છે, એ કંઈ પુસ્તકિયું નથી હોતું."

પરંતુ મારી ભાષાની બાબતમાં—એણે હંમેશાં બેદરકારી ભર્યાં વપરાશની ફરિયાદ કરી છે. ધીમા દબાયલા સ્વરે, કેમ જાણે પોતાની જાતને જ કંઇ કહેતો હોય એમ એ બબડ્યો;

"તું સરસ રશિયન શબ્દ વાપરે ને તરત એની પાછળ, એ જ વાક્યમાં 'તદ્દન...' એવો શબ્દ મૂકી દે છે."

ઘણીવાર એ મને ઠપકો આપતાં એમ પણ કહે છે કે, "તું તદ્દન વિરોધી ભાવ દર્શાવતા બે શબ્દોને જોડાજોડ મૂકી દે છે. એવું કદી ન કરવું."

વક્તવ્યના સ્વરૂપ વિષેની એની સમજણ એટલી તો સૂક્ષ્મ છે કે, કોઇક વાર એની આળાશ માંદલાપણાની હદે પહોંચી જાય છે એક વાર એણે કહ્યું :

"એક ચોપડીમાં મેં એક જ વાક્યમાં 'બિલાડી' ને 'જોશ' એવા બે શબ્દો એક સાથે મૂકેલા જોયા. એવું વાંચતાં મને તો જાણે ત્રાસ થઈ ગયો."

"ભાષાશાસ્ત્રીઓને તો હું સહી જ શકતો નથી. એ બધા લોકોની પંડિતાઈ એટલે ધૂળ જેવી શુષ્ક. પણ બીજી રીતે તેમની સમક્ષ ભાષાના ક્ષેત્રે જબરજસ્ત કામ પડેલું છે. આપણે ત્યાં કેટલાય શબ્દ એવા છે જેનો પૂરો અર્થ ય આપણે સમજતા નથી."

એ હંમેશાં દોસ્તોયેવ્સ્કીની ભાષાનો ઉલ્લેખ કર્યા કરતો. કહેતો : "એ સૂગ ચઢે એવું લખે છે, જાણી બૂઝીને એણે પોતાની શૈલીને કુરૂપ બનાવી છે. મને ખાત્રી છે—એ એક પ્રકારનો આડંબર જ છે એને દેખાડો કરવાની ટેવ છે—એટલે જ તો 'ધ ઇડિયટ' ('બુધ્ધુ')માં તમને 'ઉદ્દન' 'દંભ' 'રોગી આત્મીયતા'...બધા શબ્દોનો સમૂહનો જોવા મળે છે. મને લાગે છે કે તળપદી રશિયન સાથે પરદેશી ભાષા-

માંથી ઊતરી આવેલા શબ્દોની મેળવણી કરવાનો એને બહુ શોખ હતો. પણ તું જોશે તો એનાં લખાણોમાં અક્ષમ્ય એવી ભૂલો જડી આવશે. એનો 'ઇડિયટ' બોલે છે કે, 'ગધેડો લાયકાતવાળું ને ઉપયોગી માણસ છે.' પણ એ સાંભળીને કોઈનેય હસવું આવતું નથી! જો કે એ શબ્દો એવા છે કે, જે હાસ્યને ઉત્તેજ્યા વિના રહી જ ન શકે, કંઈ નહિ તો એ વિષે જરા ટીકા કરવાનું મન તો થાય જ. તે આ શબ્દો, એની ટીખળમાં સદા તત્પર રહેનારી એવી ત્રણ બેનો આગળ બોલે છે—ખાસ કરીને અગ્લાયા આગળ. એ ચોપડી સારી ગણાઈ નથી. પણ એનો મુખ્ય દોષ એ છે કે પ્રિન્સ મિશ્કિન વાઈનો દર્દી છે. એ જો એક તંદુરસ્ત માણસ હોત તો એનું નીતર્યું ભોળપણ, એના હૃદયની પવિત્રતા આપણને ખૂબ ઊંડાણથી સ્પર્શી ગયા વિના ન રહેત પરંતુ દોસ્તોયેવ્સ્કીની એ હિંમત નહિ કે એને એક તંદુરસ્ત માણસ બનાવે. વળી એ પણ ખરું કે, એને તંદુરસ્ત માણસ બહુ ગમતાં નહિ. એની તો લગભગ માન્યતા બંધાઈ ગઈ હતી કે, એ પોતે માંદો માણસ હોઈને, આખી દુનિયા જાણે માંદી છે..."

તોલ્સતોયે મારી ને સુલરની આગળ ફાધર સર્જિયસના પતનની વાત વાંચી—એક ભીષણ દાંડ. સુલર ઉત્તેજનાનો માર્યો એની બેઠકમાં અમળાવા લાગ્યો, મોઢેથી સિસકારા વગાડવા લાગ્યો.

"પણ વાત શું છે? તને ન ગમ્યું?" તોલ્સતોયે એને સવાલ કર્યો.

"ખરેખર આ અતિશય ઘાતકી છે. બરાબર દોસ્તોયેવ્સ્કીને છાજે એવું. એ કોહવાઈ ગયેલી છોકરી, ઢેબરા જેવી એની છાતી...ને એ બધું! આહ! એને પાપમાં જ પડવું હતું તો કોઈ સુંદર, તંદુરસ્ત છોકરી સાથે શું કામ ન પડ્યો?"

"પણ એ પાપનું પછી ઔચિત્ય ન રહેત. શક્ય છે કે, એને છોકરી માટે અનુકંપા જાગી હોય. બીજું કોઈ એની સામે નજર નાખવા પણ તૈયાર નહોતું, બિચારી બાપડી!"

"મને એ સમજાતું નથી"

"તને તો ઘણું બધુ સમજાતુ નથી, લ્યોવુશ્કા! તારામાં જરાય ફસલ નથી"

એટનામાં આન્દ્રિ લ્વોવિચની પત્ની અંદર આવી, એટને અમારી વાતચીત થતી ગઈ એ ને સુનર બાજુના ઓરડામાં ગયાં, એટલે તોલ્સ્તોયે મને કહ્યું

"હું જેટલાંને જાણું છુ, એ બધાંમાં આ લ્યોવુશ્કા પવિત્રમાં પવિત્ર માણસ છે એ એનો જન્મગત સ્વભાવ લાગે છે જો એ ખોટુ કરશે, તો તે પણ કોઈને ખાતર"

૨૨

ઈશ્વર, ખેડુત અને સ્ત્રી, એ એના વાતચીતના પ્રિય વિષય સાહિત્ય વિષે એ બહુ થોડી વાત કરે છે, ને તે જવલ્લે જ કેમ જાણે એ એને માટે કોઈ અજાણ્યો વિષય ન હોય! સ્ત્રીઓ પ્રત્યેનું એનું વલણ મને દેખાય છે ત્યાં સુધી કૈંક જક્કી દુશ્મનાવટ ભર્યું હોય છે એમને સજા કરવી એથી વિશેષ આનંદ જાણે એને બીજા કશામાં નથી.

કીટી ને નતાશા રોસ્તોવા જેવી સામાન્ય સ્ત્રીઓ હોય તો એમને માટેનું એનું વલણ જુદુ જ છે તો શુ એનો આ વેરભાવ પોતે જે સુખ મેળવવા શક્તિમાન હતો તે ન પામી શકવાને કારણે હતો? કે પછી આત્માને "હિણપત ભરી અવસ્થાની સ્થિતિમાં મૂકી દેનાર દૈહિક આવેગો" પ્રત્યેનો હતો? એ ગમે તે હો, એ વૈરભાવ જ છે, ને 'આના કારેનીના'માં અત્યંત કડુતા ભર્યો જોવા મળે છે આ રવિવારે ચેખોવ ને યેલ્પાત્યે સ્કી સાથે 'સેસોના એકગાર' વિષે વાતો કરતાં એણે 'ઈન્દ્રિયોના હીણપતભર્યા આવેગો' વિષે બહુ સરસ વાતો કરી. સુલરે એના શબ્દો ટપકાવી લીધા, પણ પાછળથી કોફી બનાવતી વખતે પોતાના એ કાગળિયાને ફાનસની ઝાળ પર ધરી એણે સળગાવી મૂક્યાં એકવાર આગાઉ ઈબ્સન વિષે બોલતાં તોલ્સ્તોયે

જે ટીકા કરેલી એની નોંધ પણ એણે બાળી નાખેલી તે ઉપરાંત લગ્નવિધિનાં પ્રતીક બાબત એણે જે તદ્દન નાસ્તિક જેવી ટીકા કરેલી, જેમાં ક્યાંક ક્યાંક વી વી. રાસાનોવની ટીકાઓ સાથે ઘણું મળતા પણું હતું એ નોંધ પણ એણે ખોઈ નાખેલી

૨૩

ફિયોદોસિયાથી કેટલાક બેપ્ટિસ્ટ્સ,—સ્ટન્ડીસ્ટ્સ આજે સવારે અહીં આવ્યા હતા એમની જોડે આખો દહાડો એણે ઉત્સાહભેર મુઝિક–ખેડૂતોની વાત કરી

જમતી વખતે એણે કહ્યું ‘

‘ તારે એમને જોવા જેવા હતા—મને એવા તો પાછ્ઠ ને ખડતલ એમાંના એક જણે કહ્યુ “ અમે તો વણનોતર્યાં અહીં આવ્યા છીએ’ ત્યારે બીજો કહે, “ હવે દુઆ કરો કે વણશાપ્યા અહીંથી વિદાય થઈ જઈએ ’ ને એમ કહેતા તોલ્સતોયે આખુ શરીર હચમચાવી નાખે એવુ બાલીશ હાસ્ય કર્યું !

ભોજન બાદ ઓશરીમા બેઠા હતા, ત્યાં એણે કહ્યુ

‘ મને લાગે છે કે બહુ જલ્દી આપણે લોકોની ભાષા સમજતા મટી જઈશુ હમણાં આપણે ‘ પ્રગતિના સિદ્ધાંત ની ચર્ચા કરીએ છીએ, ‘ ઇતિહાસમાં વ્યક્તિના સ્થાન ’ વિષે ને ‘ વિજ્ઞાનના વિકાસક્રમ ’ ને ‘ મરડા ’ વિષે વાતો કરીએ છીએ, ત્યારે મુઝિક કહે છે “ ઘાસની ગજીમા સોય શોધવાનો તે કઈ અર્થ છે ? તે આપણી તમામ સિદ્ધાંત–ચર્ચાઓ, આપણો ઇતિહાસ ને ક્રમિક–વિકાસવાદ એની આગળ સોદાં પડી જાય છે, નકામાં ને હાસ્યાસ્પદ બનાને ઊભાં રહે છે કારણ, ‘ મુઝિક ’ એ વિષે કઈ જાણતો નથી એની એને કશી ગરજ પણ નથી. પણ એ ‘ મુઝિક ’ આપણા કરતાં બળુકો છે એની ટકવાની શક્તિ આપણા કરતાં વધારે છે ને આપણી કદાચ ( કોણે જાણ્યુ ? ) પેલી અસુરી જાતિની જે દશા થઈ તે જ થાય ! આપણા એક સાક્ષરને કોકે કહેલું

કે, 'એ આખી જાતિનો નાશ થઈ ગયો. પણ એ લોકોની ભાષાના થોડાક શબ્દો બોલનારો એક પોપટ હજી હયાત છે ખરો!'

## ૨૪

"ભૌતિક દૃષ્ટિએ સ્ત્રીમાં પુરુષ કરતાં વધારે સચ્ચાઈ છે, પરંતુ એના વિચાર ખોટા હોય છે. એ જૂઠું બોલે છે ત્યારે એ પોતાની જાતને ય માનવા તૈયાર નથી હોતી. પણ રૂસોનું એવું છે કે એ જુઠ્ઠું બોલે છે, ને એમાં પોતે માને છે ય ખરો."

## ૨૫

"દોસ્તોયેવ્સ્કીએ એના એક પાગલ પાત્ર વિષે લખતાં કહ્યું છે કે, 'આખી જીંદગી એણે પોતાની જાતને ને પારકાંને દંડ્યા કર્યા. કારણ એને જેનામાં વિશ્વાસ નહોતો એવાની ચાકરી એને કર્યા કરવી પડેલી...' આ એણે પોતાના વિષે લખ્યું છે. અર્થાત્ કે એવી વાત એ પોતાના વિષે પણ બહુ સહેલાઈથી કહી શક્યો હોત.

## ૨૬

કેટલીક બાઈબલની કહેવતો સાવ અસ્પષ્ટ જ છે, જેમકે, 'આ પૃથ્વી સ્વામીની જ છે, ને એની આ પુષ્ટતા પણ...' આ શબ્દોનો ભાવાર્થ શો? ધર્મશાસ્ત્રની સાથે એને કંઈ લેવાદેવા નથી. એમાં લોકવિજ્ઞાનના ભૌતિકવાદની ગંધ આવે છે."

સુલરે કહ્યું, "તમે અગાઉ પણ આ શબ્દોના ભાવાર્થ પર ક્યાંક ટીકા કરેલી છે."

"તે કરી હોય તો ય શું...ભાવાર્થ એમાં કોઈ શકે છે, પણ હું કંઈ એના તળિયા લગી પહોંચ્યો નથી."

## ૨૭

ગૂઢાર્થવાળા, સામાને મુંઝવણમાં મૂકી દે એવા સવાલો પૂછવાનો એ બહુ રસિયો છે:

કહેશે "તું તારી જાત વિષે શું માને છે?"

ને પછી એ ખધુ હસશે

પૂછશે : "તું તારી પત્નીને ચાહે છે?"

"તને મારા દીકરા લેવમાં બુદ્ધિનું કંઈ તેજ લાગે છે?"

'તને સોફિયા આન્દ્રેયેવના* ગમે છે?"

ને એની આગળ જુઠ્ઠું બોલવું તો અશક્ય જ.

એક વખત એણે મને પૂછ્યું. "એલેક્સી મેક્સીમોવીચ! તું મને ચાહે છે ખરો?"

પેલો રશિયન વીર—નોવાગોરોદનો મરજીવો વાસિલી બસ્લાયેવ**—એ આવી ખેલદિલ રમત કરતો પહેલાં એ એક વસ્તુનો પ્રયોગ કરી જુએ છે, પછી બીજી પર હાથ નાખે છે, જાણે રીતસર કુસ્તીની તૈયારી ન કરતો હોય આ એની એક દિનચરપ આદત છે પણ હું કંઈ એની બહુ પરવા નથી કરતો એ એક શયતાન છે પૂરો. ને હું તો હજી એની આગળ એક બાળક કહેવાઉં. મને છેડવાનું એણે છોડી દેવું જોઈએ.

## ૨૮

કદાચ 'મુઝિક' એને માટે એક એવી દુર્ગંધ છે જેને એ કદી ભૂલી શકતો નથી એને વિષે વાત કરવી એ એને માટે બાધ્ય બની જાય છે.

ગઈ કાલે રાતે જનરલ કોરનેટની વિધવા સાથે મારે થઈ ગયેલ ઝપાઝપીની વાત મેં એને કરી ને એ એટલું બધું હસ્યો કે એની આંખમાં પાણી આવી ગયા પેટમાં દુખવા આવ્યું ત્યાંસગી એણે હસ્યા કર્યું દુખથી કણસતો જાય ને તીણે સાદે બોલતો જાય

* તોલ્સતોયની પત્ની

** રશિયન કથાઓમાં આવતું એક વીર પાત્ર

"અરે પણ પાવડા વડે! અરે બિચારી .. પાવડા વડે, હેં? પાવડો બહુ ભારે તો નહોતો?"

તે પછી ઘડીએક થંભી જઈ ગભીરતાપૂર્વક કહેવા લાગ્યો :

"તું તો ભારે દયાવાળો નીકળ્યો. બાકી તારી જગાએ બીજો કોઈ હોત તો એણે એને માથામાં જ ફટકારી હોત. તું બહુ દયાળુ નીકળ્યો. પણ તું સમજ્યો ..કઈ? એને તારી જરૂર તો ન હતી ને?"

"એવું કશું યાદ નથી. પણ મને નથી લાગતું કે એવું કંઈ હોય"

"નક્કી એ તને ઇચ્છતી હતી એ તો સાવ દીવા જેવી વાત છે અને તારો ખપ હતો જ."

"મને એમાં કંઈ રસ નહોતો"

"તને રસ હતો કે નહિ એ વાત જવા દે. તું કંઈ અહિલા–સમાજનો માનવી નથી. એ તો ઉઘાડી વાત છે તારી જગાએ બીજો હોત તો એણે પોતાનું નસીબ વટાવી લીધું હોત ઘરધણી થઈ બેઠો હોત, ને પોતાની બાકીની જીંદગી ખાઈ પી એની જોડે લહેર કરવામાં માણી નાખી હોત."

પછી જગ અટકીને કહે :

"પણ તું એક વિલક્ષણ છોકરો છે ગુસ્સો ન કરીશ પણ તું ખરેખર વિલક્ષણ છે ને એમાં સૌથી રમુજી વસ્તુ એ છે કે, તારો વૈરભાવ બિલકુલ વ્યાજબી હોવા છતાં, વાત એમ છે કે તું બહુ સુજન છે. હા, દગો ગળવાનાં બધાં કારણ હતાં તને. તું બહુ ખાનદાન છે, એ પણ બહુ સારું છે..."

વળી ઘડીક અટકી જઈ વિચારમય મુદ્રાએ એણે ઉમેર્યું

"હું તારું મન સમજી શકતો નથી બહુ ગુંચવાયેલું મન છે. તારું હૃદય બહુ શાણું છે .હા, તારી પાસે જે હૈયું છે, એ શાણપણથી ભરેલું છે."

*

**નોંધ :** હું કઝાનમાં રહેતો, ત્યારે જનરલ કોરનેટની વિધવાને ત્યાં એની વાડીના રખેવાળ ને માળી તરીકે કામ કરતો. એ એક ફ્રેંચ સ્ત્રી હતી. ભારે શરીરની ને લાંબા પાતળા, નિશાળની છોકરી જેવા, પગવાળી. ખૂબ સુંદર, અતિ ચચંળ, સદા સુવિકસિત, લોલુપ આંખોવાળી. મને લાગે છે કે, લગ્ન પહેલાં એ કોઈ દુકાનમાં કામ કરતી હોવી જોઈએ. કાં રસોઈયણ હશે કોકને ઘેર.

સવારના પહોરમાં ઊઠીને એ ઢીંચવાનું શરૂ કરતી. ને પછી એટલી ચોળી પર, રાતે સૂતી વખત પહેરવાનો લાંબો નારંગી રંગનો ઝભ્ભો ચઢાવી લઈ, પગમાં રાતા મોરોક્કોનાં તાતર સ્લીપર પહેરી, ઘોડી જેવા જથ્થાદાર બરછટ વાળને ઊંચા અંબોડામાં બાંધી લઈ, એ વાડીમાં ફરવા નીકળી પડતી. બેદરકારીથી જેમતેમ બાંધી લીધેલા એના વાળની લટો એના ગુલાબી ગાલ ને ખભા પર ઊડયા કરતી. એક જુવાન જોગણી જ જોઈ લ્યો. ફ્રેંચ ભાષામાં ગીતો ગાતી એ વાડીમાં આમથી તેમ લટાર માર્યા કરતી, ને મને કામ કરતો જોયા કરતી. વળી વારે-ઘડીએ એના રસોડાની બારી સુધી જતી ને કહેતી :

"મને કંઈક આપ તો પોલીન!"

આ 'કંઈક' એટલે એક અને અનન્ય વસ્તુ—બરફ નાખેલા શરાબનો પ્યાલો.

ડી. જી. ની ત્રણ દીકરીઓ એ ઘરને તળમજલે રહેતી. એમનો બાપ, કૉમિસરી જનરલ હતો એને મોટે ભાગે બહારગામ રહેવાનું થતું. છોકરીઓની મા મરી ગયેલી આ વિધવાને જુવાન છોકરીઓ ઉપર કંઈક અણગમો હશે, તે તરેહ તરેહના મેલા નુસખા અજમાવી એમને સતાવ્યા કરે.

એને રશિયન ભાષા બરાબર આવડતી નહિ, પણ ગાળો એવી અસલ દઈ જાણતી જાણે દાયલારીવાળાની હરીફાઈમાં ઊતરી હોય!

પેલી છોકરીઓની જોડે એ જે રીતે વર્તતી, તેનાથી મને એના પર ઘૃણા થઈ ગઈ હતી એ છોકરીઓ ઉદાસ, ભયભીત ને લક્ષણવિહોણી હતી

એક દિવસ બપોરે એમાંની બે જણીઓ બાગમા ફરતી હતી, ત્યાં એકાએક જનરલના શ્રીમતીજીનાં દર્શન થયાં—હમેશની માફક પીધેલી અવસ્થામાં. એણે તો રાડારાડ કરી મૂકી ને પેલી છોકરીઓને બાગમાથી તગેડી મૂકવા માંડી. એ તો બિચારી મૂગી મૂગી એક શબ્દ પણ બોલ્યા વિના ત્યાંથી નીકળી જવા લાગી પણ આ શ્રીમતી કેરગનેટ પોતે જઈને ઝાંપા આડી ખડી થઇ ગઈ ને રશિયનમાં ગાળોનો જે મારો ચલાવ્યો, કે ઘોડો ય ચમકીને ઊભો રહી જાય! મે એને કહ્યુ કે 'ગાળો બોલવાનુ બધ કર, ને છોકરીઓને જતી રહેવા દે,' તો એ મારા પર તૂટી પડી, કહે "હુ જાણુ છુ તને તુ તો ગતે એમની બારીમાંથી અદર ઘૂસનારો "

મારા મિજાજનું ઠેકાણું ન રહ્યું મે એને બોચીએથી ઝાલીને ઝાંપા આગળથી દૂર હડસેલી, પણ એ તો છૂટીને પાછી ત્યાં આવી ઊભી રહી, મારી સામે ફરી ચીસો પાડવા લાગી એકાએક પોતાનો ઝભ્ભો ખોલી નાખી અદરનું કપડુ ઊંચુ કરી ઊભી રહી ગઈ કહે

' જો, એ ચીમળાયેલી છોકરીઓ કરતાં હુ સારી છુ'

હવે મારો પિત્તો એકદમ ખસી ગયો મે એને ધક્કો મારીને ત્યાંથી આગળ ધકેલી, ને પાછળની એની પૂઠ પર મારા પાવડા વડે એક દીધી. એટલે એ ઝાંપામાંથી સીધી વાડીમાં નીકળી ગઈ, ને " ઓહ ! ઓહ! ઓહ! કરતી આશ્ચર્ય મૂઢ બની ભાગી છૂટી

તે પછી એના ઘરનો કારભાર ચલાવનારી પૌઢીન પાસેથી મે મારો પાસપોર્ટ પાછો મેળવી લીધો એ પણ ધૂમ પીનારી બાઈ, પણ ખૂબ ચતુર મારુ બચકુ બગલમાં દબાવી, મે ત્યાંથી વિદાય થવા માંડ્યુ તે વખતે જનરલના શ્રીમતી લાલ રૂમાલ હાથમાં લઈ એમના ઓરડાની બારીમાં ઊભાં હતાં મને જતો જોઈ એણે બૂમ મારી

કહે: "હું પોલિસને નહિ બોલાવું, તું ગભરાઈશ નહિ...અરે, સાંભળ તો! પાછો વળ, તું બીશ નહિ .."

## ૨૯

મે તોલ્સતોયને પૂછ્યું ·

"પોઝનીશેવ કહે છે કે, ડૉક્ટરોએ આજલગી સેંકડો ને હજારોની સંખ્યામાં માણસોને મારી નાખ્યાં છે, ને હજી મારી રહ્યા છે . તમે શું એ વાતમાં સમત છો?"

"તારે એ બાબત ખરેખાત જાણવું જ છે?"

"હાસ્તો વળી"

"તો જા, હું તને નથી કહેવાનો."

એમ કહી ખિલખિલ હસતાં એણે મને અંગૂઠો બતાવ્યો

પોતાની એક વાર્તામાં એક દાક્તરને એણે ઘોડાને વળગેલી બગાઇ સાથે સરખાવ્યો હતો, એ મને યાદ હતું

એમાં હતું 'રસ' 'દરસ' 'લોહી પડવું'—આ બધા 'નસો' 'સનીવા ને 'શરીરનું બધારણ' માટે વપરાતા પર્યાય નથી શું?"

—ને આ બધું, જેનર, બેહરિંગ ને પાશ્ચરના થઈ ગયા પછી!

એક નર્યો શયતાન જ કહોને!

## ૩૦

કેટલી નવાઈની વાત, એને ગંજીપે રમવું ગમે છે! રમે છે ત્યારે એમાં મન મૂકીને રમે છે, ને કોકવાર તો ઉશ્કેરાઈ જાય છે પણ ખરો ને ગંજીપાનાં પત્તા એના હાથની ધ્રૂજતી આંગળીઓ વચ્ચે, કાગળના કટકા નહિ પણ, પંખી ઝાલ્યું હોય એવાં લાગે છે

## ૩૧

"ડિકન્સની એક બહુ શાણી ઉક્તિ છે 'તમે તમારું જીવન ટકાવી રાખો, પણ તે તમે એને માટે આખર સુધી ઝૂઝવાના છો, એ

જ શકતે.' એકંદર જોતાં એ એક લાગણીપ્રધાન ને વાચાળ લેખક હતો એનામાં શાણપણનું તત્ત્વ બહુ નહિ અનઅત્ત, બીજું કોઈ ન લખી શકે એવી નવલકથા એ લખી શક્યો આનઝાક કરતાં અનેકગણી બહેતર કોઈકે કહ્યું છે કે, 'લખ્યા વિના જપ ન વળે એવી ધગશ ને ધૂન તો ઘણામાં હોય છે, પણ બહુ ઓછાને એમાં શરમાવા જેવું લાગતું હશે ' બાનઝાક ને ડિકન્સ બનેનું આવું હતું એ બનેએ ઘણું બધું એવું લખ્યું છે, જે ખરાબ છે ને છતાં બાનઝાક એક વિચક્ષણ પુરુષ હતો મારો કહેવાનો મતલબ એ કે જેને વિચક્ષણ કહેવાય એવો જ એ હતો ."

કોઈકે તોલ્સતોયને તિખોમિરોવનું 'હું ક્રાંતિકારી કેમ મટી ગયો,' નામનું પુસ્તક લાવી આપ્યું એને હાથમાં લઈ થાબડતાં એણે કહ્યું

"રાજદ્વારી ખૂનનો વિષય આમાં બહુ સરસ રીતે ચર્ચેલો છે વિરોધની આ પદ્ધતિને પોતાનો ચોક્કસ કોઈ ઉદ્દેશ હોતો નથી, એ વાત આમાં બરાબર બતાવેલી છે આ પરિવર્તન પામેલો રાજદ્વારી ખૂની કહે છે કે, 'આ જાતનો વિચાર એટલે એક વ્યક્તિનું અરાજક પ્રજાપીડન સમાજ તેમજ અને માણસજાત પ્રત્યેના એના તિરસ્કાર સિવાય એમાં બીજુ કઈ નથી આ વસ્તુ એણે બહુ સારી રીતે સમજાવી છે પરંતુ 'અરાજક પ્રજાપીડન' શબ્દ અહીં ખોટી રીતે વપરાયેલો છે એણે અહીં 'રાજાશાહી' શબ્દ મૂકવાની જરૂર હતી. એનો વિચાર બહુ સારો ને સાચો છે બધા આતંકવાદીઓ એ વાત પર જ ગોથું ખાય છે સાચા આતંકવાદીઓની હું વાત કરું છું જેને ખરેખર ખૂન કરવાનું જ ગમે છે એ ગોથું નહિ ખાય, એ નહિ બદનામ એવો માણસ તો નરદમ ખૂની જ હતે, જે સંજોગવશાત્ આતંકવાદીઓના રોળામાં જઈ પડેલો—એટલું જ."

## ૩૨

કોઈક વાર એની આત્મતુષ્ટિનો પાર નથી હોતો, ને ત્યારે વેલ્લા

પ્રદેશના પેલા સંકુચિત ધર્મ સંપ્રદાયોની જેમ એને સહી લેવો અશક્ય બની જાય છે...ને તેમાં ય એ રહ્યો એક પ્રચંડ ઘંટ, જેનો રણકાર આખી દુનિયામાં પડઘો પાડે છે—એ જ તો ભયંકર છે.

ગઈ કાલે એણે મને કહ્યુ : "તારા કરતાં હું 'મુઝિક' વધારે છું એટલે 'મુઝિક'ની અનુભૂતિ પણ તારા કરતાં વિશેષ ધરાવું છું."

ભલા ભગવાન ! આવી બડાશ એણે ન હાંકવી જોઈએ. કદી નહિ !

૩૩

મેં 'ધ લોઅર ડેપ્થ્સ' નાટકમાંથી થોડાંક દશ્ય એની આગળ વાંચી સંભળાવ્યાં. એણે ખૂબ ધ્યાનપૂર્વક બધું સાંભળ્યું. ને પછી મને પૂછ્યુ :

"આ લખવાનું મન તને કેમ થયું ?'

મારી શક્તિ પ્રમાણે મે એને બધું સમજાવ્યું.

"તું મરઘીના બચ્ચાની જેમ ગમે તે ચીજ તરફ ધસી જાય છે. ને બીજી વસ્તુ એ કે, તારા લખાણમાં જેટલી ફાંકો ને જેટલી તરાડો રહી જાય છે, તે બધાને તું તારા રંગથી ભરી દઈ, બધું લીસું બનાવી દેવા મથે છે. હાન્સ એન્ડરસન એની એક વાર્તામાં કહે છે કે, 'સોનેરી ઓપ તો ઊતરી જવાનો પણ ચામડું એમનું એમ રહેવાનું.' આપણા ખેડૂતો કહે છે : 'બધું ચાલ્યુ જાય છે, સત્ય જ એક માત્ર રહી જાય છે.' બહુ લપેડા કરવા જ નહિ. કારણ પાછળથી એ જ ભારે પડી જાય છે તેમાં ય તારી ભાષા બહુ રંગદાર ને સજાવટવાળી છે, એ નહિ ચાલે. તારે વધારે સાદું લખવુ જોઈએ. લોકો એમની વાતચીતમાં હમેશાં બહુ સરળ હોય છે પહેલી દષ્ટિએ તમને એમની વાતચીતમાં અંકોડા મળતા નથી—એમ લાગે, પણ એમનું વક્તવ્ય બહુ સચોટ હોય છે. પેલાં શિક્ષિત મહિલાની માફક 'મુઝિક' કદી એમ નહિ પૂછે કે, ચોથા કરતાં ત્રીજો મોટો શી રીતે ગણાયો ? જ્યારે ચાર એ...ત્રણ કરતાં વધારે મોટો આંકડો છે. ' ભાષાને ખુબીઓથી સજાવવાની જરૂર જ નથી."

એની પાસે મેં જે કંઈ વાંચ્યું, એ એને ગમ્યું નહોતું, એ તો દેખીતું જ હતું. એ કંઈક નાખુશ લાગ્યો. ઘડીક વાર પછી મારી આરપાર દૃષ્ટિ નાખતાં કંઈક મંદ લુખ્ખા સ્વરે એણે મને કહ્યું :

"તારો આ બુઢ્ઢો એ ચાહવા લાયક માણસ નથી. એની ભલમનસાઈમાં કોઈને વિશ્વાસ બેસે એવો નથી. તારા નાયકને હજી સારો કરી શકાય. તેં મારી 'ફ્રુટસ ઑફ એનલાઈટનમેન્ટ' (જ્ઞાનનાં ફળ) વાંચી છે? એમાં મારી પાસે તારા નાયક જેવું એક પાત્ર છે. નાટક લખવું એ બહુ અઘરી વસ્તુ છે. તારી વેશ્યા પાત્ર પણ વધારે પડતાં સારાં છે. શક્ય છે કે એ લોકો એવાં હોય પણ ખરાં. એવી જાતનાં લોકોને તું મળ્યો છે?"

"અવશ્ય મળ્યો છું."

"એ તો ખબર પડે જ છે. સત્ય હમેશાં એનો સ્પર્શ મૂકી જાય છે પણ લેખક તરીકેના મતવ્યો તારાં લખાણમાં બહુ આવ્યા કરે છે. તારાં નાટકો ખરાં પાત્રો તરીકે ઊંડાં ઊતરતાં નથી. બધાં એકસરખાં જાણે બહુ મજાનાં આવે છે. ને સ્ત્રીઓને તો તું કદાચ સાચી રીતે સમજતો જ નથી. તારાં તમામ સ્ત્રીપાત્રો નિષ્ફળ છે. માણસને એ યાદ રહે એવાં નથી. ."

આન્દ્રે લ્વોવિચનાં પત્નીએ ઓરડામાં આવી અમને ચા માટે બોલાવ્યા. તરત ઊભા થઈને એણે ચાલવા માંડયું, કેમ જાણે અમારા વાર્તાલાપનો અંત આવે એમાં જ એ રાજી હોય

૩૪

"તને કોઈ ભય કરમાં ભયંકર સ્વપ્ન આવ્યું હોય, તે યાદ છે?"

મને સ્વપ્નાં જવલ્લે જ આવે છે ને કદિક આવે તો તે મહા મુશ્કેલીએ યાદ આવે. પણ બે સ્વપ્નાં મને બરાબર યાદ રહી ગયાં છે. ને તે કદાચ મારી જિંદગીના છેલ્લા દિવસ લગી ભુલાવાનાં નથી

એક સ્વપ્નામાં મેં માંદલું કોહવાઈ ગયેલ લીલાશ પડતું પીળું, આકાશ ને એમાં જડેલા તેજનાં કિરણ વિહોણા, ભૂખે મરતા માણસના શરીર પરનાં ચાઠાં જેવા ગોળ ને ચપટા તારા જોયા…

આ કોહવાયેલ આકાશમાં લાલાશ પડતી વીજળી ભાખોડિયાં ભરી રહી હતી. આ વીજળી બિલકુલ સાપ જેવી લાગતી હતી, જે કોઈ તારાને એનો સ્પર્શ થઈ જતો, એ તારો એકદમ ફુગ્ગાની માફક ફૂલવા લાગતો ને ફૂલતાં ફૂલતાં પછી એકદમ અવાજ કર્યા વિના ફાટી જતો. તારાને ઠેકાણે એક કાળું ડાઘું રહી જતું, ફૂંકણીમાંથી નીકળેલ ધૂમાડા જેવું; ને તારો પેલા કહોવાઈ ગયેલ પાણીપોચા આકાશમાં ક્યાંય અલોપ થઈ જતો. આમ એક પછી એક વારાફરતી અથાગ તારા ફૂટી ગયા, ને તે પછી તો ઘનઘોર અંધારું પથરાતાં આકાશ અધિક ભયંકર બની ગયું. તે પછી જાણે એ ગોટાવા લાગ્યું, ખદખદવા લાગ્યું, ને ટુકડા ટુકડા થઈ ને મારા માથા પર ખરી પડવા લાગ્યું, જાણે એક જાતનો પાણીપોચો મલીદો ન હોય! ને એના ટુકડે ટુકડાની વચમાંથી જે અવકાશ દેખાયું તેની સપાટી બિલકુલ કાળી ને ચકચકતી હતી.

તોલ્સતોયે કહ્યું :

"જરૂર એ રાતે તું ખગોળશાસ્ત્રનું કોઈ પુસ્તક વાંચતો હોવો જોઈએ. એથી જ સ્વપ્નામાં આ જાતની ભૂતાવળ ઊભી થઇ હતી?"

બીજું સ્વપ્નઃ એક હિમાચ્છાદિત મેદાન, કાગળના પૃષ્ઠ જેવું સપાટ! વચમાં ક્યાંય ટિંબો ટેકરો નહિ, એકે ય ઝાડ કે નહિ ઝાડવું. માત્ર અહીં તહીં ક્યાંક એકાદું ડાળખું ઝાંખું ઝાંખુ બરફમાંથી માથું બહાર કાઢતું દેખાતું હતું. આ ચેતન–શૂન્ય બરફના રણની આરપાર, ક્ષિતિજ. એના આ છેડાથી પેલા છેડા સુધી ભાગ્યે જ જુદી પાડીને જોઈ શકાય એવી એક પીળી રસ્તાની પટ્ટી દેખાતી હતી, ને એ રસ્તા પર રાખોડી રંગના ફેલબૂટ (ઘૂંટણુલગીના જોડા)ની એક જોડ–પોતાની મેળે હળવે હળવે ડગલાં માંડતી ચાલી જતી હતી! આ સાંભળી, તોલ્સતોય

પરીક્ષાના હીંગુળ જેવા રૂછડિયાં ભર્યાવાળી એની આંખો ઊંચી કરી, મારી સામે ધ્યાનપૂર્વક જોઈ રહ્યો ને થોડીવાર પછી કહે :

"એ તો ભયાનક શું ખરેખર તને આવું સ્વપ્નું આવેલું ! તે બનાવી તો નથી કાઢયું ને ? મને તો એમાં કંઈ પુસ્તકિયું હોવાનો ભાસ થાય છે."

ને એકાએક મિજાજ ગુમાવી બેઠો હોય એમ પોતાના ઘૂંટણ પર એક આંગળી વડે ટકોરા મારતાં રૂક્ષ ભાવે છૂટક છૂટક શબ્દો ઉચ્ચારતાં એણે કહ્યું :

"તું શું કદી પીતો નથી ? તું જીંદગીમાં કદીય પીવાની લતમાં પડયો હોઈશ એવું લાગતું નથી ને છતાં તારા આ સ્વપ્નામાં, વાદળી જેવું–આત્મસાત કરી લે એવું કંઈક તત્ત્વ જરૂર છે. હોફમાન નામનો એક જર્મન લેખક થઈ ગયો એને સ્વપ્નમાં આખે રસ્તે ગંજીપાનાં પાનાં ગોઠવેલા ટેબલ દેખાતાં ને એવી જ બધી વસ્તુઓ. અલબત્ત, એ તો દારૂડિયો હતો જ, માડીવાનની ભાષામાં જેને 'ગંજેરી' કહીએ એવો . પણ, એકના ને એકના આપમેળે ડગલાં ભરતા જોડા—એ તો ખરેખર ભયાનક છે તે એ વાત જોડી કાઢેલી હોય તો પણ અસલ છે .ભયાનક !"

અને એકાએક એની આછી દાઢીને થરકાવી મુગ્ધ હાસ્ય એ હસ્યો. એ હાસ્યે એના ગાલનાં હાડકાં પર તેજ પાથરી દીધું.

"કલ્પના તો કર . એમએક ત્વમર્યાયા ગલીમાં થઈને, વાળેલા લાકડાના પગવાળુ પત્તા ગોઠવેલું ટેબલ, એની સપાટીને પાંખોની જેમ ફફડાવતું, મેદાનમાંથી ચોકની હારે કાઢતુ દોડયું આવતું હોય, એની લીલી સપાટી પર પાડેના આંકડા પણ તમને ચોકખા દેખાતા હોય ! એ એટલા માટે નાસી છૂટેલું હોય છે કે દારૂખોરીખાનાના કોઈ માણસે લાગલાગટ ત્રણ રાત ને ત્રણ દિવસ લગી એના પર જુગાર ખેલ્યા કર્યો હોય છે. ને આખરે એની સહનશક્તિનો છેડો આવી જતા એ નાસી છૂટયું હોય છે."

આટલું બોલીને એ હસ્યો, પણ એણે જોઇ લીધું હશે કે મારા પરના એના અવિશ્વાસથી મારું મન દુભાયેલું હતું.

"તારું સ્વપ્નું મને પુસ્તકિયા લાગ્યું, એથી તને ખોટું લાગ્યું? પણ ગુસ્સે ના થઈશ. મને ખબર છે, અજાણતાં માણસ ઘણીવાર એવી વિચિત્ર વસ્તુ ઉપજાવી કાઢે છે કે, એને માની લેવી મુશ્કેલ બની જાય છે, ને છતાં એ માણસને તો એમ જ લાગે કે જાણે ખરેખર પોતે એવું સ્વપ્ન જોયું જ છે. એક બુઢ્ઢા જમીનદારે મને એકવાર એના સ્વપ્નાની વાત કરેલી. તેમાં પોતે એક જંગલમાં થઈને ચાલતો ચાલતો ખુલ્લા મેદાનમાં નીકળ્યો ને ત્યાં એણે શું જોયું? મેદાનમાં માટીના બે ટીંબા હતા, તે એકાએક જાણે આંચળ બની ગયા! એ બે આંચળની વચ્ચેથી એક કાળા મુખવાળી આકૃતિ ઊભી થઈ. એ આકૃતિને આંખોને ઠેકાણે બે ચંદ્ર જડેલા હતા, જે ફૂલું પડેલી આંખ જેવા લાગતા હતા. સ્ત્રીની એ આકૃતિના બે પગ વચ્ચે એણે પોતાની જાતને ઊભેલી જોઈ. એની નજર સામે એક ઊંડી અતલ ખાઈ હતી, જે એને પોતાની અંદર ચૂસી રહી હતી. આ સ્વપ્નું જોયા પછી એના વાળ એકદમ ઝડપથી પાકવા લાગ્યા, એના હાથ ધ્રૂજવા લાગ્યા. એણે પરદેશ જઈ ડૉ. નીપતી સારવાર લેવા માંડી. પણ એ માણસ તો એ જાતનો જ હતો કે એને એવું સ્વપ્નું આવે. એ એક વ્યભિચારી હતો."

ને એણે મારો ખભો થાબડ્યો. કહે,

"પણ તું તો શરાબી પણ નથી કે નથી રંડીબાજ—તેમ છતાં તને એવું સ્વપ્નું આવ્યું શાથી?"

"મને કંઈ સમજાતું નથી."

"આપણે આપણી જાત વિષે બહુ ઓછું જાણતા હોઈએ છીએ," એટલું બોલી નિઃશ્વાસ નાખી, આંખો ઝીણી કરી, મંદ સ્વરે એણે ઉમેર્યું:

"કશુ જ જાણતા નથી આપણે"

એ સાંજે અમે ફરવા ગયા, ત્યારે એણે મારો હાથ પકડીને ધીરેથી દબાવતાં કહ્યુ

"આહ! ચાલતા જોડા બહુ ભયાનક દૃશ્ય છે—એકનપડે ટપ્પ, ટપ્પ કરતા, પોતાની હેઠળના બરફને કચડતા! ઘણો સરસ ખ્યાલ છે પણ તેમ છતાં તુ વધો જ પુસ્તકિયો છે ગુસ્સે ન થતો—તુય જાણે છે કે એ સારુ નથી એ તારા માર્ગમાં અતરાયરૂપ બની રહેશે"

મને નથી લાગતું કે, એના કરતાં હુ કઈ વધારે પડતો પુસ્તકિયો હોઉ અત્યારે તો એ મને અત્યત બુદ્ધિવાદી લાગે છે—એ જે કઈ કહે છે તે બધામાં.

## ૩૫

કોઈવાર તો એ એવો લાગે છે, જાણે કોઈ દૂરના અજાણ્યા પ્રદેશમાંથી આવી ચઢયો હોય, જ્યાં લોકો તદ્દન જુદી જ રીતે વિચારતા હોય ને જુદી જ રીતે વર્તતા હોય એમની હિલચાલ ને બોલચાલની ભાષા પણ જાણે આપણાથી તદ્દન જુદા હોય એ એક મુલકમાં જેર હોય છે, થાકયો પાકયો, ઉદાસ કોઈક અગોચર પ્રદેશની ધૂળથી રજોટાયેલો, અને કોઈક પરાયા માણસની જેમ, મૂગા બહેરાની માફક સૌની સામે ઉત્સુકભાવે તાકયા કરે છે

ગઈ કાલે રાતે ભોજન પૂર્વે એવોજ ભાવ દૃષ્ટિમાં ભરી એ દિવાન ખાનામાં આવ્યો. કેમ જાણે પોતે ક્યાંક દૂર સુદૂર નીકળી ગયેલો હોય, ને મૂગા મૂગા સોફા પર બેસી પડી, ક્ષણેક રહી, ડોલતાં ડોલતાં ઘૂટણ પર હથેળીઓ ઘસતાં, મોં પર કરચલીઓ પાડતાં, એકાએક એ બોલી ઊઠયો

"ના, ના, એનો અત એવો ન હોઈ શકે"

કોઈ એક મૂર્ખ ને સપાટ લોખડ જેવા દડા માણસે એને સવાલ કર્યો

"તમારા આ કથનનો મતલબ શો ?"

એ સ્હેજ ઝૂકીને એકધારી દૃષ્ટિ માંડી એની સામે જોઈ રહ્યો. તે પછી વરંડા બહાર, જ્યાં ડૉક્ટર નિકિતિન યેલ્પાત્યેવ્સ્કી ને હું બેઠા હતા, ત્યાં અમારા પર દૃષ્ટિ દોડાવતાં એણે સવાલ કર્યો :

"તમે લોકો શેની વાતો કરી રહ્યા છો તે ?"

"પ્લેવ વિષે સ્તો."

"પ્લેવ...પ્લેવ...!" વિચારમગ્ન અવસ્થામાં જ એણે એ શબ્દ અટકી અટકીને બે વાર દોહરાવ્યો, કેમ જાણે એ નામ એણે આ અગાઉ કદી સાંભળ્યું જ ન હોય તે પછી પંખીની માફક પોતાનું આખું શરીર હલાવી મંદ મંદ હસતાં એણે કહ્યું .

"આજ સવારથી મારા મગજમાં એક વિચિત્ર વસ્તુ દોડધામ મચાવી રહી છે કોકે મને એક કબર પર કોતરેલ લેખની વાત કરેલી એમાં હતું કે–

'અહીં, આ શીલા હેઠળ ઈવાન યેગોરયેવ પોઢેલો છે
'એ એક ચમાર હતો ને દિવસ આખો ચામડાં કમાવતો.
'એ ખૂબ મહેનતુ ને દિલનો અત્યંત માયાળુ હતો, ને આજે—
'એ મરી ગયો છે, એનો ધંધો એની પત્નીને હાથ સોંપી ગયો
'એ કંઈ ઘરડો નહોતો ને હજી કેટલાય વખત એનાં ચામડાં કમાવતો જીવી શકયો હોત,
'પરંતુ પ્રભુએ એને પોતાની પાસે બોલાવી લીધો.
'સ્વર્ગની જિંદગીમાં ભાગ લેવા—
'શુક્રવારની રાતે ને 'પેશન'–સપ્તાહને ટાણે '

આટલું બોલી એ મૂંગો થઈ ગયો, ને માથું હલાવતાં ધીમું ધીમું હસીને વળી એણે ઉમેર્યું

"માણસની મૂર્ખતામાં કઈક એવું મધુર ને હૃદયસ્પર્શી તત્ત્વ રહેલું છે – એમાં ઝેર ન ભળેલું હોય ત્યારે હમેશાં તમને એમાં એ મધુરતા મળશે."

ત્યાં અમને ભોજન માટે ખૂબ પડી

૩૬

"મને શરાબી મમતા નથી પણ 'હું એવા કેટલાક લોકોને જાણું છુ, જેઓ એક બે પ્યાલી પછી રસ પડે એવા માણુસ બની જાય છે એમનામાં રહેલો મર્મ ખીલી ઊઠે છે, એમના વિચારની સુંદરતા નીખરી ઊઠે છે, તેઓ કઈક સ્ફૂર્તિવાળા ને વાચાળ બની જાય છે પણ નશા વિનાની સ્થિતિમાં હોય છે ત્યારે એમના આ ગુણો નજરે ચઢતા નથી ને આવે વખતે મને શરાબ પર પણ આશીર્વાદ વરસાવવાનુ મન થઈ જાય છે"

સુલર કહે છે હું ને તોલ્સતોય એક વખત ત્વરસ્કોયા સ્ટ્રીટમાં થઈ પસાર થતા હતા, ત્યાં સામે દૂરથી બે બખ્તરધારી ઘોડેસ્વારોને આવતા જોયા એમની છાતી પરનાં બખ્તરની પિનળની પ્લેટ સૂર્યના પ્રકાશમાં ઝગારા મારી રહી હતી. એમનાં પેગડાં ખણુખણાટ કરી રહ્યાં હતાં, ને એ બન્ને જાણુ એક સરખી ગતિએ આગળ વધી રહ્યા હતા, કેમ જાણે બેઉ ભેગા જ ઊગી નીકળેલા હોય એમના ચહેરા જુવાની ને એમની આત્મતુષ્ટીથી ચમકી રહ્યા હતા.

તોલ્સતોયે એમને ભાંડવાનુ શરૂ કર્યું

કહે 'શી દમામ ભરી બેવકૂફી! ચાબુકના ફટકે કેળવાયેલાં પશુ જ—નહિ તો બીજુ શુ ?'

પણ બંને ઘોડેસ્વારો અમારી પાસે થઈ પસાર થઈ ગયા હતા, ત્યારે એ ચૂપચાપ એક કોર ઊભો રહી ગયો ને મમતાભરી દૃષ્ટિથી એમનો પીછો કરતાં પ્રશસાપૂર્વક કહેવા લાગ્યો

'કેટલા સુંદર લાગે છે, ખરુ કે નહિ? પ્રાચીન રોમવાસીઓ જેવા આહ, ઇયોપુરુષ! શક્તિ, સૌંદર્ય — ઓ મારા પ્રભુ! પુરુષમાં પણ સુંદરતા એ કેટલી અદ્ભુત વસ્તુ છે—કેટલી અદ્ભુત!'

## ૩૭

નીચાણના રસ્તે એણે મને પકડી પાડ્યો. દિવસ બહુ ઊકળાટ ભર્યો હતો એના તાતાર ઘોડા પર સવાર થઈ એ લિવાદિયાની દિશામાં જઈ રહ્યો હતો. ઉદાસ, લઘરવઘર જટિયાંવાળો, મિલાડીના ટોપના આકારની પાતળી સફેદ ફેલ્ટ ટોપી પહેરેલો એ પરીલોકના જાદુગર જેવો લાગતો હતો.

એણે લગામ ખેંચી ઘોડાને ધીમો પાડ્યો, ને મને સાદ કરી બોલાવ્યો મે એના ઘોડાની બાજુમાં ચાલતાં ચાલતાં વાત કરવા માંડી, વાતોમાં ને વાતોમાં મે એને કહ્યુ, કે મારા પર **વી છ** કોરોલેન્કોનો પત્ર આવ્યો છે. તોલ્સતોય ગુસ્સામા આવી એની દાઢી ઝટકારી કહે :

'એ ભગવાનમાં માને છે ? "

"મને ખબર નથી "

"સૌથી અગત્યની વાત પૂછુ, ત્યારે તુ કહે છે, હું જાણતો નથી ! હા, એ માને છે, પણ નાસ્તિકની આગળ એ વાત કબૂલ કરતાં એને શરમ આવે છે "

ઘૂરકતો હોય, એમ ચોઢિયો બની ગુસ્સામાં આંખો તતડાવતો એ બોલતો હતો મને લાગ્યુ કે ક્યાં હુ એના રસ્તામા આડો ઊતર્યો ? પણ મે જેવો એને મૂકી આઘા ખસવાની તૈયારી કરી કે એણે મને અટકાવ્યો.

કહે, "કેમ, શુ થયુ ? હુ તો બહુ આરને ચલાવુ છુ ને ? "

ને વળી એણે ધુરકિયુ કરતાં કહ્યુ : "તારો આન્દ્રેયેવ નાસ્તિકોથી પણ બીએ છે બાકી એ ભગવાનમાં માને છે, ભગવાનથી ડરે છે પણ ખરો."

ગ્રાન્ડ ડયુક એ. એમ રોમાનોવની જાગીરને છેડે રસ્તા પર ઝોલુ વળાને ઊભા ઊભા ત્રણ રોમાનોવ–કુટુંબીઓ વાતો કરતા હતા. હુ ધારુ છુ કે એક હતો ટોડગની જાગીરનો માલિક જ્યોર્જ ને બીજે

દિયુલમરનો પિતર નિકોલાયેવિચ ત્રણે ફાંકડા, કદાવર જુવાનો રસ્તો આખો રુંધીને એક ઘોડાની બગ્ગી ઊભી હતી બાજુમાં જીન નાખેલો એક સવારીનો ઘોડો હતો તોલ્સતોયને પસાર થવાની જગા જ રહેતી નહોતી એણે પેલા રોમાનોવ્સ તરફ એક તીખી ઠપકા-ભરી નજર નાખી પણ એ લોકો તો અમારા તરફ પીઠ કરીને ઊભેલા હતા પેલા જીન નાખેલા ઘોડાએ પોતાના પગ ઉપાડી, બાજુએ ખસી જઈ, તોલ્સતોયના ઘોડાને નીકળવાની જગા કરી આપી

ઘડીએક એમ ને એમ મૂગા મૂગા જ સવારી કર્યા પછી એણે કહ્યું "મને ઓળખ્યો લીધો એમણે અણઘડ અનાડી લોકો!

ને થોડીવાર પછી વળી ઉમેર્યું

"ઘોડાને સમજ પડી ગઈ કે મારે તોલ્સતોયને રસ્તો કરી આપવો જોઇશે"

૩૮

એક વાર કહે

'સૌથી પહેલી ને મુખ્ય વાત એ કે તમારી પોતાની ખાતર તમારી જાતની સંભાળ રાખતા થાઓ, તોય બીજાને માટે ઘણું કર્યું ગણાશે.'

૩૯

'જાણીએ છીએ' એમ કહીએ છીએ ત્યારે આપણે મન એનો શો મતલબ હોય છે? હું જાણું છું કે હું તોલ્સતોય છું એક કદરૂપો ચહેરો, દાઢી – ને એ જ મારો પરવાનો છે પણ પરવાના તો કઈ આત્માની બાબતમા દખલ કરતા નથી હોતા મારા આત્મા વિષે હું જાણું છું કે એ પ્રભુના સાન્નિધ્યની ઝંખના કર્યા કરે છે પણ આ પ્રભુ તે કોણ? એ વસ્તુ કે જેના અંશમાત્રથી મારો આત્મા બનેલ છે એમાં બધું આવી ગયું. જે કોઈ માણસ વિચાર કરતાં શીખ્યો છે, એને

માટે ઈશ્વરમાં માનવું મુશ્કેલ બની જાય છે. પણ ઈશ્વરમાં તો માણસ શ્રદ્ધાથી જ વસી શકે. તરતુલીઅને કહ્યું છેઃ 'વિચાર જ અનિષ્ટ છે."

૪૦

એના ઉપદેશોની એકધારી નિરસના છતાં આ અદ્ભુત માણસમાં અગાધ એવી શક્તિઓ પડેલી છે.

આજે બગીચામાં ગયેલા ત્યાં ગાસપ્રાના એક મુલ્લાં સાથે વાત કરતાં એ પોતાની જાતને એવી રીતે વ્યક્ત કરી રહ્યો હતો, જાણે કોક ગામડિયો શ્રદ્ધાળુ પોતાની અંતિમ ઘડીના ડંકા સુણી પોતાના આખરી દિવસોમાં વિચાર કરવા પ્રેરાયો હોય ! આમે ય ટચુકડા એના દેહને એ જાણે ઓર નાનો કરવા મથી રહ્યો હતો. એક મજબૂત પડછંદ કાયાવાળા તાતારની પડખે ઊભેલો, એ એવો લાગતો હતો, જાણે કોક સામાન્ય ઘરડો માણસ. જેણે હમણાં જ જિંદગીના હેતુ વિષે વિચાર કરવા માંડયો હોય ! ને એની અનંતવિધ સમસ્યાનો ખ્યાલ આવતાં પોતે જ મુંઝાઈ ગયો હોય ! વિસ્મયપૂર્વક એનાં રૂછડિયાં ભવાં ઊંચકી, એની તીક્ષ્ણ દૃષ્ટિવાળી આંખો ગભરુ રીતે પટપટાવતો એ એની આંખોનાં તીવ્ર ઓજસને જાણે ઝાંખાં કરવા મથી રહ્યો હતો એની શોધક નજર મુલ્લાંના પહોળા ચહેરા પર અપલક મંડાઈ રહી હતી. ને એની આંખોની કીકીઓની ચમક, જે લોકોને હમેશાં ગૂંચવી નાખનારી લાગતી તેની ઉગ્રતા કંઈક ઓછી થઈ જતી હતી

મુલ્લાંને એ જીવનના હેતુ વિષે, આત્મા ને ઈશ્વર વિષે 'બાલીશ' સવાલો પૂછયા કરતો હતો. કુરાનનાં સૂત્રો ને બાઈબલના નવા ટેસ્ટામેન્ટનાં સૂત્રો તેમજ તત્વજ્ઞોની ટીકાએ ટાંકી કોક શાસ્ત્રજ્ઞ પુરાણીની દક્ષતાથી એ બધાંની સરખામણી કરતો હતો. હકીકતે એ એક નાટકનું પાત્ર ભજવી રહ્યો હતો – કોઈ મહાન કલાવંત યા સંતને જ હસ્તગત હોય એવા અનુપમ કૌશલ્યથી.

ને થોડા જ દિવસ પહેલાં તાનેયેવ ને સુલર સાથે સંગીત વિષે

વાત કરતાં એ સંગીતની ખૂબી પર ઊતરી પડ્યો હતો. જોનાર જોઈ શકે કે એ પોતાના હર્ષોન્માદને માણવાની શક્તિ ય ધરાવે છે અર્થાત્ આવી પ્રખર અનુભૂતિની શક્તિ પણ એની પાસે છે

એણે કહ્યું કે, સંગીત ઉપર શોપનહોર જેટલી સમગ્રતાથી કોઈએ લખ્યું નથી, ને એ વાત કરતાં કરતાં એણે ફ્રેંટ વિષે એક રમુજી કિસ્સો કહી નાખ્યો, ને કહ્યું કે, "સંગીત એ મૂગા આત્માની પ્રાર્થના છે"

સુલરે પૂછ્યું: "પણ એ મૂંગો શાને?"

"કારણ કે એની પાસે કોઈ શબ્દો નથી વિચારો કરતાં ધ્વનિમાં આત્મા વધારે વિકસે છે વિચારો એ તાંગાનાણું ભરેલા બટવા જેવા છે, ત્યારે સગીતનો ધ્વનિ એ કશાથી ખરડાયા વિનાનો, આંતરિક રીતે જ પવિત્ર છે"

હૃદયને સ્પર્શી જાય એવા બારીક શબ્દો વાપરવામાં એ દેખીતો આનદ લૂટે છે. એકાએક કોઈ ઉત્તમમાં ઉત્તમ, કુમાશભર્યો શબ્દ યાદ કરી તે આનદી ઊઠયો. ને પછી એની દાઢીમાં હસતો મૃદુ ભાવે લગભગ લાડ લડાવતો હોય એ રીતે એ બોલેલો:

"સગીતકારો એટલે જ મૂર્ખલોક જેમ મારો ઉસ્તાદ તેમ મનતો વધુ સકુચિત, ને વિચિત્ર વસ્તુ તો એ છે કે, લગભગ એ બધાજ ધાર્મિક વૃત્તિના માણસો."

૪૧

ચેખોવને એક દિવસ ટેલિફોન પર કહે:

"આજનો દિવસ મારે માટે એટલો ખુશનુમા છે, ને હુ એટલો આનદમાં છુ કે આજે તું પણ સુખમાં હોય એમ હુ ઈચ્છુ છુ ખાસ કરીને તું! તું એટલો સારો છે, સરસ માણસ છે!"

૪૨

માણસો ખોટી વાત કરતા હોય ત્યારે એ એમના ભણી લક્ષ દઈ સાંભળતોય નથી કે એમની વાત માનતો પણ નથી. હકીકતે એ એમને સવાલ નથી પૂછતો, પણ એમની ઊલટતપાસ કરે છે

વિરલ વસ્તુઓના સંગ્રહકર્તાની જેમ એ એવી જ વસ્તુઓને સ્વીકારે છે, જે એના સંગ્રહની સંવાદિતાનો ભંગ કરનારી ન હોય.

૪૩

એક દિવસ એ પોતાની ટપાલ પર નજર ફેરવતાં કહે :

" આ લોકો બહુ ઘોંઘાટિયા છે. આજે તેઓ આમ લખે છે, પણ જ્યારે હું મરી જઈશ, ત્યારે વરસેક પછી કહેશે: " તોલ્સતોય ? પેલો કાઉન્ટ તો નહિ, જે જોડા સીવવાનો ધંધો કરતો, ને પછી એને આવું તેવું કંઈક થઈ ગયેલું ?"

૪૪

એક નહિ પણ અનેકવાર મેં એના મુખ પર ને એની આંખોમાં એક ખંધું, સંતોષનું સ્મિત ચમકતું જોયું છે. જાણે પોતે જ સંતાડેલી કોઈક વસ્તુ એને અચાનક જડી આવી હોય એવું. એણે કંઈક સંતાડ્યું હતું ને પછી પોતે જ્યાં સંતાડેલું, એ જગા જ ભૂલી ગયેલો. તે પછી દિવસો સુધી એ એની ગુપ્ત ચિંતામાં જીવ્યા કરતો, સતત તાજુબી અનુભવતો: 'એવી તે ક્યાં મૂકી દીધી હશે મે—મારી આટલી બધી કામની વસ્તુ !' ને એને થતું કે, લોકો મારી ચિંતાને પકડી પાડશે, મારા નુકસાનને પામી જશે, ને મને દુઃખદાયક એવું કંઈક કરી બેસશે, જે મને બિલકુલ નહિ ગમે. ત્યાં અચાનક એને સાંભરી આવ્યું ને એની ચીજ જડી ગઈ હોય એમ એ આનંદવિભોર બની ઊઠ્યો—છુપાવવાની કશી દરકાર કર્યા વિના—એ બધાંની સામે ખધાઈ પૂર્વક જોઈ રહેલો. કેમ જાણે કહેતો હોય: 'હવે તમે મને કશી જ ઈજા પહોંચાડી શકવાનાં નથી !'

પણ પોતે કઈ વસ્તુ ખોઇ બેઠેલો, ને ક્યાંથી, કેમ કરતાં જડી, એ વિષે એ કોઈને એક શબ્દ સરખો કહેતો નથી।

એની સામે જોતાં માણસના વિસ્મયનો કદી અંત રહેતો નથી. પણ વારંવાર એની સાથે મેળાપ કરવાની ઈચ્છા પણ માણસ કરે નહિ.

હુ તો એક ઘરમા એની સાથે વસવાની કદી કલ્પના જ કરી શકતા ી—તો વળી એક ઓરડામાં રહેવાની વાત તો રહી જ ક્યાં? એની થે રહેવાય તો નહિ જ.

એની સાથે રહેવું એ સૂરજના તાપે બળી ઝળી વેરાન થઈ લ મેદાનમાં રહેવા બરાબર છે. જાણે પોતાની જાતને પણ બાળી રહ્યો ય, ને દુનિયાને અનંત અંધકારમય રાત્રિની બીક બતાવી રહ્યો હોય !

## તોલ્સતોયને પત્ર

તમને લખેલો પત્ર ટપાલમાં નાખીને આવ્યો કે મને તાર મળ્યો, માં તોલ્સતોયે "પલાયન" † કર્યાના સમાચાર હતા. ને તમે જુઓ કે હું તમને ફરીથી પત્ર લખવા બેસી ગયો છુ ..તમારી સાથે રા મનનો તાર હજી જોડાયેલો છે

અલબત્ત, અત્યારે મને મળેલા આ સમાચારની બાબતમાં હુ જે / અનુભવી રહ્યો છુ, ને તમને લખી રહ્યો છુ, તે બધું ડોળાયેલું જ ।, કદાચ કંઈક અંશે નિષ્ઠુર ને હૃદયની ઉદારતા વિહોણુ હશે—પણ બદલ તમે મને ક્ષમા કરજો અત્યારે મને એવુ લાગે છે, જાણે ી ગળચી દાબીને કોઈ મને ગુંગળાવી રહ્યુ હોય.

એણે મારી સાથે ઘણી બધી વાતો કરી છે, ને ઘણી લંબાણ-ૂર્વક. હું જ્યારે ક્રિમીઆમાં ગાસ્પ્રા ખાતે રહેતો, ત્યારે હું એને ીવાર મળવા જતો, ને એને પણ મારે ત્યાં આવવાનું બહુ ગમતું. પ્રેમપૂર્વક ઉત્સુકતાભેર એનાં પુસ્તકો વાંચતો, એથી જ હું માનું છું. આજે એના વિષે હુ શું માનુ છુ, તે કહેવાનો મને અધિકાર છે. ને પછી મારે માટે એ કદાચ વધારે પડતું ગણાય, યા તો લોકોના ના વિષેના સામાન્ય મતથી હુ જુદો પડતો હોઉં.

† તા. ૨૮-૧૦-૧૯૧૦ તોલ્સતોયનો આખરી ગૃહત્યાગ : મહાભિનિષ્ક-દિન. —સં.

સૌ કોઈ જાણે છે તેમ હું પણ જાણું છું કે કોઈ અનન્ય બુદ્ધિપ્રતિભાવાળો આ માણસ હતો, જેને સાચા અર્થમાં વિચક્ષણ કહી શકાય એવો—એનાં અટપટાં આંતરવિરોધી વલણો છતાં, એ દરેક રીતે અદ્ભુત હતો. હા, બધી રીતે એ અદ્ભુત છે, એના વિશિષ્ટ તેમજ વિશાળ અર્થમાં પણ એને વર્ણવવા માટે ભાગ્યે જ શબ્દોનો આધાર પૂરતો પડે. એનામાં એવું કંઈક તત્ત્વ છે, જે મને સૌ કોઈની આગળ કંઠ ખોલી કહેવા પ્રેરી રહ્યું છે "જુઓ તો ખરાં, કેવો ભવ્ય માનવી, આપણી આ પૃથ્વીના ગ્રહ પર જીવી રહ્યો છે!" કારણ એની શક્તિઓ સર્વાશ્લેષી છે ને છતાં સૌથી પ્રથમ એ કંઈ હોય તો 'માનવ' છે—માનવીઓ વચ્ચે જીવતો એક માત્ર માનવ જાણે.

પરંતુ કાઉન્ટ લિઓ નિકોલાયેવિચ તોલ્સતોયની જીંદગીને 'સાધુપુરુષ લિઓ'ની જીંદગીમાં પલટી નાખવાના એના જિદ્દી ને નિષ્ઠુર પ્રયાસોએ હંમેશા મારા મનને ધક્કો લગાડ્યો છે. પોતાની જાત પર એ લાંબા વખતથી જુલ્મ ગુજારી રહ્યો છે, એ તો તમે જાણો જ છો. ચેવજેની સોલોવ્યોવ ને સુલર આગળ પોતાની આ યાતનાઓને સફળ બનાવવા માટેની આતુરતા વ્યક્ત કરતાં એણે કહેલું કે પોતે એ બાબત સફળ થયો નથી, ને તે માટે પોતે કેટલો દિલગીર છે. એ દુઃખ સહન કરે છે, પણ તે કેવળ પોતાના આત્મબળની કસોટી કરવાની કુદરતી વૃત્તિથી નહિ, પરંતુ દેખીતી રીતે જ—મને ફરીથી કહેવા દો—પોતાના જિદ્દી સિદ્ધાંતોનું વજન વધારવા, પોતાના ઉપદેશોને અજેય બનાવવા, પોતાનાં દુઃખ કષ્ટથી એનું મૂલ્ય વધારી લોકોને એનો સ્વીકાર કરવાની ફરજ પાડવા માટે— હા સ્વીકાર માટે ફરજ પાડવા જ, તમે સમજી શકો છો?

કારણ એ સારી રીતે જાણે છે કે, એના ઉપદેશ કોઈને ગળે ઊતરે એવા નથી. એની પોતાની રોજનીશી બહાર પડે, ત્યારે તમે જોશો તો એમાં, એણે પોતે પોતાની માન્યતાઓ વિષે, તેમજ પોતાની જાત વિષે સેવેલા સંશયવાદનાં કેટલાંક સુંદર ઉદાહરણ મળશે.

એ જાણે છે કે, "શહીદો ને દુઃખ સહેનારા હમેશાં અનિવાર્ય રીતે નિષ્ઠુર ને બીજાને પીડનારા માણસ હોય છે." આમ છતાં એ કહે છેઃ "જો મારા વિચારોને માટે મારે સહન કરવાનું થશે તો એથી તો જુદી જ છાપ ઊભી થશે."

આ વિચારે હંમેશાં મને એનાથી પાછો પાડ્યો છે. કારણ એવા વ્યક્તિત્વમાં હું હંમેશ મને દમવાની કોશીશ થતી અનુભવું છું, મારા આત્માને વશ કરવાની ઈચ્છા જોઉં છું શહીદના રક્તની લાલિમા વડે આંજી નાખીને મારે ગળે સિદ્ધાંતની ધૂંસરી લાદવાની કોશીષ અનુભવ્યા વિના હું રહી શકતો નથી

એણે હમેશાં જ્યાં ને ત્યાં પરલોકની અમરતાનાં ગીત ગાયા કર્યાં, પરંતુ એને મન તો આ દુનિયાની અમરતા જ ઝંખવા જોગ હતી. એક રાષ્ટ્રીય લેખકમાં (શબ્દના પૂરેપૂરા અર્થમાં) જેટલા દુર્ગુણો હોઈ શકે, એ તમામ આ એક મહાન આત્મામાં મૂર્તિમંત થયેલા જોવા મળશે. આપણા ઇતિહાસે જે બધી વિકૃતિઓ ને યાતનાઓ આપણે માથે લાદેલાં છે, તે તમામનાં દર્શન એનામાં થશે. એનામાં જે કંઈ છે તે બધું જ રાષ્ટ્રીય છે. એનો ઉપદેશ એ કેવળ પ્રત્યાઘાત છે, પુરાણપ્રિયતા છે, જેને ખંખેરી નાખી, જેના પર વિજય મેળવી, આજે આપણે ઉપર આવવા મથી રહ્યા છીએ.

૧૯૦૫માં એણે લખેલો પેલો પત્ર 'બુદ્ધિજીવીઓ, રાજ્ય ને લોકો' યાદ છે? કેવું અજાયબ ને દંશીલું લખાણ! જાણે કે "હું તો પહેલેથી જ કહેતો હતો"—જેવા ભાવ! સંપ્રદાયથી જુદો સૂર ઉઠાવતો હોય એમ. એ દિવસોમાં જ મે એને જવાબ લખેલો. મારા માટે એણે વાપરેલા શબ્દોનો આધાર લઈને જ, મે કહેલું કે, રશિયન લોકોની બાબતમાં યા એમના નામે કંઈ પણ બોલવાનો અધિકાર એણે ઘણા લાંબા વખતથી ગુમાવી દીધેલો છે કારણ લોકોને સાંભળવાની, એમને સમજવા માટે ય અંતર ખોલી વાત કરવા આવનારને સાંભળવાની એની અનિ-

ન્છાનો હું પોતે સાક્ષી રહેલો છું. મારો એ પત્ર બહુ કડક શબ્દોમાં લખાયેલો હતો, જે મેં ટપાલમાં જ નાખેલો નહિ

ને આજેય જોઉં છું તો પોતાના વિચારોને કંઈક ઉચ્ચ હેતુ બક્ષવાની આશાએ જ કદાચ એણે આ કૂદકો લીધેલો છે. એ પણ વાગ્લિી બુસ્લાયેવની માફક 'કૂદકાઓનો' શોખીન છે પણ એનો હેતુ હમેશાં એક જ—ને તે, પોતે જે કહે છે તેને માન્યતા અપાવવાનો, એની આસપાસ કંઈક આભામંડળ રચવાની મથામણ! આમાં ધાર્મિક અસહીષ્ણુતાની જ ગંધ આવશે જો કે રશિયાનો પ્રાચીન ઇતિહાસ એના ઉપદેશોને, વ્યાજબી ઠરાવે છે; તેમ જ એક વિચક્ષણ પ્રતિભાવાન વ્યક્તિના અંગત દુઃખને હેતુ બક્ષે છેઃ પાપનું ચિંતન કરીને ને જીવવાની ઇચ્છાને નાથીને પવિત્રતા પ્રાપ્ત કરવી એ એનો આશય છે.

તોલ્સતોયમાં ઘણું ઘણું એવું છે, જે મારા અંતરમાં ધિક્કારને મળતી લાગણી જગાડે છે. ઘણુ ઘણું એવું છે, જે શીલાની માફક બોજ બનીને મારા આત્માને ચાંપી નાખે છે. અસાધારણ વધી ગયેલો એનો અહંકાર એ કોઇ રાક્ષસી વસ્તુ છે, તદ્દન અસામાન્ય—પેલા બોગાતીર સ્વ્યાતોગોર જેવો કે જેનો ભાર વહેવો પૃથ્વી માટે ય અસહ્ય થઈ પડેલો!

હા, એ મહાન છે. હું પૂરેપૂરી રીતે માનું છું કે, એ જે કંઈ કહે છે, એથી અધિક 'કશુંક' એવું રહી જાય છે, જેને માટે એ મૌન સેવે છે–ખુદ એની રોજનીશીઓમાંય ને કદાચ એ વસ્તુઓ વિષે એ આ દુનિયાના કોઇ જીવ આગળ કશુ કહેશે પણ નહિ આ 'કશુંક' કોઇક કોઇક વાર, તત્પૂરતું, એની સાથેની વાતોમાં અનુભવાય છે, તે એનો કંઈક ઈશારો એણે મને ને સુલરને વાંચવા આપેલી એની રોજનીશીઓમાં મળે છે. મને તો એમાં 'આજ સુધી એ જે કઇ કહેતો આવ્યો છે, એ તમામ વસ્તુનો ઈન્કાર' વંચાય છે. મને તો એમાં સંપૂર્ણ–ખુલ્લો 'નૅનિવાદ' (નિહિલિઝમ) દેખાય છે, જે બાલીશ હતાશા ને એકલતાની

ભૂમિ પર પોષાયેલો છે. આજલગી કોઈ એનો નાશ કરવા શક્તિમાન બન્યું નથી, ને આટલી ભયંકર સ્પષ્ટતાથી આજલગી કોઈએ જ કદાચ એનો અનુભવ કર્યો નથી. એ મને ઘણીવાર એક અચળ, લાપરવાહ આદમી જણાયો છે; એના અંતરના ઊંડાણમાં માણસ પ્રત્યેની ઉદાસીનતા ભરેલી છે. એ એટલો ઊંચી કક્ષાનો છે, એટલો બધો શક્તિશાળી છે કે એની આગળ સામાન્ય માણસ તુચ્છ લાગે, એની જીવનભરની ગડમથલો હાસ્યાસ્પદ ને દયાજનક લાગે. એ પોતે, તો સામાન્ય જીવોથી ક્યાંય છેટો, પોતાની ગ્રહભૂમિમાં નીકળી ગયેલો છે, જ્યાં પોતાના આત્માની એકાગ્રતાની સમસ્ત તાકાત વડે, એકાન્તમાં બેઠો બેઠો એ "સૌથી મહત્વનો સવાલ" તપાસ્યા કરે છે: ને તે છે મૃત્યુનો!

જિંદગીભર મૃત્યુની ભીતિએ એને સતાવ્યા કર્યો છે, મૃત્યુને એણે ધિક્કાર્યા કર્યું છે. જિંદગીભર આરઝામાસના દુષ્કાળની ભૂતાવળ એનો પીછો કરતી રહી છે : શું તોલ્સતોયે પણ મરવું પડશે? આખી દુનિયાની, અરે વિશ્વની, દૃષ્ટિ એના પર મંડાયેલી છે. જીવંત સ્પંદનોથી થરકતા તંતુઓ છેક ચીન, હિંદ ને અમેરિકાથી એના તરફ લંબાઈ રહેલા છે. એનો આત્મા એટલે સર્વદેશીય સર્વકાલીન માનવ માટેની થાપણ. કુદરતે પોતાના નિયમોમાં એક અપવાદ બનાવીને પણ સર્વ માનવોમાં આ એક માત્ર માનવીને, દૈહિક અમરતા શા માટે ન બક્ષવી જોઈએ! અલબત્ત, ચમત્કારોમાં વિશ્વાસ ધરાવવા માટે એની બુદ્ધિ ને તર્કશક્તિ ઘણી તીવ્ર ગણાય. ને છતાં બીજી બાજુથી એ એક બળવાખોર છે, એક શોધક છે. અજાણી છાવણીઓ સામે ખડા રહી જનાર, નવા ભરતી થયેલ જુવાન સૈનિક જેવો, એ ભય ને હતાશાથી ઉન્મત્ત છે.

એક વખત ગાસ્પ્રામાં માંદગીને બિછાનેથી બેઠા થયા પછી, લિયો શેસ્ટોવે લખેલ "નિત્સે ને તોલ્સતોયના ઉપદેશોમાં રહેલ શુભ-અશુભ" નામનું લખાણ તેણે વાંચ્યા પછી, ચેખોવે ટીકા કરતાં કહેલું કે 'મને તો એ લખાણ ન ગમ્યું.' ત્યારે તોલ્સતોયે પોતે જે કહેલું તે મને યાદ છે:

"મને તો એ બહુ રમુજી લાગ્યું માંદલી શૈલીમાં લખેલું હોવા છતાં એ ખરાબ તો નથી જ, રસપ્રદ છે. તું તો જાણે છે કે, મને નાસ્તિક-ઉદાસીનો ગમે છે, જો પ્રામાણિક હોય તો, એણે ક્યાંક કહ્યું છે કે, 'સત્યની જરૂર જ નથી' ને એ તદ્દન સાચો છે—એને સત્યનો શો હિસાબ? ગમે તેમ હોય આખરે તો એણે મરવાનું જ છે ને..."

ને દેખીતી રીતે જ્યારે એને એમ લાગ્યું કે, પોતાના શબ્દોનો ભાવાર્થ કોઈ પકડી શકયું નથી, ત્યારે સ્હેજ મલકાઇને મમરો મૂકતાં એણે કહ્યું:

"એકવાર જેવો માણસ વિચાર કરતો થયો, કે એના વિચારો અચૂક રીતે પોતાના મૃત્યુના વિચારો સાથે ગઠાઈ જવાના. તમામ તત્ત્વવેત્તાઓનું જુઓ, એક જ વાત છે. આખરે મોત તો આવવાનું જ છે, તો પછી સત્યનો અર્થ જ શો ર્હેવાનો?"

આગળ સમજાવતાં એણે કહ્યું કે, સત્ય એ સર્વને માટે એક જ છે...પ્રભુપ્રેમ. પણ આ વિષય પર બોલતા એ કંઈક લાપરવાહ ને થાકેલો લાગતો હતો. જમ્યા પછી વરંડામાં બેઠા હતા, ત્યારે ફરીથી એણે એ ચોપડી હાથમાં લીધી, એમાં લેખકે એક જગાએ લખ્યું હતું કે, તોલ્સતોય, દોસ્તોયેવ્સ્કી, તથા નિત્સે, એમના મનમાં જાગેલા સવાલોના જવાબ મેળવ્યા સિવાય જીવી જ ન શકયા હોત. વળી જવાબ વિના જ જીવવું પડે તે કરતા તો, જે કોઈ જવાબ હાથ આવ્યો, તે એમને મન બહેત્તર જ હતો." આ લખાણવાળું પાનું શોધી કાઢી, સૌની આગળ એનું વાંચન કરી, એ હસવા લાગ્યો ને કહે·

"કેવો હિંમતવાન હજામ! ચોકખે ચોકખા શબ્દોમાં એણે કહી દીધું કે, હું મારી જાતને છેતરું છું એનો અર્થ એ કે, હું બીજાને પણ છેતરું જ છું. એ જ તો એનો દેખીતો નિષ્કર્ષ થયો......"

સુલરે પૂછ્યું: "પણ એને હજામ શાથી કહ્યો તમે?"

"વારુ!" એણે કંઈક વિચારગ્રસ્ત મુદ્રાએ કહ્યું, "બસ, એમ જ.

મનમાં આવી ગયું. કારણ એ ફ્રૉકકોગત હતો. ને એનો વિચાર આવતાં મને એક મૉસ્કોના ઉમરાવનો કિસ્સો યાદ આવી ગયો—તે પોતાના ખેડુ કાકાના લગનમાં ગામડે ગયેલો. શિષ્ટાચાર ને રીતભાત જુઓ તો અદ્ભુત! બાલા સાથે નૃત્ય કરી જાણે, ને એટલા જ માટે તો એને બધાં પ્રત્યે તુચ્છકાર!"

આ વાતચીત મેં લગભગ શબ્દશઃ અહીં ટાંકેલ છે કારણ એ મારી સ્મૃતિમાં એવી સ્પષ્ટ અંકાઈ ગયેલી છે. મારા મન પર ટકોર કરનાર પ્રત્યેક વસ્તુનું હું ટાંચણ કરી લઉં છું, તેમ આ વાત પણ મેં ટાંકી લીધેલી. ગુનરે ને મેં ઘણાં ટાંચણો કરેલાં. ગુનરે આરગ્ના માસ ખાતે મને મળવા આવતાં, રસ્તામાં એની નોંધો ગુમાવેલી—બહુ ખેદકારક! જો કે, લિયો તોલ્સતોયને તે લગભગ એક સ્ત્રીની માફક ચાહતો હોવા છતાં એના પ્રત્યેનું એનું વલણ કંઈક વિચિત્ર હતું કંઈક અનુગ્રહ વૃત્તિવાળું!

મેં પણ મારી નોંધો ક્યાંક સાચવી રાખેલી પણ અત્યારે હવે એ જડતી નથી. રશિયામાં જ ક્યાંક હશે. તોલ્સતોયને મેં ખૂબ નીકટતાથી નીરખ્યો છે કારણ હંમેશાં જીવનમાં મેં ઉન્નત શ્રદ્ધા ધરાવનાર એવા માનવીની ખોજ કરેલી છે, ને જીંદગીના અંતિમ દિવસ લગી મારી એ ખોજ ચાલુ રહેવાની છે. એ ઉપરાંત ચેખોવે એક દિવસ આપણી સંસ્કૃતિ વિષે ફરિયાદ કરતાં કહેલું કે

"જુઓ તો ખરા, ગટેએ જે કંઈ કહ્યું તેનો શબ્દે શબ્દ લખી લેવાયેલો, પરંતુ તોલ્સતોયનો અવાજ તો વણનોંધ્યો જ વહી ગયો છે! આ જ આપણી—રશિયાની ખાસિયત ભઈ! પણ પાછળથી મોડા મોડા જાગીને લોકો એનાં સંભારણાં લખવા માંડશે, ને ત્યારે વિકૃતિઓનો એમાં પાર નહિ હોય."

પણ હવે શેરગેવે શું કહેલું એ વિષય પર પાછા આવીએ. એણે કહેલું કે

"માણસ હંમેશાં ભયંકર કલ્પનાચિત્રો જોતો જીવી શકે નહિ. એને શી ખબર કે પોતે કેટલું કરી શકે એમ છે, યા શું નથી કરી શકે એમ! એ જો એણે જાણી લીધું હોત, ને તે પછી જો એણે પોતાનું કલ્પનાજગત રચ્યું હોત તો, એણે કદી તુચ્છ વસ્તુઓ વિષે લખ્યા કર્યું ન હોત. એણે પોતાની જાતને, જેમ બુદ્ધે જીવનભર કર્યું તેમ, પોતાના સમગ્ર જીવનને કોક ગંભીર કાર્યમાં ગૂંથી દીધું હોત..."

કોકે કહ્યું કે, "શેસ્ટોવ તો યહૂદી હતો."

તોલ્સતોયે અશ્રદ્ધાપૂર્વક માથું હલાવતાં કહ્યું, "ભાગ્યે જ...એ તો જરાય યહૂદી જેવો નથી લાગતો. નાસ્તિક હોય એવો એક પણ યહૂદી નહિ મળે તમને...એક નામ તો દો; કોઈ છે જ નહિ."

કોક વાર એવું લાગે, જાણે આ બુઢ્ઢો જાદુગર એના મૃત્યુ સાથે રમત રમી રહેલો છે, એની સાથે પ્રેમચેષ્ટા કરી રહેલો છે. ગમે તેમ કરી એની ઉપરવટ થવા માગતો હોય એમ. જાણે એને કહેવા માગતો હોય: 'હું કંઈ તારાથી બીતો નથી. હું તો તને ચાહું છું હું તો તારી વાટ જોઈ રહ્યો છું' ને જાણે આખો વખત એની ઝીણી ઝીણી આંખોની તીવ્ર દૃષ્ટિ વડે એ એનાં બધાં પાસાં ફંફોળી રહ્યો હોય—'પણ તું છે કોના જેવો?' 'તારી પછવાડે શું છે?' 'શું તું મારો સમૂળગો નાશ કરી નાખવા માગે છે? કે પછી મારી પાછળ પણ કંઈક શેષ રહી જવાનું છે?'

એના શબ્દો : "હું સુખી છું. અત્યંત સુખમાં. ખૂબ જ સુખી!" આ શબ્દો કંઈક વિચિત્ર છાપ મૂકી જાય છે. ને તે પછી તરત એ કહે છે : "ઓહ! છતાંય સહન કરવું." દુઃખનું સહેવું, એ પણ એનામાં એટલું જ સચ્ચાઈભર્યું છે, એ વિષે મને રજમાત્ર શંકા નથી. હજી તો એ માંદગીમાંથી ઊઠીને શક્તિ ભેગી કરી રહ્યો હતો પણ તે જ ક્ષણે જો એ પોતાની જાતને કોક જેલમાં યા નિર્વાસનમાં કેદ થઈ ગયેલો પામતે, તો પણ એને એટલો જ આનંદ થાત. અર્થાત્ કે શહીદીનો તાજ પહેરવા સદા એ તત્પર હતો.

તો શુ એને એમ લાગતુ હશે કે, શહીદી એ મૃત્યુને કઈક હેતુ બક્ષનારી વસ્તુ છે? એ એને વધુ સ્પર્શ્ય, સહજસ્વીકાર્ય બનાવી દે છે—બાહ્ય, ઔપચારિક દૃષ્ટિએ પણ? મને ખાતરી છે કે એના જીવનમાં એ કદી જ સુખી થયો નથી—"શાણપણભરી કિતાબોમાં", "ઘોડાની પીઠ પર", કે "સ્ત્રીના આલિંગનમાં" એ કદી "ભૌતિક સ્વર્ગ"નું પૂર્ણ સુખ માણી શક્યો નથી આ રહ્યા એના પોતાના કેટલાક શબ્દો :

"ખલીફ અબદર રહેમાનને એમની જિંદગીમાં પૂર્ણ સુખમય એવા ચૌદ દિવસ મળેલા. પણ હું નથી ધારતો કે મને એટલાય મળ્યા હોય ને એ બધાનું કારણ એક જ કે હું જીવ્યો જ નથી—મારે માટે, મારા પોતાના આત્માને માટે કેમ જીવવું, તે મને કદી આવડયું જ નથી—કોક ને કોક પરિણામ ઉપજાવવાની લતમાં કોકને ખાતર હું જીવ્યો છુ"

છૂટા પડતાં ચેખોવે મને કહેલું : "એણે કદી જ સુખ માણ્યુ નથી, એવુ હું નથી માનતો"

મે કહેલું, "હું તો માનું છુ કે એણે કદી સુખ જોયુ જ નથી. પરંતુ એ કેવળ કોકને ખાતર જીવ્યો છે: ભિખારીઓને આપીએ છીએ એમ બીજાને આપ્યુ છે–પોતાની પાસેના વધારામાંથી એ લોકો 'કંઈક કરે'—વાંચે, લખે, બોલેચાલે, નિરામિષ ભોજન પર નભે, ખેડૂતને ચહાય ને લિયો તોલ્સતોયના ધાર્મિક વિચારો ને એના તર્કશુદ્ધ સિદ્ધાંતોની અચળતામાં વિશ્વાસ મૂકે—એ જોવાનો એને બહુ અભરખો હતો. લોકોને સંતોષી શકે એવુ કઈક એમને આપવુ જોઈએ, એમને રત રાખી શકે એવુ કઈક આપો, તો જ એમનાથી તમે તમારી જાતને મુક્ત રાખી શકો શુ કામ લોકો માણસને નિરાંત નહિ લેવા દેતા હોય? એની યાતનાઓમાં—નજર સામે પથરાઈ રહેલ, અતલ ઊંડાં કળણવાળી ખાઈને કિનારે એકાએક હમેશનું, 'યાતનાપૂર્ણ' અને કદીક વળી સુખ સમરાઅધુ"

એકાંત માણતાં, માણસને એકમાત્ર મહત્ત્વ ધરાવતી વસ્તુ(મૃત્યુ)નો વિચાર કેમ નહિ કરવા દેતાં હોય?

રશિયાના તમામ ઉપદેશકો—અવાકુમ તથા તિખોન ઝાદોન્સ્કીને બાદ કરતાં — બધા જ ચેનનવિહોણા માણસો હતા. એમાંથી કોઈની પાસે કાર્યસાધક ને જીવંત એવી શ્રદ્ધા જ હતી નહિ—' લોઅર ડેપ્થ્સ '(નાટક)માં મેં એવા એક ઘરડા ડોસા લુકાનું પાત્ર સર્જવાની કોશિશ કરેલી. તરેહ તરેહના "જવાબો"માં જ એનો બધો રસ હતો, 'લોકોમાં બિલકુલ નહિ. ને તેમ છતાં લોકો સાથે એનો ભેટો થતાં એ એમને આશ્વાસન પણ આપતો. પણ તે માત્ર પોતાના રસ્તામાં કોઈ આડું ન આવે તેટલા જ ખાતર. ને એની આખી ફિલસૂફી—એક વ્યક્તિનો સમગ્ર ઉપદેશ, આખરે તો છૂપા તિરસ્કાર સાથે આપેલ ભીખના ટુકડા જેવો જ તો છે! એમના એ ઉપદેશ હેઠળ દીનતા ને યાચક વૃત્તિવાળા શબ્દો સંભળાય છે :

' મને એકલો મૂકો બાપુ! ભગવાનને ને તમારા પડોશીને ચાહો, પણ મને તો છોડો જ! જોઈએ તો ભગવાનને શાપ દો, પડોશીને નહિ તો છેટે રહેનારને ચાહો, પણ મને તો છોડો જ. મને છોડો— કારણ આખરે તો હુંય એક માણસ જ છું. ને છેવટે તો મરવાને માટે જ સરજાયેલો છું '

આખરે જિંદગી છે, ને તે લાંબા કાળ સુધી આવી ને આવી જ રહેવાની છે! એ આનાથી જુદી હોઈ શકે નહિ, કદી બની શકશે નહિ. કારણ માણસજાત એક સનાવાયેલ, યાતનાઓ સહેતી આવેલ, એકદમ વિખૂટી પડી ગયેલ જાત છે. એકલતાની શૃંખલાએ જકડાયેલ માનવીની એ એકલતા એવી છે, જે એના આત્માને શોષી રહેલ છે.

તોલ્સતોય આખરે દેવળમાં જઈ મન મનાવતો થાય, તો એમાં મને નવાઈ નહિ લાગે. એની પાછળ એનો પોતાનો તર્ક લડાવેલો હશે—માણસ માત્ર ક્ષુદ્ર વસ્તુ છે, બિશપો સુધ્ધાં. હકીકતે આને દેવળ

સાથેનું સમાધાન પણ નહિ કરી શકાય એને મન તો એ કેવળ એક તર્કસંગત પગલું હશે, જે લોકો મને ધિક્કારે છે, એમને પણ હું ક્ષમા બક્ષુ છુ એક ઈસાઈને શોભે એવું કૃત્ય! ને છતાં એની હેકળ જુઓ તો હળવા દિલની તીખી મજાક જ હશે એક શાણા માણસે મૈત્રૂકો પર લીધેલું વેર જ સમજો

ના, પણ હું અહીં મારે શું જોઈતું હતું અથવા તો શું હોવું જોઈએ તે કહેવા નથી બેઠો. મારા આત્મામાં ગ્લાની રહ્યો એક કૃતરો સતત ભસી રહ્યો છે, મારી આંખો આગળ સત્યાનાશનું તાંડવ ફરકી જાય છે છાપાં હજી હમણાં જ મળ્યાં તે હવે શું થશે, બનશે એ હું જોઈ શકું છું દુનિયાના—તમારા કહેવાતા ખડમા એક દંતકથા સર્જાઈ રહી છે· "કોઈ એક કાળે એદીઓ ને ભૈવફૂકોની એક જમાત હતી, ને એણે એક સંત પેદા કરેલો"

વિચાર કરો કે, આપણા દેશને આનાથી કેટલું બધું નુકસાન થવાનું છે ને તેય એવા સમયે કે જ્યારે ભ્રમમુક્ત થયેલ લોકો હતાશ બની, માથાં ઢાળી બેઠેના છે બહુસંખ્યક જનતાનો આત્મા વેગન શૂન્યતાથી છવાયેલો છે ગણ્યાગાંઠયા શિષ્ટજનનો આત્મા ગ્લાનિમાં ડૂબી રહેલ છે આ બધા જ ભૂખ્યાડાંસ ઘાયલ આત્માઓ કોક આધાર આપે એવી મનોરમ્ય કલ્પના માટે શોર મચાવી રહ્યા છે પોતાની યાતના ઓમાંથી છૂટવા, દુઃખના બોજમાંથી મુક્તિ મેળવવા લોકો એટલા તો તલખી રહ્યા છે કે ન પૂછો વાત. બસ એને આવા જ કોક કલ્પના-જગતની ખેવના છે ને એમાંય સૌથી અનિર્વચનીય વસ્તુ કોઈ હોય તે એક પવિત્ર પુરુષના—એક સતના જીવનની ઝંખના. ખરી રીતે જોતાં તોલ્સતોયની મહાનતા ને પવિત્રતા એ છે કે, એ સાચો માણસ છે, પાગલ બનાવી મૂકે એવો—કરપીણ સુંદરતા ધરાવનારો માણસ—અસંખ્યમાં એક એવો 'માનવ' એ છે!

અહીં તમને લાગશે કે, હું ઇર્ષ્યાક પરસ્પર વિરોધી એવી વાતો કરી રહ્યો છું પણ પરવા નહિ. એ માણસ ભગવાનને શોધવા નીકળ્યો છે,

પણ તે પોતાને માટે નહિ, બીજાને માટે. ને તે એટલા માટે કે, લોકોને ભગવાન મળી જાય તો એને પોતાને કંઈક શાંતિ મળે, કે જેથી પોતે પસંદ કરેલા વેરાનમાં એ એકલો જીવી શકે. એણે આપણને 'નૂતન ધર્મકરાર' આપ્યો ને એણે આપણને ઈશુના અંતરમાં ખોવાઈ રહેલ વિચાર દ્દઢથી મુક્ત કર્યા. એણે ઈશુની પ્રતિમાને સરળ સાદી બનાવી મૂકી. ઈશુના વ્યક્તિત્વમાં રહેલ આક્રમક પાસાંને ઘસી કાઢી એણે લીસાં બનાવી દીધાં છે; ને એ તત્ત્વોને ઠેકાણે, " મને પૃથ્વી પર મોકલનારની ઇચ્છા " આગળ ઝૂકનારી આજ્ઞાધીનતાને ગોઠવી દીધી છે.

એ વિષે શંકા નથી કે, તોલ્સતોયનો 'નૂતન ધર્મકરાર' આજે સર્વસ્વીકૃત બને એમ છે. રશિયન જનતાની આજની બીમારીમાં એ વધુ અનુકૂળ આવે એમ છે. કંઈક તો લોકોને આપવું જ પડશે. કારણ લોકો ફરિયાદ કરે છે, એમનાં દુઃખનો કણસાટ આખી દુનિયાને હચમચાવી રહ્યો છે, આખી માણસજાતના ચિત્તને એ 'મહાન વસ્તુ'ના ચિંતનમાંથી ડોલાવી રહેલ છે. અને એની 'યુદ્ધ અને શાંતિ' ( મહાનવલ ) તથા એ જ ધારાએ પેદા થયેલ બીજી અનેક વસ્તુઓ, આ શોકગ્રસ્ત રશિયન ધરતી પર વિચરતી હતાશા ને દુઃખને હળવાં બનાવવા કશું જ કરી શકતી નથી

'યુદ્ધ અને શાંતિ' વિષે એક વાર એણે પોતે કહેલું : " બધો ખોટો વિવેક બાજુએ મૂકું તો કહી શકાય કે એ એક બીજું ઇલિયડ છે. " પોતાના 'બાળપણ ને કિશોરજીવન' ( આત્મકથાત્મક ) વિષે પણ એમ આઈ. ચાઈકાવ્સ્કીએ ખુદ તોલ્સતોયના મોઢેથી આવાં જ વખાણ સાંભળેલાં.

કેટલાક ખબરપત્રીઓ હજી હમણાં જ નેપલ્સથી આવ્યા છે. વળી કેટલાક રોમથી પણ દોડી આવ્યા છે એ લોકો મને પૂછે કે, તમે તોલ્સતોયના 'પલાયન' વિષે શું માનો છો ? જોયું ? એ લોકો એને 'પલાયન' કહે છે ! મેં એમની સાથે વાત કરવાનો ઇન્કાર કરી દીધો. તને સમજાય છે ? મારો આત્મા અત્યંત વિક્ષુબ્ધ અવસ્થામાં છે. હું નથી

ઇચ્છતો કે તોલ્સતોય એક સંત બની પૂજાય. એને એક પાપી જ રહેવા દો, આ પાપથી ભરેલી દુનિયાના હૃદયની નિમ્ન, આપણા જેવા અનેકના અંતરતમ સાથી તરીકે પુશ્કિન ને તોલ્સતોય—એ બેઉ કરતાં મહાન ને પ્યારું એવું બીજું કશું જ આપણી પાસે નથી ..

લિયો તોલ્સતોયનું અવસાન થયું*

હમણાં જ એક તાર આવ્યો, એમાં, તદ્દન સામાન્ય શબ્દોમાં કહેવું છે કે, 'એ મરી ગયો'

મારા હૈયા પર ફટકો પડ્યો, હું દુ:ખ ને શોકથી કકળી ઊઠ્યો, ને અત્યારે અર્ધ ઉન્મત્ત અવસ્થામાં હું એની છબીને મારી આંખો સામે ખડી કરી રહ્યો છું ..હું એને જેવો જોયેલો, જેવો ઓળખેલો એવા—એને વિશે કંઈક વાત કરવાની ઇચ્છાથી તલસી રહ્યો. મારી નજર સામે એનું ચિત્ર ખડું થાય છે: એ એની કફનપેટીમાં પોઢેલો છે—કોઈ ઝરણાને તળિયે પડેલા સુંવાળા પથ્થર જેવો, મુખ પર એનું એ જ છલનાભર્યું સ્મિત રમી રહ્યું છે—તદ્દન ન્યારું—એની સફેદ દાઢી હેઠળ લગભગ લપાઈ ગયેલું ને એના હાથ આખરે શાંતિથી અદબમાં બિડાયેલા છે—એનો કઠિન પરિશ્રમ હવે પૂરો થઈ ગયો છે.

મને એની વેધક દૃષ્ટિની યાદ આવે છે એ સોંસરુ જોતી કેમ જાણે બધું જ પામી લેતી હોય. ને એની આંગળીઓ, જે હંમેશાં જાણે હવામાં કશાકને આકાર આપી રહી હોય એમ થરકતી એની વાતો, એની રમૂજ, એના એ વહાલસોયા ખેડુની બોલીના શબ્દો, ને વિચિત્ર રીતે અસ્પષ્ટ એવો એનો કંઠસ્વર! ને મને ખ્યાલ આવે છે કે, એ માણસ જીવનના કેટલા મોટા ક્ષેત્રને આવરી લેતો હતો. કેવા અનિમાનનીય શાણપણથી ભરેલો માણસ—ને કેવો અદ્ભુત!

મેં એક વાર એને જોયો છે, એવા સ્વરૂપમાં કદાચ બીજા

* તા ૭-૧૧-૧૯૧૦

કાઈએ એને કદી નહિ જોયો હોય ગાસ્પ્રામાં હતો ત્યારે હું એક દિવસ ફરતો ફરતો દરિયા કિનારે નીકળી પડેલો ત્યાં એકાએક યુસુપોવના બગીચા નજીક, ખડકો વચ્ચે મે એક નાનકડા માનવીને જોયો એનો દાડકાંના કાટખૂણા પાડતો દેહ ભૂખરા, કરચલીવાળા લેબાશમા લપેટાયેલો હતો માથા પર ભાંગી ગયેલ ટોપો. એ ત્યાં બેઠો હતો એની હડપચી બેઉ હથેળી પર ટેકવેલી હતી અને આંગળાં વડે દાઢીના ધોળા વાળને આમળતો, એ દરિયા ભણી તાકી રહ્યો હતો લીલાશ પડતા રંગનાં પાણીની હળવી હળવી લહેરો એની આગળ લોટતી, મમતાભરી એના પગ પંપાળી રહી હતી; કેમ જાણે પરીકથાના આ બુઢ્ઢા જાદુગરને પોતાની કહાણી ન કહેતી હોય! સૂર્યપ્રકાશની શુભદૃષ્ટિનો એ દિવસ હતો વાદળાંના પડછાયા ખડકો પર લસરતા હતા, એને કારણે પેલા બુઢ્ઢા ને એની આસપાસના ખડક પર અવારનવાર તેજછાયાનો ખેલ ચાલ્યા કરતો હતો. ખડકો—જબરજસ્ત મોટા ને ઊંચા ખડકનાં કોતરો વચ્ચે પડતી ખાઈઓ બધી દરિયાઈ વનસ્પતિથી ઢંકાઈ ગયેલી હતી આગલે દિવસે જ દરિયામાં ભયંકર તોફાન આવી ગયેલું એને જોતાં મને એમ જ લાગ્યું, જાણે એકાએક કોઈ પુરાણો ખડક જ જીવતો થઈ ગયો હોય, જેને આ પૃથ્વીના આદિથી માંડીને તે એની તમામ વસ્તુઓ પાછળના હેતુનું જ્ઞાન હોય, ને એ અત્યારે આશ્ચર્ય પામતો વિચાર કરી રહ્યો હોય કે—આ પથ્થર, ઘાસ, પૃથ્વી, તેમ જ આ સમુદ્રના પાણીનો, માણસ તેમ જ આખી સૃષ્ટિનો, અરે, સૂરજથી માંડીને તે આ ખડકો સુધીના તમામ પદાર્થોનો અંજામ શુ હશે? સમુદ્ર તો એના આત્માના એક અગ સમ હતો ને આસપાસની તમામ સૃષ્ટિ જાણે એનામાંથી જ ઉત્પન્ન થઈ હોય, ને એનુ જ એક અગ હોય! આ દશામા અચલ પ્રતિમાશો એ બુઢ્ઢો જાણે કઈક ગૂઢ રહસ્યનું સૂચન કરી રહ્યો હોય એવો, મંત્રમુગ્ધ ને એક વિરાટ અખંડ ઉદાસીનતાને પોતાની હેઠળ ચાંપીને બેઠો હોય એવો લાગતો હતો. કેમ જાણે પૃથ્વીને વીંટળાઈ વળેલ અનંત નીલ અવકાશનાં ઊંડાણોમાં

ખોવાઈ જતો, સમુદ્રનાં મોજાંને સાદ દઈ પોતાની નિકટ બોલાવનારો ને એમને વિખેરી નાખનારો એ પોતે જ હોય, ખડક પર વાદળાં ને એની છાયાની ગતિને દોરવનારો ને પ્રેરનારો એ પોતે જ હોય એમ પોતાની ઇચ્છાશક્તિને એકાગ્ર કરી એ બેઠેલો હતો.

ને એકાએક મને એવી લાગણી થઈ આવી જાણે હમણાં એકાદ ક્ષણમાં જ, આ માણસ ઊભો થઈ જશે. ને પોતાનો હાથ હલાવી સમુદ્રનાં મોજાંની ગતિને થભાવી એને કાચની માફક નિશ્ચલ બનાવી દેશે, ને આ ખડકો જીવંત બની બૂમ પાડી ઊઠશે, ચોપાસ વિસ્તરેલ સૃષ્ટિની પ્રત્યેક વસ્તુ સજીવન બની ઊઠશે, એમને પોતાની વાણી જડશે, ને અજસ્ર જિહ્વાએ એ બોલી ઊઠશે – પોતાના વિષે – એના વિષે–ને એની વિરુદ્ધ પણ તે ઘડીએ મે જે અનુભવ કર્યો એનું શબ્દમાં વર્ણન કરવાની મારી પાસે શક્તિ નથી પરમ આનંદે ને ભયે મારું અંતર છલકાઈ રહ્યું હતું એ બધામાંથી એકાએક એવો સુખદ વિચાર મા। મનમાં પ્રગટી ગયો•

" આ દુનિયામાં જ્યાં લગી આ માનવીનો વાસ છે ત્યાં લગી હું અનાથ નથી

તે પછી કાળજીપૂર્વક, પગ હેઠળના કાંકરાય ન ખખડે એમ હું ત્યાંથી પાછો વળી ગયો. એની વિચારસમાધિમાં ભંગ પાડવાની મને ઇચ્છા જ ન થઈ

ને આજે—ખરે જ આજે મને લાગે છે કે હું અનાથ બની ગયો છુ ને લખતાં લખતાં મારી આંખો આંસુ ટપકાવી રહી છે આશ્વાસનની મર્યાદાને પેલે પાર પહોંચી ગયેલ મારી છાતીને ભરી રહેલ આવું રુદન આજ પહેલાં મે કદી કર્યું નથી અટલું દર્દ શા બર્યું – આટલું કરવું ! ને છતાં હું એને ચાહતો હતો કે નહિ તે હું આજેય જાણતો નથી. પણ એના પ્રત્યે મે અનુભવેલી લાગણીને પ્રેમ કહો યા ધિક્કાર કહો, એથી શો ફેર પડવાનો હતો ! એણે હંમેશાં

મારા અંતરાત્મામાં સુપ્ત એવી લાગણીઓને જગાડી છે કેવું વિરાટ, અદ્ભુત હતું એનું આંદોલન! અણગમાની ને વિરોધની જે લાગણીઓ એણે જગાડેલી, તે અંતરમાં એવા આકાર ધરીને વિલસતી કે એને કારણે કષ્ટ થતું નહિ. માણસના અંતરમાં એ ફૂટી નીકળતી, વિકસતી ને એને વધુ પૂર્ણ બનાવતી, એની શક્તિને અનેકગણી વધારતી હતી.

આત્મગૌરવથી ઓપતો, ખેતમાં ડગલાં ભરતો, ધરતી ખૂંદતો એ ચાલતો ત્યારે બહુ ગરવો દીસતો કેમ જાણે અસમ ધરતીના ખાડાટેકરાને પોતાના પગનાં તળિયાં વડે ખૂંદી એને સમતળ ભૂમિ બનાવી દેવા ન માગતો હોય! કદીક એકાએક કોક બારણા પાછળથી ડોકાતો હોય, કે રસ્તાના વળાંક આગળ છતો થયો હોય. પોતાનાં ટૂંકાં, હળવાં, ઝડપી પગલાં ભરતો, એ એવી રીતે ચાલતો જોવા મળતો કે જાણે સતત પૃથ્વીની સપાટી પર વિચરવા ટેવાયેલો માણસ હોય. હાથના અંગૂઠા પોતાના કમરપટ્ટામાં ખોસેલા હોય, ને પળભર થભી, ચોમેર એની શોધક નજર ફેરવી લઈ, આસપાસની દુનિયામાં જે કંઈ નવીન હોય એને એકી નજરે અપનાવી લઈ, તત્ક્ષણ એના તથ્યને પચાવી લઈ આગળ વધતો હોય!

"કેમ? તારા શુ ખબર?"

એના આ શબ્દોનો અર્થ હું હંમેશા આ રીતે ઘટાવતો: "કેમ છો તું? — જોકે હું જાણું છું કે એ જાણીને મને કઈ વિશેષ આનંદ મળવાનો નથી, ને તારે માટે પણ એનો કશો અર્થ નથી, પણ તેમ છતાં બોલ, કેમ છે તું?"

તે જેવો અહીં આવ્યો કે તરત એનામાં જે એક નાનકડો માનવી હતો, એની આગળ સૌ માનવી વામણા બની જતાં. એની ખેડુના જેવી દાઢી, એના ખરબચડા પણ અદ્ભુત એવા હાથ, એનાં સાદાં કપડાં. બાહ્ય રીતે શિષ્ટ ને સગવડભર્યો એનો આ લોકશાહી દેખાવ ભલભલા લોકો માટે છેતરામણો બની જતો; સામા માણસનાં કપડાં

જોઈએ પ્રમાણે એનો મોભો સમજી એનું સ્વાગત કરવાની પુરાણી આદત ધરાવતો, રશિયાનો સીધોસાદો માણસ પણ, વેગીલા ઝરણાની માફક 'આત્મસ્ફૂર્તિ' ને 'પરિચિતતા'ના જોશમાં એની સામે ધસી જતો જાણે મનોમન બોલતો :

'ઓ ભલા માણસ! ત્યારે એ તું જ છે, એમને? આખરે મારી ભોમકાના મહાન પુત્રને જોવાનો મોકો મને મળ્યો છે, તો આંખ ભરીને જોઈ લેવા દે મને. તારું સ્વાગત કરું છુ હું ભલે પધાર્યો, ભલે પધાર્યો તું...મારા નમસ્કાર ગ્રહણ કર.'

આ મોસ્કો–રશિયન રીત, સાદી ને શિષ્ટતાભરી; પણ હજી એક રશિયન રીત રહી જાય છે તે 'સ્વતંત્ર વિચારક'ની રીત :

'લિયો નિકોલાયેવિચ તોલ્સતોય! જો કે તમારા ધાર્મિક તેમ જ દાર્શનિક દૃષ્ટિબિંદુ સાથે હું બિલકુલ સહમત નથી, તેમ છતાં તમારા વ્યક્તિત્વમાં રહેલ એક મહાન સાહિત્યસર્જકને હું અત્યંત માનની દૃષ્ટિએ જોઉં છું...'

ને એકાએક એ ખેડુની દાઢી પાછળથી, એના કરચલિયાળા લોકશાહી કપડાં પાછળથી, એક બુઝુર્ગ રશિયન, એક તેજસ્વી શ્રીમંત બહાર ડોકાય છે — ને પેલા સ્પષ્ટવક્તાઓ, સુશિક્ષિત ભદ્ર લોકો, ને બધા જ એની તીખી વેધક દૃષ્ટિની કકડતી ઠંડકથી ઠરીને જુદા પડી જાય છે.

નિર્મળ ચકતવાળી આ વ્યક્તિને નીરખી રહેવું, એનાં રીતભાત ને વર્તનમાં નીતરતી ખાનદાની ને સુજનતાની નોંધ લેવી, એની વાણીમાંથી ઝમતા સંયમિત ગૌરવને તેમ જ એના ક્ષુરધાર શબ્દોની અણીયાળી ચોટને કાન વડે સહેતા રહેવું—એ એક લહાણ હતી.

એના ખેડુઓ સાથેનું કામકાજ નિપટવા અંગે એનામાં સૂક્ષ્મ ગૂઢરચાઈ પડેલી હતી ને જ્યારે એ લોકો એનામાં રહેલ ઉમરાવ તોલ્સતોયને સંબોધતા ત્યારે પણ એ એમની સામે એટલી જ હળવાશ

ને સહજતાથી હાજર થતો; ને સૌને પોતાના વજન હેઠળ એવા તો કચડી નાખતો કે, એમના મુખમાંથી કણસાટ ને ચીસ જ નીકળી જતી.

મારે એક વખત આમાંના જ એક 'સાદા' રશિયન સાથે યારનાયા પોલ્યાનાથી તે મોસ્કો સુધી મુસાફરી કરવાનો પ્રસંગ આવેલો. એને પોતાના મનની સ્વસ્થતા પાછી મેળવતાં બહુ સમય નીકળી ગયેલો. આખો વખત મોં પર દયાજનક સ્મિત તાણી લાવતાં, અન્યમનસ્ક ભાવે એ હસ્યા કરતો હતો;

"બાપરે, શો કચ્ચરઘાણ! ભયંકર આકરો—ભગવાનના સોગંદ!"

ને પછી અફસોસ કરતાં એણે કહ્યું :

"કેમ વળી, હું તો આજ લગી એમ જ માનતો હતો કે એ તો અરાજકતાવાદી છે! બધા જ એને અતંત્રવાદી કહીને ઓળખાવે છે, મેં પણ એમ જ માની લીધેલું..."

આ બોલનાર એક શ્રીમંત માણસ હતો. મોટો ઉદ્યોગપતિ, મોટું પેટ, અને ચરબીની થેથર ચઢેલો, લાલબમ, એનો ચહેરો જુઓ તો, કાચા માંસ જેવો. તોલ્સતોય અરાજકતાવાદી હોય એવી ઇચ્છા એને શા કામ જાગી? રશિયન આત્માનું એ એક 'અગાધ રહસ્ય' ઉકેલવાનું બાકી જ રહે છે

*

તોલ્સતોય કોઈને ખુશ કરવા ધારે ત્યારે કોઈ રૂપવતી બુદ્ધિમતી સ્ત્રી કરતાંય સહેલાઈથી તેમ કરી શકતો. એક દિવસ એ ભાતભાતના લોકો વચ્ચે ઘેરાઈને બેઠો હતો. ગ્રાન્ડ ડ્યૂક નિકોલાઈ મિખાઈલોવિચ, ઘર રંગનારો ઈલ્યા, યાલ્ટાથી આવેલો એક સોશ્યલ-ડેમોક્રેટ, સ્ટન્ડિસ્ટ પુલ્સક, એક સંગીતકાર, કાઉન્ટેસ ક્લેન-મીચેલનો બેલિફ, કવિ બુલ્ગાકોવ —બધા એની સામે પ્રેમભરી દૃષ્ટિથી જોઈ રહ્યાં હતાં. એ એમને લાઓ-ત્સેની ફિલસૂફી સમજાવી રહ્યો હતો. મને તો ત્યારે એ વૃંદવાદક સંગીતકાર જેવો લાગ્યો — જે એકી સાથે અનેક વાદ્યોમાંથી સંગીત નિપજાવી જાણનાર હોય

—ટોલ્સ, નગારું, એકોર્ડિયન ને સાથે બંસી પણ. હું એની સામે મીટ માંડી જોઈ જ રહ્યો હતો. ને આજે ફરી હું એની સામે મીટ માંડી જોવા તરસી રહ્યો છું—પણ હું ફરી કદી એને એમ જોઈ શકીશ નહિ!

છાપાંના ખબરપત્રીઓ અહીં આવ્યા છે, એ લોકો કહે છે કે રોમમાં એવા તાર આવેલા કે, તોલ્સતોયના મૃત્યુની અફવા ખોટી છે. એ લોકો શોકાપોક મચાવી રહ્યા હતા...ને રશિયા પ્રત્યે સહાનુભૂતિ પ્રકટ કરવાનો ડોળ કરી રહ્યા હતા. પણ રશિયન છાપાંઓના સમાચારોએ એના મૃત્યુ વિષે સંદેહ રહેવા દીધો નથી.

× ×

એની આગળ જુઠ્ઠું બોલવું તો શક્ય જ નહોતું—એની દયા ખાઈ ને પણ એ ભયંકર કષ્ટ ભોગવી રહ્યો હોય તો ભલે, પણ તે તમારામાં દયાભાવ જાગ્રત કર્યા વિના. એના જેવા માણસની દયા ખાવી એ કમઅક્કલની નિશાની છે. એવા લોકોની તો સેવા-પરિચર્યા કરી લહાણુ લેવાની હોય. જર્જરિત, વિચારશૂન્ય શબ્દોની ધૂળ એમના પગ છાંટવાની ન હોય.

"હું તને નથી ગમતો, ખરું ને"? એણે એક દિવસ મને સવાલ કર્યો.

ને મારે જવાબમાં કહેવું પડ્યું: "ના, નથી ગમતા."

"તું મને નથી ચાહતો, ખરું ને?"

"ના, આજે તો તમને નથી જ ચાહતો."

એના સવાલો બહુ ધારદાર હોતા. એના જવાબો અત્યંત સંયમભર્યા — સંતને શોભે એવા હોતા.

ભૂતકાળ વિષેના એનાં સંભાષણોમાં ને તેમાંય ખાસ કરીને તુર્ગેનેવ વિષે, એ અદ્ભુત બોલતો. ફેટ વિષે બોલતાં એ હમેશ કંઈક ખુશમિજાજમાં આવી જતો, ને હમેશાં એને વિષેનો કોઈ રમૂજી ટુચકો એની જીભે ચડી

આવ્યા વિના રહેતો નહિ. નેક્રાસોવ વિષે એ બહુ ટાઢકથી, કંઈક સશયાત્મક રીતે બોલતો સામાન્ય રીતે લેખકો વિષે વાત કરતાં કેમ જાણે એ પોતાનાં જ બાળકો હોય, ને એમની બધી ઊણપો વિષે પોતે પૂરેપૂરો જાણકાર હોય એ રીતે બોલતો પણ એમાં એમની સારી કરતાં નબળી બાજુનો જ ઉલ્લેખ વધારે થતો. ને એના સ્વરમાં એક પ્રકારના ચોક્કસ પડકારનો ભાવ વધુ રહેતો ને જ્યારે જ્યારે એ કોઈનાય વિષે ઊતરતી ધારણા વ્યક્ત કરતો ત્યારે મને હમેશાં એમ લાગતું જાણે પોતાના શ્રોતાવૃંદ પર એ કૃપા વરસાવી રહ્યો છે એના મુખેથી વિવેચન સાંભળવાં એટલે પોતાના મનને વિક્ષુબ્ધ કરવા જેવું હતું અનાયાસે જ માણસની આંખો એના વેધક સ્મિતનો સામનો ન કરી શકતાં હેઠી ઢળી જતી, ને એની સ્મૃતિમાંની બધી જ વસ્તુઓનો જાણે લોપ થઈ જતો

એક વાર એણે જોરશોરથી દલીલો કરવા માંડી કે, જી. આઈ. ઉસ્પેન્સ્કીએ તુલાની લોકબોલીમાં જ લખ્યું છે, ને એનામાં જરાય સર્જનશક્તિ દેખાતી નથી ને છતાં એણે મારી હાજરીમાં જ ચેખોવને એમ પણ કહ્યું કે, "તારે લેખક જોવો હોય તો જોઈ લે આ રહ્યો! કેવળ પોતાની સચ્ચાઈના બળે કોઈનેય દોસ્તોયેવ્સ્કીની યાદ અપાવે એવો એ લેખક છે, જો કે, દોસ્તોયેવ્સ્કી આંગીચૂંગી ને ડોળદેખાવનો શોખીન હતો, ત્યારે ઉસ્પેન્સ્કી સાદો ને પ્રામાણિક છે જો એ ઈશ્વરમાં માનતો હોત તો જરૂર એ કોઈ ને કોઈ પ્રકારે ચીનાચાનુ લોકો કરતાં જુદો પડયો જ હોત"

"પણ તમે તો કહ્યું કે એ તો તુલાની લોકબોલીનો લેખક છે, ને એનામાં સર્જકની પ્રતિભા છે જ નહિ!"

ભારવદાર ભવાં હેઠળ એની આંખો ક્યાંક ગુમ થઈ ગઈ, ને એણે જવાબ આપ્યો·

"એણે લખ્યું ખરાબ રીતે એને તે તમે ભાષા કહેશો? શબ્દો કરતાં તો વિરામચિહ્નો ઘણાં. સર્જનની મૌલિકતા રહેલી છે પ્રેમમાં જે

પ્રેમ કરી શકે છે, તે સર્જક છે પ્રેમીઓનો દાખલો લો—એ બધા જ *શક્તિશાળી ગણાય."*

દૉસ્તોયેવ્સ્કી વિષે બોલતાં એ હંમેશાં કંઈ ઉપેક્ષાના ભાવે, અક્કડ રીતે, વાતને ટાળવા માગતો હોય એ રીતે ને કેમ જાણે કોક વસ્તુને જીતવા મથતો હોય એ રીતે બોલતો. એ કહેતો:

"એણે બુદ્ધ યા તો કન્ફ્યુશિયસનાં સૂત્રોનો અભ્યાસ કરવો જોઈતો હતો. એ અભ્યાસે એને ઠાર્યો હોત. એ બહુ મદાન વસ્તુ છે દરેકે એના વિષે જાણવું જ જોઈએ એ ભારે આવેગશીલ માણસ હતો—એ ગુસ્સે થતો, ત્યારે એની ટાલ પર ઢીમણાં ઊપસી આવતાં, એના કાન રાતાચોળ થઈ ઊઠતા એ લાગણીપ્રધાન ખૂબ હતો, પણ વિચાર કેમ કરવો એને આવડતું નહોતું ફુરઅરિસ્ટ* પાસેથી, બુતાશેવિચ ને એના જેવા લોકો પાસેથી એ વિચાર કરતાં શીખ્યો. એના લોહીમાં કંઈક યહૂદી જેવું તત્ત્વ હતું. એ ઘણો અવિશ્વાસુ, મિથ્યાભિમાની, વિકૃત સ્વભાવનો ને દુખિયારો હતો. આટલા બધા લોકો એને વાંચે છે. એ એક વિચિત્ર વસ્તુ છે મને તો સમજાતું જ નથી કે શાથી વાંચતા હશે? બધી રીતે જુઓ તો એનું લેખન મુશ્કેલ ને નકામી વસ્તુ છે—એના બધા ઈડિયટ્સ, હોબ્લેઉહોપસ, રાસ્કોલનિકોવ્સ વગેરે એણે ચીતર્યાં છે, તેવા હતા જ નહિ. બધું જ એ લખે છે તે કરતાં વધુ સરળ ને સુગમ છે દાખલા તરીકે લેસ્કોવ લો. એને લોકો કેમ વાંચતા નથી હવે? એમ જુઓ તો એ ખરેખરો લેખક છે—તેં વાંચ્યો છે એને?"

"અલબત્ત! મને તો એ બહુ જ વહાલો છે ખાસ કરીને એની ભાષા!"

"ભાષા તો એને સિદ્ધ હતી, એના વડે એ ધાર્યા આકાર સર્જતો પણ તને એ લેખક ગમ્યો, એ તો નવાઈની વાત કહેવાય

* ફ્રેન્ચ સમાજવાદી યુરોપિયન ચિંતક ફુરિયર (૧૭૭૨-૧૮૩૭) ઉપરથી.

જરૂર તારામાં બિન-રશિયન જેવું કંઈક તત્ત્વ રહેલું છે તારા વિચારો પણ રશિયન વિચારો નથી—હું આમ કહુ છું, એ બાબત તુ ખોટું તો નહિ લગાડે ને? હુ તને દૂભવતો તો નથી ને? હું તો હવે બુઢ્ઢો થયો કદાચ અર્વાચીન સાહિત્યને સમજવાની શક્તિય ગુમાવી બેઠો હોઈશ. પણ કોણ જાણે કેમ મને હમેશાં લાગ્યુ છે કે, એમા—આ અર્વાચીન સાહિત્યમાં કંઈક બિન રશિયન તત્ત્વ રહેલુ છે. લોકો આજે કઈક અનેરી ભાતનાં કાવ્યો લખે છે—એ બધાં કાવ્યો શેને માટે છે, તે જ હું તો સમજી શકતો નથી કાવ્ય લખતાં તો આપણે પુશ્કિન, તુત્ચેવ, ને શેનશીન (ફ્રેટ) પાસેથી શીખવુ પડશે. હવે તારી જ વાત લઈએ—" એમ કહી એ ચેખોવ તરફ ફર્યો ને બોલ્યો : "તુ રશિયન છે. હા, તન તન રશિયન."

ને ચેખોવના ખભા પર હાથ મૂકી, પ્રેમપૂર્વક મલકતાં, લગભગ ચેખોવને વ્યાકુળ બનાવી મૂકે એ રીતે એણે ઘોઘરા સાદે તાતાર વિષે ને એના ઘર બાબત વાતો કરવા માંડી.

ચેખોવ પર એને ખૂબ વહાલ હતુ. ને જ્યારે એ એની સામે નજર માંડી જોઈ રહેતો, ત્યારે એની દૃષ્ટિમાં એટલુ તો માર્દવ ભરેલું હોતું કે, જાણે દૃષ્ટિ વડે એ ચેખોવના ચહેરાને પપાળી રહ્યો હોય. એક દિવસ ચેખોવ ને એલેક્ઝાન્ડ્રોવા લ્વોવ્ના (તોલ્સતોયની દીકરી) બગીચાની એક કેડી પર જોડાજોડ ફરતાં હતાં, તે વખતે તોલ્સતોય હજી હમણાં જ માંદગી વટાવી ઊઠેલો હોવાથી ખૂબ અશક્ત હતો. વરંડામાં ગોઠવેલ એક આગમખુરસી પર તે બેઠો હતો પણ જે રીતે એની આંખો ચેખોવનાં પગલાં પપાળી રહી હતી, તે પરથી લાગે કે એનો આત્મા ચેખોવ સાથે એક થઈ ગયો છે.

"શું સોહામણો, સરસ માણસ! શાંત, સૌમ્ય, એક યુવતી જેવો. એ ચાલે છે, તે પણ જાણે એક છોકરી હોય કેવળ અદ્ભુત!" એણે તદ્દન મંદ સ્વરે કહ્યું.

એક સંધ્યાએ, ધૂંધળા પ્રકાશમાં, ભર્યા સંકોડનાં એણે અમારી આગળ 'ફ્રાયર સર્જિયસ'—પોતાના નાટકમાંનું પેલું દૃશ્ય વાંચ્યું: જેમાં એક સ્ત્રી પેલા તપસ્વી પાસે જાય છે, ને એનો તપોભંગ કરે છે. સળંગ આખું દૃશ્ય વાંચી ગયા પછી એણે માથું ઊંચું કર્યું, આંખો બંધ કરી ને રૂપક શબ્દોમાં કહ્યું:

"ડોસાએ સારી રીતે લખ્યું છે—બહુ સરસ રીતે!"

ને આ કેટલું સહજ રીતે કહેવાયેલું!

પોતાના જ લખાણમાં રહેલી સુંદરતાની આ પ્રશંસા એટલી તો સાચી હતી કે, એ સાંભળીને મારા અંતરમાં જે આનંદ ઉદ્ભવેલો તે હું કદી નહિ ભૂલું. એ અનિર્વચનીય આનંદને શબ્દોમાં વર્ણવવાની મારી પાસે શક્તિ નથી—એ આનંદને હૃદયમાં શમાવી મંનાડી ગાખવો એ મારે માટે અઘરું થઈ પડેલું. ક્ષણાર્ધ માટે તો એવું થઈ ગયું કે જાણે મારા હૃદયતંત્રની ગતિ જ થંભી ગઈ પણ બીજી જ ક્ષણે પાછું બધું જેમનું તેમ ચાલવા લાગ્યું—જાણે નવજીવનની સ્ફૂર્તિ ને તાજગીથી ધબકવા લાગ્યું

એની વાચાનું વ્યક્તિગત સૌંદર્ય અનિર્વચનીય હતું. બાહ્ય રીતે તો ભૂલભરેલું, ખોટું લાગે. એમાં અમુક શબ્દો તો સતત દોહરાયા જ કરતા હોય, પેકુની જાડી બોલીના શબ્દોથી તરબતર એના મોં સામે જોઈને સાંભળતા હોય તેઓ જ જેનો અર્થ પામી શકે એવા શબ્દો કેવળ એના મુખના ઉચ્ચારમાંથી જ નહિ, પણ એના ચહેરાની સજીવતામાંથી, એની આંખોમાં રમતા તેજમાંથી પોતાનું બળ મેળવતા. એના જેવી વાચાળ આંખો મેં આજ લગી બીજે ક્યાંય જોઈ નથી. તોલ્સતોયની એક જોડ આંખોમાં હજાર આંખોનાં તેજ સમાયેલાં હતાં.

સુલર, ચેખોવ, સર્જ લ્વોવિચ ને તે ઉપરાંત બીજું પણ એક જણ હતું. અમે બધા બગીચામાં બેઠા બેઠા, સ્ત્રીઓ વિષે વાતો કરતા

હતો. એણે ચૂપચાપ મૂંગા મૂંગા ક્યાંય લગી અમારા બધાની વાતો સાંભળ્યા કરી. પછી એકાએક બોલી ઊઠયો :

"મારો એક પગ કબરમાં હશે, તે દિવસે સ્ત્રીઓ વિષેનું સત્ય હું તમને કહીશ, જેથી કૂદકો મારીને હું મારી શબ-પેટીમાં ભરાઈ જઈ પેટીનું બારણું વાસી દઈ શકું—પછી લાખ પકડવા મથોને!" ને એની આંખો પડકાર આપતી હોય એમ એવી ભયભરી રીતે ચમકવા લાગી કે, થોડી વાર લગી તો કોઈ કંઈ જ બોલી શકયું નહિ.

હું એને જોઉં છું એ રીતે જોઈએ તો એનામાં વાસિલી બુસ્લાયેવની સાહસિકતા હતી, ફાધર અવાકુમના ધીંગા આત્માનો કંઈક અંશ હતો ને એ બધાની ઉપર છાદાયેવનો સંશયવાદ એનામાં છુપાઈને રહેલો હતો.

અવાકુમવાળો અંશ એને ઉપદેશક બનાવતો હતો. એનામાં રહેલ સર્જકના આત્માને પીડતો હતો, નોવગોરોદના રખડેલનો અંશ એની પાસે દાન્તે ને શેકસપિયરની ઠેકડી કરાવતો હતો, ત્યારે છાદાયેવવાળો અંશ આ બધા ખેલ પર, ને આત્મા પર લદાઈ રહેલ યાતનાઓ પર મંદ મંદ હસતો હતો.

એનામાં રહેલો પરંપરાગત રશિયન એને વિજ્ઞાન તેમ જ રાજ્યસત્તાને વખોડી કાઢવા પ્રેરતો હતો—માનવતાના પાયા પર જીવનની ઇમારતને ગોઠવવા માટેના અસંખ્ય પ્રયાસો કરી નિષ્ફળ નીવડેલો આ રશિયન અનાક્રમક—શાંતિવાદી અરાજકતાવાદ તરફ ધકેલાઈ રહ્યો હતો.

આ રહી એક વિશેષ નોંધપાત્ર વસ્તુ : કદાચ કોઈ રહસ્યમયી આંતરિક પ્રેરણાના બળે જ દોરવાઈને simplicissimus નાં વ્યંગચિત્રો દોરનાર ચિત્રકાર ઓલાફ ગુલ્બ્રાન્સને તોલ્સતોયમાં બુસ્લાયેવના ચહેરાનો નકશો શોધી કાઢયો છે. એના એ ચિત્ર તરફ ધ્યાનથી જુઓ, તો તમને એ બંનેના ચહેરા વચ્ચે કેટલું બધું સામ્ય છે, તે દેખાશે. એ ઊંડી ગોઠવેલ આંખોવાળા ચહેરામાં કેવું ગુસ્તાખીભર્યું માનસ તમારી સામે

તાકી રહ્યું છે—એવું માનસ જેને મન કશું જ પવિત્ર નથી, જેને કોઈ પ્રકારના વહેમનાં જાળાં વળગેલાં નથી, જેને મન મિથ્યા માન્યતાનું પણ કંઈ જ મહત્ત્વ નથી.

મારી આંખો સામે એ ઊભો છે, પરીકથાના જાદુગર જેવો—સૌને માટે પગથી એવો. વિચારોના રણમાં સર્વાશ્લેષી સત્યની ખોજ કરવા નીકળે એકલપથી પ્રવાસી સમો. હું એની સામે મીટ માંડી રહું છું—આજે એને ખોઈ બેઠાનું દુઃખ બહુ મોટું છે. તેમ છતાં આ આંખોએ એને એક વાર જોયો હોવાનું ગૌરવ મારો એ અંતરવેદના ને શોકને સહ્ય બનાવી રહેલ છે.

તોલ્સતોયને તોલ્સતોયવાદીઓ વચ્ચે જોવો એ વળી એક અજબ ઘટના હતી. એ બધાંની વચ્ચે એ કોઈ દેવળના ભવ્ય ઘુમ્મટ જેવો લાગતો. એ ઘુમ્મટ વચ્ચે લટકતો ઘંટ સમસ્ત જગતને કાજે વણથંભ રણક્યા કરે છે. એ ઘુમ્મટની ચોપાસ લપાતાં છુપાતાં, એકબીજા સામે અવિશ્વાસભરી નજરે તાકી રહેતાં કુરકુરિયાં જાણે એ ઘંટનાદ સાથે તાન મેળવી કોનો સાદ ઊંચો જાય, એની હરીફાઈ કરી રહ્યાં છે. યાસ્નાયા પોલ્યાનાના મકાનને—કાઉન્ટેસ પાનીનાનો આવાસ—આ બંને ઘરમાં ઊભરાઈ રહેલા આવા લોકોને જોઉં છું, ત્યારે મને થાય છે કે, આવાસોને એમણે દંભ, કાયરતા, સોદાગીરી ને વારસાની લોલુપવૃત્તિથી ભરી દીધેલા છે. આ તોલ્સતોયવાદીઓ અને પોતાના ખલતામાં કૂતરાનાં હાડકાં ભરી એના ટુકડાઓને 'પવિત્ર–અવશેષો' તરીકે વેચતા, 'ક્રિશ્ચિયન અંધકાર' અને 'પ્રભુની માતાનાં આંસુ'નો વેપાર કરતા, રશિયાની ભૂમિને આ છેડેથી પેલે છેડે સુધી ખૂંદતા ફરનારા પેલા પ્રવાસીઓ—આ બેઉ વચ્ચે મને કંઈક સામ્ય દેખાય છે. મને એમનામાંના એક ચેલાની વાત બરાબર યાદ આવે છે: મરઘી પ્રત્યેની હમદર્દી દાખવતાં યાસ્નાયા પોલ્યાનામાં એણે ઈંડું ખાવાનો ઇન્કાર કરેલો. ને એ જ માણસ તુલાના સ્ટેશન પર ગોઠવાયેલ એક મિજબાનીમાં આમિષ ભોજન પર ભારે લિજ્જતથી હાથ મારી રહ્યો હતો, ને મોઢેથી બોલતો જતો હતો:

"બુઢ્ઢો બહુ વધારી વધારીને વાત કરે છે!"

એ તમામ લોકો વારંવાર નિસાસા નાખવાની ને ચૂમીઓ ભરવાની આદતવાળા હોય છે...પસીને ભીના, હાડકાં વિનાના હાથવાળા ને ખંધી નજરવાળા હોય છે. સાથેસાથ એ બધા જ વ્યવહારદક્ષ લોકો હોય છે – જેમણે પોતાની ભૌતિક બાબતોનો બંદોબસ્ત બહુ કુશળ રીતે ગોઠવી લીધેલ હોય છે.

જોકે તોલ્સતોયે પોતે આ તોલ્સતોયવાદીઓનું મૂલ્યાંકન બહુ સાચી રીતે માંડી દીધેલું હતું. ને તોલ્સતોય જેને ખૂબ જ મુલાયમ ભાવે ચાહતો, જેના વિષે વાત કરતાં એ જ યૌવનભરી તાજગી ને અહોભાવ એ અનુભવતો, એ સુલરે પણ એમને પૂરેપૂરા ઓળખી લીધા હતા.

એક દિવસ યાસ્નાયા પોલ્યાનાવાળે ઘેર આવીને એક માણસે બહુ છટાપૂર્વક વર્ણન કરવા માંડ્યું કે તોલ્સતોયના સિદ્ધાંતોને અપનાવ્યા પછી પોતાનું જીવન કેટલું સરળ ને પોતાનો આત્મા કેવો નિર્મળ બની ગયો હતો...વગેરે વગેરે. એ સાંભળી લીધા પછી તોલ્સતોયે મારા તરફ ઝૂકી ધીમા સ્વરે કહ્યું :

"સાવ જુઠ્ઠો! બદમાશ! મને રાજી કરવા આવું બધું બોલી રહ્યો છે!"

એવા ઘણા હતા જે એને રાજી કરવા મથતા. પણ મેં કોઈનેય એ કામ સારી રીતે કરી દેખાડતો કદી જોયો નથી. પોતાના રોજિંદા વિષયોની દા ત વ્યાપક ક્ષમાભાવના, પડોશી પ્રત્યેનો પ્રેમ, 'નવો કરાર' (બાઈબલ), ને બૌદ્ધ ધર્મ વગેરે વાતો—એ મારે મોઢે ભાગ્યે જ કરતો. કારણ એ શરૂઆતથી જ જાણતો કે "મારા જેવા માટે આ બધી વસ્તુઓ નકામી" હતી. ને મને એના આ વલણની કદર પણ હતી.

એની મરજીમાં આવે ત્યારે એ મન મોહી લેનારી કુનેહથી સમભાવ ને મૃદુતાથી વર્તી શકતો. તે વખતે એની વાણીમાં આકર્ષક સાદાઈ ને સૌમ્યતા ઊતરી આવતી. પણ કોઈક વાર એવું પણ બનતું કે એને બોલતો

સાંભળી રહેલો એ કાનને કઠવા લાગતું. એ સ્ત્રીઓ વિષે જે રીતે બોલતો તે મને કદી ગમ્યું નથી — આ બાબતમાં એની વાતચીત તદ્દન 'સામાન્ય લોકોને' મળતી આવતી. ને એના શબ્દોમાં કંઈક અકુદરતી, કંઈક અપ્રમાણિકતાનો રણકો સંભળાતો, ને છતાં એ બધું એના ઘડતર અને વ્યક્તિત્વનો જ એક અંશ હોય એવું લાગતું. કેમ જાણે એકાદ વાર કોઈએ બહુ સખત રીતે એને દૂભવ્યો હોય, ને એનું દુઃખ ન તો એ પોતે કદી ભૂલી શક્યો હોય કે ન એ બદલ સામાને ક્ષમા આપી શક્યો હોય.

અમારી ઓળખ થઈ, એની પહેલી જ સંધ્યાએ એ મને પોતાના અભ્યાસખંડમાં લઈ ગયેલો — કદાચ ખામોવનીકીમાં જ — ને પોતાની બાજુમાં બેસાડી એણે મારી 'વારેન્કા ઓલેસોવા' ને 'છવ્વીસ મરદ ને એક ઓરત'વાળી વાર્તા વિષે વાતચીત કરવા માંડી. એનો બિલકુલ લાપરવા કઠ સાંભળી મારું મન ભારે થઈ ગયેલું. એણે એની ખરબચડી ને કઠોર શૈલીમાં મને એ સમજાવવાની કોશિશ કરેલી કે તંદુરસ્ત યુવાન છોકરીને માટે લજ્જા એ કોઈ કુદરતી લક્ષણ જ નથી.

જે છોકરીએ પોતાની પંદરમી વર્ષગાંઠ વટાવી દીધી હોય, ને જે શરીરે તંદુરસ્ત હોય, એ છોકરીના મનમાં હમેશાં એ જ તલસાટ હોય છે કે, કોઈ એને ચુંબન કરે, કોઈ એને પોતાની નજીક ખેંચે. જે વસ્તુથી એ અજાણ છે, યા જેના વિષે એને કશી સમજણ નથી એનાથી એ પાછી ભાગે છે. ને એ જ વસ્તુને આપણા લોકોએ નામ આપ્યું : શીલ, લજ્જા. પરંતુ એનો દેહ બરાબર જાણે છે કે, આજે પોતાને માટે જે દુર્બોધ છે, એ અનિવાર્ય છે, ઉચિત છે, અને એનું મન ગમે તે કહેતું હોય તોય એ જ કુદરતી કાનૂન છે — એનું પાલન થવું જ રહ્યું ! તારી વારેન્કા ઓલેસોવાનો પરિચય તેં એક તંદુરસ્ત છોકરી તરીકે આપેલો છે. પરંતુ એની જે ઊર્મિઓ છે તે રોગિષ્ઠ છોકરી જેવી છે, એ બરાબર નથી !"

તે પછી એણે 'છવ્વીસ મરદ'વાળી વાર્તામાં આવનારી છોકરીની વાત કરી. ને એ વાત કરતાં એના મોંમાંથી એટલી સરળતાથી એક

પછી એક જે ગલીચ શબ્દો નીકળવા લાગ્યા, એ મારે માટે તો બહુ કરપીણ હતા અને ઉશ્કેરી મૂકનારા હતા જોકે પાછળથી હુ સમજી શક્યો કે એણે ભાષાના આ 'બહિષ્કૃત' શબ્દો વાપર્યા એનું કારણ એ હતુ કે એને જે વ્યક્ત કરવુ હતું, તે એથી બહુ ચોક્કસ ને વેધક સ્વરૂપે વ્યક્ત થઈ શકતુ હતું તેમ છતાં ત્યારે તો એના બોલવાની એ રીત મને અનુકૂળ ન હતી જ લાગી. મે એનો વિરોધ પણ ન હતો કર્યો પરતુ અચાનક એણે મમતાભર્યા કંઠે મારી ઘવાયેલી લાગણીનો ખ્યાલ કરી નરમ બની જતા, મારા જીવન વિષે, મારા અભ્યાસ વિષે, મારા વાચન વિષે સવાલો પૂછવાનું શરૂ કર્યું.

"શુ ખરેખર, આ બધા લોકો કહે છે તે મુજબ તું બહુશ્રુત છે? શુ કોરોલેન્કો સગીતકાર છે?"

"મને તો નથી લાગતું હુ એ બાબત કંઈ જાણતોય નથી."

'નથી જાણતો? તને એની વાર્તાઓ ગમે છે ખરી?"

"બહુ જ ગમે છે"

"પણ તે કદાચ તમારા બને વચ્ચેના વિરોધને કારણે હશે એ એક કવિ છે, ને તારામાં કવિત્વ જેવુ કોઈ તત્ત્વ જ નથી તે કદી વેલ્ટમાન વાંચ્યો છે ખરો?"

"હા."

"એક સારો લેખક છે, ખરુ કે નહિ? બહુ તેજસ્વી, ચોક્કસ, ને વાત વધારીને કહેવાની તો ટેવ જ નહિ ક્યાંક ક્યાંક તો ગોગોલ-નેય ટપી જાય એવો. એ બાલ્ઝાકને ઓળખતો ગોગોલે માર્લિન્સ્કિની અનુકૃતિ કરવાનો પ્રયાસ કર્યો—એ તો તું જાણે છે."

ને મે જ્યારે કહ્યુ કે, 'ગોગોલ પર તો હોફમાન, સ્ટેર્ન ને કદાચ ડિકન્સની અસર વધારે હતી,' ત્યારે મારા તરફ એક તીખી દૃષ્ટિ નાખી, એણે મને સવાલ કર્યો

"એવું તેં શેમાં વાંચ્યું? નથી વાંચ્યું ને? એ ખોટી વાત છે હું તો માનું છું કે, ગોગોલે કદી ડિકન્સને વાંચ્યો સુધ્ધાં નહિ હોય. પણ તેં ઘણું વાંચ્યું હોય એમ લાગે છે — જોજે, ચેનનો રહેજે. એમાંય એક મોટું જોખમ રહેલું છે કૈસ્તમોવે પોતાનું સત્યાનાશ વાળી નાખ્યું ને તે આ જ રીતે."

હું ઘેર જવા ઊઠયો, ત્યારે મને વિદાય કરવા બહાર આવતા એણે મારે ગળે હાથ નાખી મને ચૂમી લેતાં કહ્યું

"તું ખરેખર 'મુઝિક' છો! લેખકો વચ્ચે તારે બહુ કપરો કાળ ગાળવાનો આવશે, પણ કોઈથી કદી ડરાતો નહિ હમેશાં મનમાં આવ્યું તે કહી નાખતાં અચકાઈશ નહિ. ભલે એમાં કોઈને કોક વાર ધૃષ્ટતા લાગે તો પણ. ચતુર હશે તે તને પામી જશે.'

અમારી આ પ્રથમ મુલાકાતે મારા મન પર બેવડી અસર પાડેલી. એક બાજુથી તોલ્સતોયને મળ્યા બદલ મારું હૈયું ગૌરવ ને સુખની લાગણી અનુભવી રહ્યું હતું. પરંતુ એની સાથેની વાતચીત લગભગ મારી જીવરતપાસ જેવી હતી મને એમ લાગતું હતું જાણે હું 'ધ કૅાઝાક', 'ખોલ્સ્તોમર', 'વૉર એન્ડ પીસ'ના લેખકને મળ્યો નહોતો પણ જાણે એક એવા સદ્‌ગૃહસ્થ સાથે મારી મુલાકાત થઈ ગઈ હતી, જેણે મારી સાથે ગલી–ચૌટામાં બોલાતી ભાષામાં જ વાત કરવાનું ઉચિત માન્યું હતું ને આ વિચાર એના વિષેના મારા ખ્યાલોને — જેનાથી હું આજ લગી ટેવાયેલો હતો, ને જે મારા મનથી ખૂબ પ્યારા હતા — તદ્દન ઉલટાવી નાખનાર બની જતો હતો.

બીજી વખત ને એને જોયો તે યાસ્નાયા પોલ્યાનામાં. પાનખરનો સુખપ્રદ પણ વ સાદની ઝીણી ઝરમરવાળો એ દિવસ હતો. એણે એનો ભારે ઓવરકોટ ચડાવેલો હતો ઘૂંટણ લગીના ચામડાના જોડા, કાદવ ખૂંદવાને તૈયાર થઈ નીકળ્યો હોય એમ, મને જોડે લઈને એ ભર્ચની ઝાડી ભણી ફરવા નીકળી ગયેલો રસ્તામાં વચ્ચે ખાબોચિયાં ખાબડાં

ભરેલાં આવતાં એક જુવાનની તત્પરતાથી એ કૂદી જતો, બર્ચ વૃક્ષની ડાળીઓને હલાવી પોતાના માથા પર વરસાદનાં બિંદુઓની ઝડી ઝીલતો, એ આખો વખત મારી આગળ આ જ બગીચામાં શેનશીને (ફેટ), પોતાને શોપનહોર સમજાવેલો એનું અચ્છુ બયાન આપી રહ્યો હતો. રસ્તે ચાલતાં બર્ચ વૃક્ષનાં ભીનાં, ને સુંવાળાં રેશમ જેવાં થડને એ પ્રેમપૂર્વક પંપાળતો જતો હતો.

"મેં હમણાં જ થોડા વખત પહેલાં એક કાવ્ય વાંચેલુ એમાં કહેલું છે :

'બિલાડીના ટોપ તો હવે ક્યાંય રહ્યા નથી
'બસ, એની જગાએ ખાલી ખાડા જ રહી ગયા છે
પણ તેય ભેજને કારણે બિલાડીના ટોપની ખુશબોથી મહેકી રહ્યા છે—'

—કેવું સરસ, ખૂબ સરસ નિરીક્ષણ."

અચાનક એક હરણું અમારા પગ આગળથી નીકળી ગયુ. તોલ્સતોય ખૂબ ઉત્તેજિત અવસ્થામાં કૂદી પડ્યો એના ગાલ પર લાલાશ દોડી આવી, ને એણે મોટેથી 'ટલ્લી હો !' કરીને બૂમ પાડી ને પછી એના અનિર્વચનીય સ્મિત સાથે એ મારા મોં સામે ટગી રહ્યો, ને પછી ડાવકુ માણસાળવુ હાસ્ય હસી પડ્યો એ ઘડીએ એ મને અદ્ભુત લાગેલો.

બીજી એક વખત, બગીચામા જ, એ એક સમડી તરફ જોઈ રહ્યો હતો, એક વાડા પરના આકાશમાં ચક્કર લગાવતી, ને પછી પાંખોને નિશ્ચલ બનાવી અધ્ધર તર્યા કરતી. એની પાંખો હાલતી હતી પણ તે નહિ જેવી જ. કેમ જાણે હવે નીચે ઊતરવુ કે હજી થોડી વાર થોભી જવુ, એ વિષે કંઈ ચોક્કસ નિર્ણય ન કરી શકતી હોય એમ. તોલ્સતોય એકદમ ચેતી ગયો બેઉ હથેળી વડે પોતાની આંખો ઢાંકી દેતાં, કંઈક અસ્વસ્થ અવાજે એ બબડચો :

"એ બદમાશની નજર આપણાં મરઘીનાં બચ્ચાં પર ચોંટી છે.

જો, જો, તું જો તો ખરો,—હવે એને બીક લાગે છે! કદાચ આપણા ગાડીવાનને એણે ત્યાં જોયો લાગે છે—આપણે એને બૂમ પાડીને ચેતવી દેવો જોઈએ"

ને એણે એમ કર્યું. જેવી એણે બૂમ પાડી કે, સમડી બીધી ને ત્યાંથી ભાગી ગઈ.

તોલ્સતોયે ઊંડો નિઃશ્વાસ નાખ્યો ને પોતાની જાતને ઠપકો આપતો હોય એમ કહેવા લાગ્યો: "મારે બૂમ નહોતી પાડવી જોઈતી ગમે તેમ, પણ એ એની મેળે ઊડી જ જવાની હતી..."

એક વખત એની સાથે તિફ્લિસ વિષે વાત કરતાં મે વી. વી ફ્લેરોવ્સકી બેરવીનું નામ લીધુ. એ મને કહે :

"તું એને ઓળખતો હતો?" ને ઉત્સુકતાપૂર્વક એ મને કહેવા લાગ્યો : "મને એના વિષે કંઈક કહે"

મેં એને કહેવા માંડ્યું કે, ફ્લેરોવ્સકી લાંબો ને પાતળો હતો, એ લાંબી દાઢી રાખતો એને મોટી મોટી આંખો હતી એ સેઈલ ક્લોથનો લાંબો ઝભ્ભો પહેરતો ને એના કમરપટ્ટે ઉકાળેલા ચોખાના રાતા શરાબની કૂપી લટકાવેલી રહેતી ને કેન્વાસની એક મોટી છત્રી હાથમાં રાખીને એ રખડયા કરતો ટ્રાન્સકોકેશિયાના પહાડી રસ્તાઓ પર અમે બેઉ જણા ભેગા ખૂબ રખડેલા છીએ એ રખડાટમાં એક વખત એક સાંકડી કેડીએથી પસાર થતાં અમને એક સાંઢ સામો મળેલો. ત્યારે એ મારકણા પશુને એની છત્રી વડે ભડકાવીને ભગાડતાં, અમે માંડ માંડ બચેલા સહેજ ચૂક્યા હોત તો પડખેની ઊંડી ખીણમાં અમારો અંત આવી ગયો હોત એકાએક મે જોયું તો તોલ્સતોયની આંખોમાં આંસુ છલકાઈ આવ્યાં હતાં; મેય કંઈક મૂઝવણ અનુભવતાં મારી વાતને અધૂરી જ મૂકી દીધી

"કંઈ વાંધો નહિ, તું તારે કહે જા! આ તો કેવળ એક સારા માણસ વિષે કંઈક સાંભળવા મળ્યાનો આનંદ! કેટલો સરસ માણસ

હશે એ? મે મારી કલ્પનામાં પણ એને એવો જ જોયેલો — એ બીજા માણસો જેવો નહોતો. તમામ ઉદ્દામ લેખકોમાં એ સૌથી ઘડાયેલો, ને શાણો માણસ હતો. એના પ્રથમ પુસ્તકમાં જ એણે બતાવ્યું છે કે આજની સમગ્ર સંસ્કૃતિ એ જંગાલિયતની સંસ્કૃતિ છે. હકીકતે સંસ્કૃતિ એ તો શાંતિમય જાતિઓનો વ્યવસાય રહેલો છે, બળિયાનો નહિ કમજોરનો વ્યવસાય 'જીવન નિભાવવા માટેના સંઘર્ષ'નું સૂત્ર તો અનિષ્ટને વાજબી ઠેરવવા માટે ઉપજાવી કાઢવામાં આવેલ જુઠ્ઠાણું જ છે. તું મારી સાથે સહમત નથી, એ હું જાણું છું પરંતુ દોદેત મારા મતને મળતો છે. એનું 'પૉલ ઍાસ્ટીઅર' યાદ છે તને?"

"પરંતુ દાખલા તરીકે; ફ્લેરોવ્સ્કીના સિદ્ધાંત સાથે તમે યુરોપના ઇતિહાસમાં નૉર્મનોએ ભજવેલ ભાગનો મેળ શી રીતે બેસાડો છો?"

"ઓહ! નૉર્મનો? એમની વાત જુદી છે"

જો એની પાસે કોઈ વાતનો તૈયાર જવાબ ન હોય તો એ કહી નાખતો; "એ વાત જુદી છે"

મને હમેશ લાગ્યુ છે, ને હું માનું છું કે, હું એમાં કાંઈ ભૂલ કરતો નથી: તોલ્સતોયને સાહિત્ય વિષે વાત કરવાનું બિલકુલ ગમતું નહિ. પરંતુ લેખકના વ્યક્તિ–જીવનમાં એને ખુબ ઊંડો રસ હતો. મેં ઘણી વાર એને મોઢે સવાલો સાંભળ્યા છે:

"તું એને ઓળખે છે?" "એ કોના જેવો દેખાય છે?" "એનો જન્મ ક્યાં થયેલો?"

ને એની સાથેની ચર્ચા વાતચીતમાંથી હમેશાં અચૂક રીતે એક વિશિષ્ટ દૃષ્ટિથી વ્યક્તિનું નિરૂપણ જોવા મળતું ,

વી. જી. કોરોલેન્કો વિષે બોલતાં વિચારપૂર્વક કહે: "એ તો યુક્રેનિયન છે, એટલે આપણી જિંદગીને એ બરાબર જોઈ શકે છે, કદાચ આપણે જોઈ શકીએ તે કરતાંય વધારે સારી રીતે"

ચેખોવ કે જેને એ આટલી કુમાશપૂર્વક ચાહતો એના વિષે કહે·

"એના ધંધાએ એને બગાડી નાખ્યો. એ જો દાક્તર ના બન્યો હોત, તો એણે આજના કરતાં વધારે સારું લખ્યું હોત."

બીજા એક ઊગતા લેખક વિષે કહે :

"એ અગ્રેજનો પાઠ ભજવવા જાય છે, પણ મોરકોવાળા લોકોને એ બંધબેસતો આવે એવો નથી." એણે મને તો એક નહિ, અનેક વાર કહ્યું હશે કે :

"તુ પ્રેમની સાધના કરવાવાળો છે. તારાં કુવાલદાઓ ને એવાં બીજાં જેટલાં પાત્રો છે, તે બધાં શુદ્ધ કલ્પનાની પેદાશ છે."

મે એને કહ્યુ કે, 'કુવાલદા તો જીવનમાંથી જડેલું પાત્ર છે'

તો સામુ પૂછે : "તુ એને ક્યાં મળેલો ?"

કોલોન્તાયેવની આફિસમાં ભજવાયેલા દશ્યથી એને બહુ જ ગમ્મત પડી ગઈ. કઝાનનો એ (જસ્ટીસ ઑફ ધી પીસ) જે. પી. એને મે પહેલવહેલો જ્યાં જે રીતે જોયેલો, એને જ કુવાલદા નામ આપી મેં એનુ વર્ણન કરેલું છે.

"ભૂરૂ લોહી! ભૂરૂં લોહી!—એ જ છે, બીજુ કશું નહિ." કહી ખૂબ હસી લઈ એણે આંખો લૂછી. "પણ તે કેવો રમૂજી ને સરસ માણસ! તું લખે છે એના કરતાં અચ્છી રીતે વાર્તા કહી જાણે છે. હું કહું છુ ને કે તું પ્રેમનો સાધક છે ..તને ખબર છે? ને જોડે જોડે એક શોધક પણ ..એમાં તને વાંધો શુ છે!" મે કહ્યુ કે, 'એમ તો પ્રત્યેક લેખક અમુક અંશે એનાં પાત્રોને એની કલ્પનાના રંગથી ચીતરતો જ હોય છે વાસ્તવિક જીવનમાં પોતાની દષ્ટિએ લોકો કેવા હોવા જોઈએ; તે મુજબ એમને ચીતરે છે ને હું તો કહું જ છુ કે, મને ક્રિયાશીલ લોકો ગમે છે, જેઓ પોતાના કાર્યથી જીવનનાં અનિષ્ટોનો સામનો કરવાની આકાંક્ષા સેવતા હોય — ભલે પછી તેઓ હિંસા દ્વારા પણ એ કાર્ય સાધવા મથતા હોય.

"પણ આ હિંસા એ પોતે જ એક અનિષ્ટ છે, તેનું કેમ!"

એણે મારા હાથને પોતાના હાથમાં લેતાં મોટેથી કહ્યું. "એનાથી બચવાનો શો ઉપાય બતાવો છો, લેખક મહાશય? તારી 'My Fellow-Traveller' વાળી વાર્તા છે, પણ એ કલ્પનાનું સંશોધન નથી. એ સરસ છે—એ કલ્પનાની પેદાશ નથી માટે જ. તમે વિચાર કરતા થઈ જાઓ, ત્યારે જ તમારાં પાત્રો — ઉમરાવો, આમાડિસો ને સિગફ્રિડો જન્મવા માંડે છે..."

મેં એની ટીકા કરતાં કહ્યું કે, 'જ્યાં લગી આપણે અનિવાર્ય રીતે, આપણી ચોમેર વીંટળાઈ વળેલ વાંદરા જેવા "સહપ્રવાસીઓ"ના ઘેરામાં રહી જીવવું પડશે, ત્યાં લગી આપણે જે કોઈ ઇમારત ઊભી કરીશું, તે રેતીના પાયા પર જ ચણાયેલી હશે; ને એની આસપાસનું વાતાવરણ હશે હિંસાભાવનું.'

એણે મારી કોણીને મમતાભર્યો હળવો ટોસો મારતાં સહેજ હસીને કહ્યું:

"ભારે ભયંકર જોખમકારક નિષ્કર્ષો આમાંથી ખેંચી શકાય એમ છે. તું ખરો સમાજવાદી નથી. તું તરંગશીલ જીવ છે. ને જે તરંગી લોકો છે, એમણે તો રાજાશાહી બનવું જોઈએ. તેઓ સદાકાળ એ જ બનતા આવ્યા છે."

"તો વિક્ટર હ્યુગો વિષે તમારું શું માનવું છે?"

"વિક્ટર હ્યુગોની વાત જુદી છે, જો કે મને એ બહુ નથી ગમતો. ભારે ઘોંઘાટિયો માણસ."

એ ઘણી વાર મને પૂછતો; "તું શું વાંચે છે?" અને હંમેશાં મને એની દૃષ્ટિએ અયોગ્ય પુસ્તકની પસંદગી કરવા બદલ ઠપકો આપતો.

"ગીબન એ તો કોસ્ટામરોવ કરતાંય ખરાબ. તારે મોમસેન વાંચવો જોઈએ – જો કે ભારે કંટાળાજનક છે. પણ બીજી રીતે નગદ વસ્તુ."

ને જ્યારે એણે જાણ્યું કે મેં પહેલવહેલું પુસ્તક હાથમાં લીધું તે

હતું...' Les Freres Zemganno,' ત્યારે તો લગભગ આક્રો થઈ ઊઠ્યો :

"એમ છે ત્યારે — એક તદ્દન વાહિયાત વાત ! આવી જ બધી વસ્તુઓએ તને બગાડ્યો છે તારે વાંચવા જ હોય તો, ત્રણ ફ્રેંચ લેખકો લે — સ્ટેન્ધાલ, બાલ્ઝાક, ને ફ્લોબર્ટ — તારે જોઈએ તો એમાં મોપાસાને ઉમેર — પણ ચેખોવ એના કરતાં બહેતર. ગોન્કોર્ટ્સ તો નર્યા વિદૂષક જ છે, કેવળ ગંભીર હોવાનો ડોળ જ કરે છે એમણે તો કલ્પનાદર્શી લેખકોની ચોપડીઓ વાંચી વાંચીને જ જિંદગીનો પરિચય મેળવ્યો, ને એને જ ખરેખરું જીવન માની બેઠા. પણ આજે હવે એમને કોઈ વાંચતું નથી"

"હું એની સાથે સહમત ન થયો, ને તેથી તોલ્સતોય કંઈક ચિઢાયો પણ ખરો વિરોધ સહન કરવો એને જરા આકરો પડતો, કોક વાર તો એનો તર્ક પણ જાણે વિચિત્ર રીતે એની ઇચ્છામાં રંગાયેલો હોતો

એક વખત કહે · "અધ પાત જેવી તો કોઈ વસ્તુ જ નથી એ તો ઇટાલિયન લોમ્બ્રોસોની નરી શોધ છે, ને પેલા યહૂદી નોરદાઉએ પોપટની જેમ એનો પડઘો પાડ્યો છે, ઇટાલી એ તો ઠગ ને લફંગાઓનો દેશ છે—ત્યાં આરેટીનોસ, કાસાનોવા, કાગ્લીઓસ્ટ્રો જેવા લોકો જ પેદા થાય છે"

"ગેરીબાલ્ડી વિષે તમે શું કહેશો ?"

'એ તો રાજકારણ થયું–એની વાત જુદી છે"

ને જ્યારે મે રશિયન ઇતિહાસમાંથી ચૂંટીને એક પછી એક વેપારી કુટુંબોમાંના દાખલા આપવા માંડ્યા, ત્યારે એણે જવાબ આપ્યો કે ·

"એ બધું સાચું નથી એ બધી હોશિયારીપૂર્વક લખાયેલી ચોપડીઓમાં "

મેં એને મારા પરિચયમાં આવેલ એક વેપારી કુટુંબની ત્રણ પેઢીની વાત કરી — જે કુટુંબમાં અધઃપતનનો આંક વિશેષ રીતે સત્યાનાશી બન્યો હતો. ત્યારે મારી બાંય ખેંચતાં, કંઈક ઉત્તેજિત સ્વરે એણે જાહેર કર્યું :

"એ વાત સાચી છે. એ હું જાણું છું—એવાં બે કુટુંબો મેં તુલામાં પણ જોયેલાં છે. તારે એવાઓ વિષે લખવું જોઈએ. એક મહાનવલ પણ તે ટૂંકાણમાં—તું સમજ્યો હું શું કહેવા માગું છું તે? ખરી રીત જ એ છે."

ને એની આંખો ઉત્સાહથી ચમકી ઊઠી :

"પણ એ બધા જ ઉમરાવમાં પલટાઈ જવાના, એલ. એન.* !"

"ના રે! એવું કશું જ નહિ. એ તો બહુ ગંભીર વસ્તુ છે. એમાંનો જે એક માણસ સાધુ બની જાય છે, ને તે આખી જિંદગી કુટુંબને માટે પ્રભુકૃપા યાચવા માટે—અદ્ભુત છે એ. એ જ ખરું જીવન છે. તમે પાપ કરો, ને હું જઈને તમારાં પાપ ધોઈ આવું. ને પેલો બીજો લૂંટી લૂંટીને કંટાળી ગયેલો છે — એ પણ એટલું જ સાચું છે. એને માટે ખાવું પીવું, પશુ બની વિષયના કીચડમાં પડયા રહેવું, જે આવે તેને ચાહવું, ને એકાએક કોઈનું ખૂન કરી બેસવું — એ બધું જ બહુ સરસ રીતે લખાયેલું છે. તારે તો રખડેલ અને ચોર લૂંટારાઓમાંથી નાયકોની શોધ કરવાને બદલે આવું જ બધું લખવું જોઈએ. વીર નાયકો એ તો જુઠ્ઠાણાં જ છે, આપણી કલ્પનાની શોધ હોય છે. હકીકતે બધે જ મનુષ્ય પ્રાણી — લોકો વસતા હોય છે, એ વાત જ સાચી છે!"

એણે મારી વાર્તાઓમાં આવતી અતિશયોક્તિઓ ચૂંટી ચૂંટી મને દેખાડવા માંડી. પણ એક વાર 'Dead Souls' (ગોગોલની નવલકથા)ના બીજા ભાગ વિષે બોલતાં એણે ભલમનસાઈના ભાવથી મલકતાં મને કહેલું :

* તોલ્સતોયનું ટૂંકું સંબોધન.

"આપણે બધા જ ભારે કલ્પનાવાદીઓ છીએ હું પોતેય વળી. કોક વખત આપણે લખતા જઈએ છીએ, લખતા જઈએ છીએ, ને ત્યાં એકાએક આપણા દિલમાં કોઈ એક પાત્રને માટે હમદર્દી જાગી ઊઠે છે, ને આપણે એને બહેતર લક્ષણોના વાઘા પહેરાવવા બેસી જઈએ છીએ. ને બીજાની ચાવી કંઈક ઉતારી નાખીએ છીએ, કે જેથી પહેલો એની સરખામણીમાં બહુ કૂબડો ન દેખાય"

ને અચાનક એક કડક ન્યાયાધીશની અદાથી આખરી ચુકાદો આપતો હોય એવી અદાથી એ બોલી ઊઠ્યો :

" ને એટલે જ તો હું કહું છુ કે, કળા એ એક જુઠ્ઠાણું છે છેતરપિંડી છે, નિરંકુશ વસ્તુ છે, માણસજાતને માટે હાનિકારક છે જીવન જેવું છે, તેવુ વાસ્તવિક તો તમે ચીતરી જ શકતા નથી પરંતુ તમે પોતે એના વિષે કેવો ખ્યાલ ધરાવો છો તે, ને તમે પોતે એના વિષે શું વિચારો છો, તે જ લખતા હો છો હું પેલા ટાવરને, સમુદ્રને યા પેલા તાતારને કઈ દૃષ્ટિથી જોઉં છુ એ જાણીને બીજાને શો લાભ? તમે શું વિચારો છો એ જાણવાની ગરજ જ કોને છે? એનો અર્થ પણ શું ?"

કદીક તો મને એના વિચારો ને લાગણીઓ નરી ધૂન જેવાં લાગતાં કેમ જાણે જાણીબૂઝીને એમને વિકૃત સ્વરૂપ આપ્યું હોય તેવાંય પરંતુ મોટે ભાગે એ એના શ્રોતા વર્ગને એના વિચારની કઠોર વેધકતાથી ચૂપ કરી દેતો, નિષ્ઠુર દેવતાના નિર્ણયપ્રશ્નકાર 'ચિત્રગુપ્ત' જોષની જેમ

એક દિવસ એણે કહ્યું :

"હું કીવના રાજમાર્ગ પર થઈ ચાલ્યો જતો હતો મે માસના અંતિમ દિવસો હતા પૃથ્વી સ્વર્ગીય ભાસતી હતી કુદરતની પ્રત્યેક વસ્તુ આનંદમય બની ગઈ હતી. નિરભ્ર આકાશમાં ઊડતાં પંખીઓ ગીત ગાઈ રહ્યાં હતાં. મધમાખીઓનું ગુંજન ચાલી રહ્યું હતું સૂર્ય મમતાળુ

તાપે તપી રહ્યો હતો મારી ચોપાસની સૃષ્ટિ કેમ જાણે ઉત્સવ માણી રહી હતી! માણસો પણ અદ્‌ભુત લાગતાં હતાં મારું અંતર ગદ્‌ગદ બની ઊઠયું, મને એવી અનુભૂતિ થઈ કેમ જાણે હું આ સંસારના કોઈ એક અપૂર્વ સુંદર ફૂલ પર ઘૂમતી ને ગુંજતી મધમાખી હોઉં, ને પ્રભુ જાણે મારી આત્માની તદ્દન નિકટ આવી બેસી ગયો હોય! ને એકાએક મે શું જોયું? રસ્તાને છેક પેલે છેડે, એક ઝાડીની ઘટા હેઠળ બે યાત્રાળુઓ, એક પુરુષ ને એક સ્ત્રી બંને એકબીજાની બાથમાં વિષયથી મત્ત, ગંદા, જરાગ્રસ્ત, કીડાની જેમ સળવળતાં, કંઈક બડબડાટ, ગણગણાટ કરી રહ્યાં હતાં સૂર્યનો પ્રકાશ એમના ઉઘાડા, નિસ્તેજ પગ તેમ જ જર્જર દેહને નિર્દય રીતે ઉજાળી રહ્યો હતો. મારા હૃદયમાં એક શૂળ ભોંકાઈ ગયું—ઓહ! ભલા ભગવાન! ઓ સૌંદર્યના સર્જક! તને તારી જાત માટે શરમ નથી આવતી? મારું મન કડવું થઈ ગયું .

"તું જુએ છે — કેવું બધું બની રહ્યું છે! બોગોમાઈલ્સ (બલ્ગેરિયાનો એક ધાર્મિક સંપ્રદાય) જેને શયતાનની કૃતિ માનતા એ કુદરત અત્યંત નિષ્ઠુર રીતે, હાસ્યાસ્પદ બનાવી મૂકીને માણસને સતાવે છે એ એની બધી શક્તિ ઝૂટવી લે છે, પણ એની વાસનાને એની પાસે અકબંધ રહેવા દે છે જેની જેની પાસે જીવંત આત્મા છે, એ તમામને માટે આ વાત સાચી છે એકમાત્ર માણસ જ એવો છે, જે આ વસ્તુની શરમ ને એની યાતનાની અનુભૂતિ, પોતાને મળેલ દેહ થકી ધરાવે છે કોઈક અકાટય શિક્ષાની માફક આપણે આપણી અંદર ને અંદર આ સજા ભોગવીએ છીએ, પણ તે કયાં પાપે?"

બોલતી વખતે એની આંખોનો ભાવ અનોખી રીતે બદલાયા કરતો. ઘડીકમાં બાલિશ રીતે શોકાકુલ બની ગયો હોય, તો ઘડીકમાં કડપભર્યું લુચ્ચાઈનું તેજ એમાં ચમકી જતું એના હોઠ ચમળાયા કરતા, એની મૂછોને જાણે રોમાંચ થઈ આવતો બોલવાનું પૂરું થયું,

એટલે એણે પોતાના ઝભ્ભાના ગજવામાંથી હાથરૂમાલ કાઢી, એના વડે ઘસીને પોતાનું મોં લૂછી નાખ્યું—જો કે મુખ પર પરસેવાનું નામ ન હતું; ને પછી ખેડુ જેવા ખડતલ હાથની છત્તર જેવી આંગળીઓ વડે પોતાની દાઢી પસવારતાં એણે મૃદુ સ્વરે દોહરાવ્યું :

"હા પણ તે ક્યાં પાપે?"

એક દિવસ હું એની જોડે દુલ્બરથી તે આર્ઈ દોડોર જતી નીચલી સડકે ફરવા નીકળેલો. જુવાન માણસની જેમ હળવાં પગલે ચાલતાં ચાલતાં, એના સ્વભાવ ને ઉમર માટે કંઈક અસાધારણ લાગે એવી ઉત્તેજનાપૂર્વક, એણે મને કહ્યું :

"માણસનું શરીર સારી રીતે કેળવેલા પાળતુ કૂતરાની માફક એના આત્માના કબજામાં હોવું જોઈએ, કે જેથી આત્મા એને મોકલે ત્યાં જ એ જાય. પણ આપણી હાલત તો જો! ઇન્દ્રિયની વાસનાઓ ધાંધલ મચાવી મૂકનારી, ઝઘડાખોર ને અણજંપ છે. અવશ, ને દયામણો આત્મા એની પાછળ પાછળ પગલાં માંડી રહ્યો છે."

એણે જોરથી છાતી પર હાથ ફેરવ્યો, પોતાના હૃદયને પંપાળ્યું, ને ભવાં ઊંચકી, મંદ મંદ મરકતાં વળી આગળ ચલાવ્યું :

"મોસ્કોમાં, સુખારેવ ટાવરની બાજુમાં, મેં એક વાર—એ શિયાળાનો દિવસ હતો—ખૂબ ઢીંચીને પડેલી એક વેશ્યાને જોયેલી. એક ગટરમાં એ પડી હતી વાડામાંથી નીકળતી મોરીનું ગંદું પાણી એમાં દદડી રહ્યું હતું—તે બરાબર એની ડોક ને પીઠ પર પડતું હતું. ને ઠંડા પાણીમાં લાંબી થઈને એ પડેલી હતી—હોઠ ફફડાવતી, આમથી તેમ પાસાં ફેરવતી, અમળાતી. પણ એ ભેજમાંથી ઊભી થઈ બહાર નીકળી શકતી નહોતી."

ને આટલું બોલતાં એ ધ્રૂજી ઊઠ્યો. ઘડીભર એણે પોતાની આંખો મીંચી દીધી, ને માથું ધુણાવી વળી એણે ધીમા સાદે આગળ ચલાવ્યું :

"આવ, આપણે જરા વાર અહીં જ બેસી લઈએ પીધેલી સ્ત્રી જેવું ઘૃણાજનક ને ભયંકર દૃશ્ય આ દુનિયામાં બીજું એકેય નથી. હું જઈને એને એમાંથી કાઢવા માગતો હતો, પણ મારાથી એ ન બન્યું. હું સંકોચાઈ ગયો. એનું આખું શરીર એવું ચીકણું ને ભીનું હતું, એને અડક્યા પછી કદાચ મહિનાઓ સુધી મારા હાથને હું ચોખ્ખા ન કરી શક્યો હોત—કેવું બીભત્સ! પણ બાજુમાં જ સડકના પથરાની બાજુમાં મેં રમતિયાળ આંખોવાળો ને સોનેરી વાળવાળો એક નાનકડો છોકરો બેઠેલો જોયો. એની આંખનાં આંસુ ગાલ પર થઈ ટપકી રહ્યાં હતાં, નાક ખેંચતો ને ડૂસકાં ભરતો, એ દીન બની માને વીનવી રહ્યો હતો:

'મા...આ...મા...આ ..! ઊઠને...'

"થોડી થોડી વારે એ સ્ત્રી પોતાના હાથ આમથી તેમ હલાવતી, નસકોરાં બોલાવતી, માથું ઊંચકવા મથતી ને વળી પાછી ગટરના ગંદવાડમાં સરી પડતી"

અને આમતેમ જોઈ તે મૂંગો થઈ ગયો અને અસ્વસ્થ સૂરે ગણગણ્યો.

"ભયંકર, બીભત્સ! તે તો પીધેલી ઘણી સ્ત્રીઓને જોઈ હશે, ખરું ને? હા, તે તો જોયેલી છે ઓહ! પ્રભુ! પણ તું એમના વિષે કદી લખતો નહિ. કદી ન લખતો..."

"શા માટે નહિ?"

મારી આંખોમાં આંખ પરોવી એણે પડઘો પાડ્યો·

"શા માટે નહિ?"

ને પછી પોતે વિચારપૂર્વક ધીમેથી કહેવા લાગ્યો:

"તે તો હું નથી જાણતો. પણ આ તો મારાથી...માણસની પશુતા વિષે લખવું એ કોણ જાણે કેમ પણ શરમભર્યું લાગે છે.

પણ આખરે તો—શા માટે નહિ? માણસે બધા જ વિષે લખવું જોઈએ "

ને એની આંખોમાં આંસુ છલકાઈ આવ્યાં એણે એ લૂછી નાખ્યાં, ને સ્મિત-ઉજળા ચહેરે એણે પોતાના રૂમાલ તરફ જોયા કર્યું, ત્યાં વળી એના ગાલની કરચલીઓ પર થઈ આંસુનાં બિંદુ દડી રહ્યાં

કહે "હું રડું છું હું બુઠ્ઠો થઈ ગયો છું આવી ભયંકર વસ્તુઓને જ્યારે જ્યારે યાદ કરું છું, ત્યારે મારું હૈયું ધડકી ઊઠે છે'

તે પછી મને સહેજ હળવેકથી કોણી મારતાં કહે "તું પણ એક દિવસ તારી જિંદગી જીવી નાખશે, ને છતાં બધું એમનું એમ રહેલું જોશે ત્યારે તારું રડવું આજે હું રડ્યો છું, એ કરતાંય કડવું હશે,—ખેડુની સ્ત્રીઓ કહે છે તેમ બોર બોર જેવડાં આંસુડે પણ હા, બધા વિષે લખાવું જોઈએ, પ્રત્યેક વસ્તુ વિષે, નહિ તો પેલા સોનેરી વાળવાળા ભુલકાને ખોટું લાગશે, એ દુભાશે, એ તને ઠપકો દેશે 'ના, આ પૂર્ણ સત્ય નથી' કહેશે 'આ અપૂર્ણ સત્ય છે' એણે પોતાનું આખું શરીર ઝંઝેડી નાખ્યું, ને મારું લાલન કરતો હોય એ રીતે કહેવા લાગ્યો.

—

"ચાલ ત્યારે, હવે તું મને કંઈક કહે તને વાત કરતાં બહુ સરસ આવડે છે કોઈ બાળક વિષે કંઈક કહે તારા પોતાના વિષે કહે તું પણ એક દિવસ બાળક હતો—એ વાત જ જાણે માનવી મુશ્કેલ લાગે છે તું એક અનોખો જ માણસ છે તારામાં ઘણું ઓછું છે. જો બાલિશ લાગે તારા વિચારોમાં પણ તું જાણે કાચો છે ને છતાં જીવન વિષે તું એટલું બધું જાણે છે—જાણે તારે જાણવાનું હવે કશું બાકી જ રહેતું નથી ચાલ, હવે મને કંઈક વાત કર, તું "

ને એણે પોતાની જાતને પાઇન વૃક્ષના એક ઊપસી આવેલ મૂળિયાં ઉપર સ્વસ્થપણે ગોઠવી, પોતાનું આસન જમાવ્યું ને પાઇનનાં અણિયાળાં પાનની ભેગે પડી સુકાઈ ગયેલ ભૂખરી સોયો વચ્ચે થઈ,

ઉતાવળી ઉતાવળી દોડધામ મચાવી રહેલ, કામગરી કીડીઓની હિલચાલને તે નીરખી રહ્યો.

આ દક્ષિણનાં પ્રકૃતિદૃશ્યો ઉત્તર પ્રદેશના વસનારની આંખો માટે અદ્ભુત રીતે વિવિધતાભર્યાં છે. એની સમૃદ્ધિથી છલકાતી વનરાજી વચ્ચે, નિઃસંકોચ જોમનના જોમથી ઊભરાતી આ જીવંત વનસ્પતિ વચ્ચે, લિયો તોલ્સતોય બેઠો છે — એનું નામ જ એના આંતરિક જીવનના આવેગને વ્યક્ત કરી રહ્યું છે!* પોતે દેખાવે તો છે એક નાનકડો માણસ. એવો ગઠીગઠીવાળો ને ખરબચડો કે જાણે ધરતીમાંથી નીકળી આવેલ વનસ્પતિનું મૂળ જ જોઈ લો. ક્રિમિયાના ચમકદાર પ્રકૃતિસૌંદર્ય વચ્ચે આ માણસ એનો જ એક ભાગ બની સમાઈ જતો હોય એમ લાગતું, તો વળી બીજી જ પળે એ એનાથી તદ્દન અડવો પડી જતો હોય એવું પણ લાગતું. જાણે કોઈ એક અતિ પ્રાચીન પુરુષ, સમગ્ર ગ્રામપ્રદેશનો સ્વામી – એનો કર્તા ને નિર્માતા, કેમ જાણે સોએક વર્ષની ગેરહાજરી પછી, પોતે યોજેલ અર્થવ્યવસ્થામાં જ પાછો આવીને બધું જોતો હોય — જેમાં એવું ઘણુંય છે, જે પોતે ભૂલી ગયેલો છે કેટલુંય એવું પણ છે, જે એને માટે તદ્દન નવીન છે બધી સૃષ્ટિ જેમ ચાલવી જોઈએ તેમ ચાલ્યા કરે છે, પણ તેમ છતાં એમાં ક્યાંક કશીક ઊણપ રહી જાય છે—આ કશીક ઊણપ તે કઈ, ને એને ઠેકાણે કેવુ હોવુ જોઈએ, એ વસ્તુ જાણે હવે એણે તત્કાલ શોધી કાઢવાની હોય!

કેડીઓ પર ને રસ્તાઓ પર એ ઉતાવળે પગલે, લાંબી ફાળ ભરતો એવી રીતે ચાલતો, કેમ જાણે પૃથ્વીની પરિક્રમાએ નીકળેલો કોઈ અનુભવી પ્રવાસી હોય. એની તીક્ષ્ણ દૃષ્ટિની ઝપટમાંથી એક પથ્થર તો શું, એક વિચાર પણ છટકી શકતો નહિ – એવી દૃષ્ટિએ દુનિયાને નિહાળતો, માપતો એની કસોટી કરતો, એનુ તોલમાપ કાઢતો, એ

* લિયો એટલે સિંહ ને તોલ્સતોય એટલે જાડો.

જીવ્યે જતો હતો ને અવિરત ગતિએ વધ જતા વિચારો રૂપે એણે પોતાની ચોપાસ જીવત બીજ વેરી મૂક્યાં હતાં.

સુલરને એણે એક દિવસ કહેલું

"તુ વાંચતો નથી, સુતર ! એ તો બહુ ખ રાબ કહેવાય એ નર્યો અહકાર છે ને આ આપણો ગોર્કિ કેટકેટલું વાંચે છે પણ એય સારુ નથી—એ પણ આત્મવિશ્વાસની કમીનું લક્ષણ છે ને હું પોતે—ખૂબ ખૂબ લખ્યા જ કરુ છુ બસ, એ પણ સારુ નથી કારણ હુ જે કરુ છુ તેની પાછળ મારો વૃદ્ધાવસ્થાનો એક મિથ્યા અહકાર જ રહેલો છે અલબત્ત, હું જે રીતે વિચારુ છુ વિચારની એ રીત મારે પોતાને માટે સારી છે, છતાં ગોર્કિને લાગે છે કે એને પોતાને માટે એ બરાબર નથી. ત્યારે તુ તો એ બધી બાબતમાં કશો વિચાર જ કરવા તૈયાર નથી! બસ તુ તો કેવળ આંખો પટપટાવતો ચોમેર નજર ફેરવ્યા કરે છે કે ક્યાંય મારી નજરને પકડી લે એવું કઈક જડે છે! ને તુ એવી વસ્તુઓ પકડીને બેસી જાય છે કે જેને તારી સાથે કશો મેળ જ ન હોય તે ઘણી વાર બસ આ જ કર્યું છે તુ કોઈ વસ્તુને પકડી લે છે, પછી એને જ વળગી રહે છે ને તુ જેને પકડીને બેઠો હોય છે, એ વસ્તુ ઓસરી જવા લાગે ત્યારે તુ એને છોડી દે છે ચેખોવે એ વિષે એક બહુ સરસ વાર્તા લખેલી છે 'ધ ડાર્લિંગ'—'મીઠડી'—તુ એ વાર્તામાંની સ્ત્રી જેવો છે"

"એ કઈ રીતે?" સુલરે હસતાં હસતાં પૂછ્યુ

"ચાહવા માટે હંમેશાં તૈયાર, પણ એમાં પસંગી કેમ કરવી તે તુ જાણતો નથી, ને એમાં જ તારી શક્તિઓને તુ નકામી તુચ્છ વસ્તુઓ પાછળ વેડફી નાખે છે"

'બધા જ એવા હોય છે, એમ નથી લાગતુ તમને?'

તોલ્સતોયે એના સવાલનો પડઘો પાડતાં સીધુ કહ્યુ "ના, ના, બધા એવા નથી હોતા

ને અચાનક એણે મારા તરફ ફટકો વીંઝયો :

"તું ભગવાનમાં કેમ નથી માનતો ?"

"મને એમા શ્રદ્ધા જ નથી, એલ. એન !"*

"ના, એ સાચું નથી તું પ્રકૃતિથી શ્રદ્ધાળુ જીવ છે. ભગવાન વિના તારું ચાલવાનું નથી. તને થોડા જ વખતમાં એની ખોટ સાલવા માંડશે, જોજે. તું આજે માનતો નથી કારણ તુ જક્કી છે. તું રોષે ભરાયેલો છે — તું ઇચ્છે, તને ગમે, એ રીતે દુનિયા બનેલી નથી માટે. કેટલાક લોકો કેવળ એમના શરમાળપણાને કારણે નાસ્તિક હોય છે. જુવાનિયાઓમાં ઘણે ભાગે એવુ જોવા મળે છે. એ લોકો કોઈ સ્ત્રીને ભજતા હોય છે, પણ કોઈ જાણી જાય, જોઈ જાય, તે તેમને નથી ગમતું. એમને એમ થાય છે કે, કોઈ અમારા વિષે ગેરસમજ કરી બેસશે ? ને બીજી વાત એ પણ ખરી કે એમનામાં હિંમતની જ કમી હોય છે. શ્રદ્ધામા પણ પ્રેમની માફક હિંમત—સાહસની જરૂર હોય છે. તારે તારી જાત આગળ કબૂલ કરવુ જોઈએ કે 'હું ઈશ્વરમાં માનું છુ' ને તુ જોશે કે બધું બરાબર થઈ ગયુ છે. તું જે ઇચ્છે છે, એ પ્રમાણે જ બધુ ગોઠવાયેલુ તુ જોશે પ્રત્યેક વસ્તુ તને પોતાને વિષેની સમજ આપતી હશે – તારા હૃદયનુ આકર્ષણ કરતી હશે દુનિયામાં એવુ ઘણું છે, જેને તુ ચાહે છે, ને ગાઢ બનાવેલો પ્રેમ એટલે જ શ્રદ્ધા તારે હજી વધુ ચાહવુ જોઈએ ને તુ જોશે કે તારો પ્રેમ શ્રદ્ધામાં પલટાઈ ગયો છે દુનિયામા ઉમદામાં ઉમદા સ્ત્રીને જ પુરુષ ચાહે છે, ને છતાં પ્રત્યેક માણસ દુનિયાની ઉમદા સ્ત્રીને જ ચાહતો હોય છે – એવો જ છે આ કાયદો – એનુ નામ જ શ્રદ્ધા. નાસ્તિક કદી ચાહી શકતો નથી. એ આજે એકની સાથે પ્રેમમાં પડશે, ને વરસને અંતે એ બીજીને ચાહતો હશે આવા માણસનો આત્મા ભટકેલ છે, નપુસક છે, ને એ સારું નથી. તુ જન્મે શ્રદ્ધાળુ છે, ને તારી એ પ્રકૃતિથી વિરુદ્ધ જઈને

* તોલ્સતોયનું પ્રથમાક્ષરી ટૂંકું નામ

જીવવાની કોશિશ કરવી, એ વ્યર્થ છે તુ હમેશાં કહે છે 'સૌંદર્ય'. એ સૌંદર્ય શી વસ્તુ છે? પરમ ને પરિપૂર્ણ સૌંદર્ય એટને જ પ્રભુ "

એણે આ અગાઉ ભાગ્યે જ કદી મારી સાથે આ અંગે વાત કરેલી આ વિષયના મહત્ત્વથી, એના આ અણધાર્યા ઊર્મિઉચ્છ્વાસે બેખબર એવા મને ઘેરી લીધો, અને લગભગ પરાસ્ત કરી દીધો

હું કંઈ જ બોલી શક્યો નહિ સોફા પર બેરેલ તોફ્સતોયે એના પગ મારી બેઠક હેઠળ લબાવ્યા એના દાઢીવાળા મુખ પર વિજયનુ એક સ્મિત દોડી આવ્યુ ને મારી સામે આંગળી હલાવતાં એણે કહ્યુ :

"કશુ નહિ બોલીને, મૂગા રહે કંઈ તુ એનાથી છટકી શકવાનો નથી, એ જાણે છે તુ !"

ને હું—જે ઈશ્વરમાં માનતો નથી—એણે ચોરનજરે, લગભગ લજ્જાળુ દૃષ્ટિએ એની સામે જોઈ લીધુ, ને પોતાની જાતને કહી રહ્યો :

"આ માણસ ઈશ્વર જેવો છે"

# સોફિયા તોલ્સતોયા

શ્રીમાન ચેર્નકોવે લખેલ 'તોલ્સતોયની પીછેહઠ' વાંચીને હેઠી મૂકયા પછી મેં મારી જાતને કહ્યું કે, આ બનાવટી પુસ્તક લખવા પાછળનો કોઈ સીધો ને એકમાત્ર ઉદ્દેશ હોય તો તે સ્વર્ગસ્થ સોફિયા આન્દ્રેયેવ્ના તોલ્સતોયાની સ્મૃતિને કાળો કૂચડો ફેરવવાનો છે, ને જરૂર કોક ને કોક એવું નીકળશે, જે છાપાંમાં એના વિરુદ્ધ લખ્યા વિના નહિ રહે.

પરંતુ આજ લગી મેં એક એવું વિવેચન નથી વાંચ્યું જેમાં આ આદરણીય હેતુ તરફ લોકોનું લક્ષ દોરવામાં આવ્યું હોય. ઊલટાનું મને એમ સાંભળવા મળ્યું છે કે, લિયો તોલ્સતોયનાં પત્ની જ એમના જીવનનું એક અનિષ્ટકારક તત્ત્વ હતાં, ને એમનું ખરુ નામ ઝેન્થિપી* હોવું જોઈતું હતું...અને આ બાબતની સુશિક્ષિત વર્ગના લોકોને ખાતરી કરાવવાના 'સ્તુત્ય' પ્રયાસ લેખે, એ જ લેખક કૃત આનું જ એક બીજું પુસ્તક પ્રકટ કરવામા આવનાર છે. દેખીતી રીતે જ આ 'સત્ય'ને પ્રમાણો દ્વારા સાબિત કરવાની આવશ્યકતા અત્યંત મહત્ત્વની ગણવામાં આવે છે અલબત્ત, મારા મને એ વિશેષ જરૂરી છે તે એટલા માટે કે આધ્યાત્મિક દૃષ્ટિએ ને ભૌતિક રીતે એ લોકો બિચારા આવી કલકકથનીઓ પર જ પોતાનો ગુજારો કરી રહેલા છે.

નિઝની-નોવગોરોદનો એક દરજી, ગારિમોવ હમેશાં કહેતો કે;

"તમે ધારો તો કોઈ માણસને એ રૂપાળો દેખાય એવો પોશાક સીવી આપી શકો, ને ધારો તો એ બેડોળ દેખાય એવો પોશાક પણ એને માટે સીવી શકો."

---

* સોક્રેટીસની પત્ની.

માનવીની માનવતાને શોભારૂપ એવા સત્યને કલાકાર જ પ્રગટ કરી શકે છે, ત્યારે બાકીની વસ્તી એવી છે, જે હાંફળીફાંફળી નકલી 'સત્ય'ના વાઘા વેતરતી એકબીજાને બદરૂપ દેખાડવાના જ ક્સબમાં મચી રહે છે ને મને લાગે છે કે આપણે બધાં એક જાતની નિદ્રામાં જ મચેલાં રહીએ છીએ—કારણ માણસ જ માણસનો અરીસો છે

આપણી પુરાણી રશિયન કહેવત મુજબ, બારીનાં કમાડ પર ડામરથી ચીતરાઈ ગયેલાં 'સત્યો'માંથી તથ્ય કાઢવા જવાની મને તો જરાય ઇચ્છા કદી થઈ નથી પરંતુ અહીં તો મારું મન મને ફરજ પાડી રહ્યું છે કે મહાપુરુષ તોલ્સતોયની એકમાત્ર સ્ત્રી મિત્રને મે જે રીતે જોઈ છે ને હું એને જે રીતે પિછાણું છું, તે વિષે મારે કંઈક કહેવું જ

અલમસ્ત માણસ મરી ગયો છે, એના જ કારણે કંઈ એ સારો થઈ જતો નથી આપણે જીવતા માણસ પ્રત્યે હૃદયની જે કૃપણતા આચરીએ છીએ, તેથી રજમાત્ર ઓછી હીનતા મૃતાત્માઓ પ્રત્યે દાખવતાં નથી એ વસ્તુ જ આ સત્યનું પ્રમાણ છે જે મહાન આત્માઓએ પોતાની સમગ્ર જિંદગી ને પોતાના ચમત્કારિક આત્માની રજેરજ શક્તિ આપણા માટે ખરચી નાખી હોય છે, ને પછી તેઓ પોતાની કબરમાં શાંતિ લેવા પોઢ્યા હોય છે, એમને વિષેય બોલતાં ને લખતાં આપણે એવી રીતે વર્તીએ છીએ, જાણે આપણે એક જ વાત પુરવાર કરવાની છે ને તે એ કે, એ લોકોય અમારા જેવા જ હીન ને પાપી હતાં

કોઈ બદમાશે અદ્ભુત વીરતાનું અને નિઃસ્વાર્થ કામ કર્યું હોય એમાં આપણે જેટલો રસ લઈ શકીએ તે કરતાંય અનેકગણો વિશેષ રસ આપણને કોઈ પ્રામાણિક માણસના સાધારણ જીવનપરિવર્તનમાં પડે છે કારણ આપણને આ બીજી વસ્તુ વધુ સમવડકારી ને અનુકૂળ લાગે છે કારણ એથી દુનિયાનો એક ( સૌ પાપી છે—એવો ) અફાટ

નિયમ પુરવાર થતો લાગે છે, ત્યારે પહેલી હકીકત કેવળ આપણા મનને ક્ષુબ્ધ કરીને રહી જાય છે, એ એક ચમત્કાર જેવી લાગે છે—માણસ માટેના આપણા જે સર્વસ્વીકૃત ખ્યાલો છે, તેની વિરુદ્ધ દિશામાં ગતિ કરનારી વસ્તુ લાગે છે.

પ્રામાણિક માનવીના સાધારણ જીવનપરિવર્તનની ઘટના આપણા મનમાં જે આનંદની લાગણી જગાવે છે, તેને આપણે અચૂક રીને અફસોસ ને દિલગીરીના દંભી ઉદ્ગારો હેઠળ છુપાવવા મથીએ છીએ ત્યારે બીજી ઘટના (કોઈ દુષ્ટ માણસ વીન્તાનું કૃત્ય કરે તે) બાબત ડોળઘાલુ આનંદ પ્રકટ કરવા છતાં, આપણે મનોમન છૂપો ભય અનુભવીએ છીએ કે: જો દુષ્ટ માણસો, જહાન્નમમાં જવાને બદલે, પ્રામાણિક માણસોની જેમ વર્તવા માંડશે તો પછી આપણે શું કરીશું?

આપણામાંના મોટા ભાગના લોકો, "શું શુભ શું અશુભ—બંને તરફ શરમભરી ઉપેક્ષા સેવનાર છે," એ વાત કેટલી બધી સાચી છે! એટલું જ નહિ, જીવનની અંતિમ ઘડી લગી આપણે એ જ સ્થિતિમાં રહેવાની ઇચ્છા ધરાવનારાં છીએ એથી જ તો વાસ્તવિક જીવનમાં જે શુભ ને અશુભ પ્રવર્તી રહ્યાં છે, તે આપણા જીવનની શાંતિને ડહોળી નાખે છે. અને એમનું પ્રાગટ્ય જેટલું પ્રબળ, તેટલાં જ તે શુભ ને અશુભ આપણા માટે ક્ષોભ જગાવનારાં બને છે.

હીનાત્માઓની આ દયાજનક ચિંતા આપણને સ્ત્રીઓ પ્રત્યેના આપણા વલણમાં પણ જોવા મળે છે સાહિત્યમાં તેમ જ જીવનમાં, આપણે બડાશપૂર્વક બરાડીને જાહેર કરીએ છીએ: "રશિયન નારી એટલે જગતની ઉમદામાં ઉમદા નારી!"

આ સૂત્રનો પોકાર સાંભળું છું ત્યારે મને રસ્તે હાંક મારતા ફેરીવાળાની યાદ આવી જાય છે,—જે ગલી ગલીએ હાંક મારતા ફરે છે: "માછલી! જીવતી ને જાગતી, મોટી મસ્ત માછલી!"

આ માછલીને જીવતી જ ઊકળતા પાણીમાં ઝબોળવામાં આવે છે ને પછી એને મીઠું મરી, ને મીઠા લીમડાનાં પાંદડાંના વઘારથી સમૃદ્ધ બનાવી, રતાશ પડતો રંગ પકડતાં લગી ઉકાળ્યા કરવી પડે છે.

યુરોપમાં "ઉમદા" નારી પ્રત્યેનું આપણું આચરણ કંઈક આવું જ છે.

પરંતુ એક વાર રશિયન નારીને દુનિયામાં "સૌથી ઉમદા" જાહેર કરી દીધા પછી કોણ જાણે કેમ, પણ આપણે એકદમ ગભરાઈ ઊઠીએ છીએ કે, આ તો આપણા કરતાંય બહેતર ઠરી! એટલે પછી તો, જ્યારે જ્યારે મોકો મળે છે, ત્યારે આપણે એને આપણી કાયરતાની મેલી ચીકણી કડાઈમાં ઊકળવા ઝમેળી દઈએ છીએ. પણ એ આફતને મીઠા લીમડાની બે પત્તીથી સમૃદ્ધ કરવાનું આપણે સાવ વીસરી જઈએ છીએ. ને એ તો એક જાહેર વસ્તુ છે કે, જેમ એ સ્ત્રી વધુ પ્રસિદ્ધ, પ્રતિષ્ઠિત, એમ એને નીચું જોવડાવવાની આપણી ઈચ્છા વધુ જક્કી.

એકબીજાને કાળા ચીતરવાના કસબમાં આપણે જે છળ–કૌશલ્ય કેળવી લીધેલું છે, એ જોઈને તો નરકના ડિંગુજી પણ ઈર્ષ્યાથી લીલા પડી જાય એમ છે

એના મરણ પછી નથી માણસ સારો થઈ શકતો કે નથી બૂરો બની શકતો; હા, પણ એ આપણી વચ્ચે આવી આ બધી બાબત દખલ કરતો તો મટી જ જાય છે. એક વખત જે આપણામાં કૃતજ્ઞતા પ્રેરવાને યોગ્ય હતો, તેવા એ મૃતાત્માને તત્કાલ વિસ્મૃતિના ગર્ભમાં મોકલી દઈ આપણે એનો બદલો ચૂકવીએ છીએ. ને બેશક ચૂકવવાનો ઉત્તમમાં ઉત્તમ ઉપાય આપણી પાસે કોઈ હોય તો એ જ છે. ને મને તો લાગે છે કે, એ લોકો માટે જ નહિ પરંતુ બીજાં જીવતાં ને મરેલાં જે કોઈ છે, તે બધાને માટે,—જેઓ આ જિંદગીને વધુ માનવીય બનાવવાની ને લોકોને બહેતર બનાવવાની એમની આશા-આકાંક્ષાઓ વડે નાહક આપણને કંટાળો આપી થકવી રહ્યા છે, એ તમામને માટે આપણે સાગમાં સારું કોઈ કામ કરી શકીએ તેમ હોય, તો તે એમને ભૂલી જવાનું છે.

પરંતુ મરેલાંને ભૂલી જવાની આ ઉત્તમ પ્રથાને પ્રસ્થાપિત ન થવા દેવામાં, આપણાં ક્ષુદ્ર રાગદ્વેષ, આપણી વેર લેવાની ઘીસુપનભરી

વાસના, તેમ જ આપણા દંભનો નૈતિક કાનૂન નડતર રૂપ બને છે. સ્વર્ગસ્થ સોફિયા આન્દ્રેયેવ્નાના પ્રત્યેનું આપણું વલણ આનું જ એક વિલક્ષણ ઉદાહરણ પૂરું પાડે છે.

હુ માનું છુ કે, એમના વિષે હુ તદ્દન નિષ્પક્ષપાત રીતે બોલી શકું એમ છું, કારણ મને એ કદી ગમતાં નહિ. કદી એમના તરફથી માનભર્યું વર્તન હું પામેલો નથી, એ એક ઉઘાડી હકીકત હતી. ને તેઓ પોતે પણ એક સ્પષ્ટવક્તા હોવાને કારણે એમણે કદી એ વાત મારાથી છુપાવી પણ ન હતી મારા પ્રત્યેના એમના વલણમાં હમેશાં કઈક મનને કષ્ટ પહોંચાડે એવુ તત્ત્વ રહેતું. પરંતુ હુ એ બાબત કદી માઠુ લગાડતો નહિ. કારણ હુ જાણતો હતો કે, મહાન શહીદ — જે એમનો પતિ હતો — તેની આસપાસ વીંટળાઈ રહેલ મોટા ભાગના લોકોને એ માખી, મચ્છર ને ડાંસ બરાબર અર્થાત્ ખેડાખાઉ જ ગણતાં.

શકય છે કે, એમની આ ઈર્ષ્યાની આગે ઘણી વાર લિયો તોલ્સતોયને પણ દઝાડયા હોય. અહીં આપણને પેલી લોકકથાવાળા રીંછની યાદ આવી જાય છે, કે જે ઝાડ હેઠળ ઊંઘમાં પોઢેલા પોતાના માલિકનુ, માખીઓના બણબણાટથી રક્ષણ કરવા જતાં, પોતાના ભારે પંજા વડે આઘાત કરીને, મોત આણે છે પરંતુ એના ટીકાકારોએ એ વાત યાદ કરવી જરૂરી છે કે, એ મહાન સાહિત્યકારના આત્માનુ શોષણ કરી નખનારી માખો જેવા લોકોનો, એના માથા પરનો બણબણાટ, કેટલો ઘેરો અને ઘન હતો એમાંનુ પ્રત્યેક જતુ તોલ્સતોયના જીવન પર ને એના સ્મૃતિપટ પર પોતાનુ કઈક ને કઈક નિશાન આંકી જવા મથી રહ્યુ હતુ ને એમાંના કેટલાંક તો એટલાં જક્કી હતાં કે, જે એસીસીના સત ફ્રાંસિસના દિલમાં પણ ધિક્કાર જગાડી મૂકે એવા લોકા પ્રત્યે સોફિયા આન્દ્રેયેવ્ના જેવી આવેગશીલ સ્ત્રીના દિલમાં તિરસ્કાર પેદા થાય, એ તદ્દન સ્વાભાવિક હતુ

તમામ મોટા કલાકારોની માફક લિયો તોલ્સતોય પણ એમના સાથીદારો પ્રત્યે બેહદ ઢળેલા રહેતા. એમની પાસે બીજાઓના

મૂલ્યાંકન માટે, પોતાની મૌલિક રીત હતી, એમના પોતાના આગવા તોલમાપ હતાં જેનો સર્વસ્વીકૃત નૈતિક ધોરણો જોડે ઘણી વાર મેળ બેસતો નહિ ૧૮૮૨ના દિવસોની એમની રોજનીશીમાં પોતાના કોક પરિચિત વિષે તેઓએ લખેલું

' કૂતરાઓ ઉપર જો એને આટલો પ્રેમ ન હોત તો કદાચ એ નર્યો બદમાશ બન્યો હોત '

છેક ૧૮૮૦ના દસકા દરમિયાન એમનાં પત્નીએ જોઈ લીધું હતું કે, એમના 'પ્રશંસકો' તથા અનુયાયીઓ માંના કેટલાક લોકોની તોલ્સતોય સાથેની ઘનિષ્ઠતા એવી હતી જે એમના દિલમાં કેવળ અપ્રસન્નતા ને કલેશ જ જગાવતી હતી અલબત્ત 'તોલ્સતોયન વસાહતોમાં ભજવાઈ રહેલ શરમજનક ને દુઃખદ નાટક વિષે પણ તેઓ રજે રજ માહિતગાર હતાં દાખલા તરીકે આરખાન્ગેલ્સ્કીવાળી સિમ્બિર્સ્કની વસાહતમાં જે ઘટના બની, એમાં એક ખેડુ છોકરીને અપમાન કરવાનો વખત આવેલો ને તે પછી તરત એ વાતનો પડઘો કૅરોનિનની બહુ ગવાઈ ગયેલી વાર્તા ધી ઓર્સ્કાયા કોલોની માં જોવા મળેલો

ઈલિન જેવો, હળ છોડી ગયેલ તોલ્સતોયવાદી માઉન્ટ તો સતોયના દશનો ઘડો ફોડવાની " જે જાહેર પ્રવૃત્તિ ચલાવી રહ્યો હતો, તે વિષે પણ તેઓ જાણકાર હતાં ઈલિનની કલમે લખાયેલ 'એક તોલ્સતોયવાદીની રોજનીશી માં આ બધું એમણે વાંચ્યું હતું તો સતોયના એક માજી અનુયાયી ને એક વસાહતના નિવૃત્ત સંચાલક નોવોસ્યોલોવના લેખો પણ એમણે વાંચેલા હતા એ લેખો 'પ્રાવોસ્લાવનોયે ઓબોઝ્રેનિયે (ઓર્થોડોક્સ રિવ્યુ) નામના દેવળના ઉદ્દામપંથીઓના મુખપત્રમાં છપાતા—જે પત્ર પાતે પોબીડોનોસ્ત્સેવના છાપા કરતાંય વધુ જુનવાણી હતો

કદાચ ત્યાર એકેડેમીમાં પ્રોફેસર ગુસેવ તોલ્સતોય વિષે જે વ્યાખ્યાનો આપી રહ્યા હતા, તે વિષે પણ તેઓ

જાણુનાં હોવાં જોઈએ આ પ્રોફેસર ગુસેન પોતે "સ્વરચિત આભાએ શોપી રહેલ કાઉન્ટ તોલ્સતોયના પાખંડ"ને ઉઘાડાં પાડનાર એક અણુજપ જોખ્યા હતા આ પ્રોફેસરે એના એક વ્યાખ્યાનમાં બીજી અનેક વસ્તુઓ કહી, એની સાથે એ જાહેર કરેલું કે, "યાસનાયા પોલ્યાનાના આ પાખંડી સત"ના ગૃહજીવન વિષેની જે માહિતી પોતે રજૂ કરી છે, તે એમણે એવી વ્યક્તિઓ પાસેથી મેળવેલી છે, જે વ્યક્તિઓ આ સતના અરાજક સિદ્ધાંતો પાછળ એક વાર પાગલ બનેલી હતી

પતિના ઉપદેશોની પ્રશંસા કરનારા ઉત્સાહી માણસોમાં તેમણે મેન્શિકોવ જેવાને પણ જોયેલો, જે તોલ્સતોયના 'On Love' ('પ્રેમ વિષે'ના) વિચારો ગોખી નાખ્યા પછી જોતજોતામાં ક્રાંતિ ઝનૂની બની ગયેલો અને એણે નોવોયા વ્રેમ્યા (ન્યુ ટાઈમ્સ) નામના પત્રમાં માનવતામાં જ અશ્રદ્ધા રાખનાર એક 'મિસેન્થ્રોફિસ્ટ' તરીકે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી, એ સડેલા પત્રમાં બેહદ શોર મચાવી મૂક્યો હતો

આવા તો કેટલાય લોકોને સોફિયાએ જોયેલા હતા એમાં આપમળે શિક્ષિત બનેલો કવિ બુલ્ગાકોવ પણ હતો તોલ્સતોયે પોતે જ એને બહુ ચઢાવી મૂક્યો હતો 'રુસ્કાયા મિસ્લ' ('રશિયન વિચાર') નામના મુખપત્રમાં તોલ્સતોયે એની અતિસામાન્ય એવી કવિતાઓ છાપેલી ને ત્યારે એ અર્ધદગ્ધ, માંદલા ને અતિ લાગણીપ્રધાન કવિએ એક ભદ્દો લેખ લખી પોતાની કૃતઘ્નતા પ્રકટ કરેલી. 'લિયો તોલ્સતોયને એક ખુલ્લો પત્ર' આ લેખ એટલો ગ્રામ્ય જુઠ્ઠાણાંથી ભરેલો ને અશિષ્ટ હતો કે એને પોતાના પત્રમાં છાપવા માટે કોઈ તૈયાર ન હતું 'મોસ્કોવસ્કીયે વેદોમોસ્તી' (મોસ્કો સમાચાર) જેવા પત્રે એનું લખાણ લેખક પર પાછું મોકલતાં એવી નોંધ લખેલી કે, 'ભાષા બેહદ અશિષ્ટ હોવાથી છાપી શકાય એમ નથી" આવી કીર્તિ પામેલું લખાણ આખરે બુલ્ગાકોવે તોલ્સતોય પર મોકલી આપ્યું, ને એની પાસે એવી માગણી કરી કે, "પોતાને વિષેનાં આ સત્યો" એણે પોતે જ છાપવાં જોઈએ.

નામચીન તોલ્સતોયવાદી બાઇકેન્જરના કિસ્સાએ સોફિયા આન્દ્રેયેવ્નાને ઓછાં દુઃખી નહોતાં કર્યાં. ને આવા બધા જે અનેક કિસ્સાઓ બન્યા કરતા હતા, એણે તોલ્સતોયને વીંટળાઈને રહેનારા આ કહેવાતા અનુયાયીઓની અસભ્યતા, દંભ ને આંધળા સ્વાર્થની હદ દેખાડી દીધી હતી.

એટલે પોતાના પતિના પ્રશંસકો ને અનુયાયીઓ પ્રત્યેનો એમનો ઉગ્ર અવિશ્વાસ એ સંપૂર્ણ રીતે સમજી શકાય એવી વસ્તુ હતી એક મહાન સર્જક પ્રતિભાવાળો પુરુષ, કે જેની યાતનાભરી આત્મ-તપશ્ચર્યાનાં પોતે ગતદિવસનાં સાક્ષી હતાં, એને આવાં શોષક જંતુઓથી બચાવી લેવાની વૃત્તિમાંથી ઉદ્ભવેલા એમના પ્રયાસો તદ્દન વાજબી હતા એમ દર્શાવતી હકીકતોની ખોટ નથી ને એ વાત તો નિઃસંશય છે કે અનેક ગપેડાઓની ખરીઓના લત્તાપ્રહારમાંથી તોલ્સતોયને બચાવી લેનાર એ જ હતાં, ને કેવળ એમને જ કારણે તોલ્સતોય તરફ ઉડાડવામાં આવેલ કાદવ ને થૂંકનો મોટા ભાગનો હિસ્સો તો એમને સ્પર્શી શક્યો નહિ

આપણે એ વસ્તુ ભૂલી ન જવી જોઈએ કે એ એંસીના દસકામાં તો જેણે બે અક્ષર વાંચી લખી જાણ્યા હતા એ તમામ એદીઓ એમ સમજી બેઠા હતા કે દુનિયાની આ મહાન વિભૂતિની ધાર્મિક, તત્ત્વજ્ઞાન વિષયક, તેમ જ સામાજિક ત્રુટીઓને ખુલ્લી પાડવી એ પોતાની ફરજ છે એમની આ નિંદાઓ, ' સરળહૃદયી ઓ ' સુધી પહોંચી જતી—જેઓ સદી-જાનહુસની નીચે બળતી આગમાં તેલ રેડવાનું કામ કરતી વૃદ્ધાને વીસરી જઈ શકતા

હજી કેમ જાણે ગઈ કાલની જ વાત હોય એટલું સ્પષ્ટ રીતે મને યાદ છે, કે કોઈ માલોમેસ્કોવ એની કારામેલની ચાસણીથી ભીંજાતી કદાઈ આગળ ઊભો ઊભો બોલતો હતો "બસ, હું જો પેલા નાસ્તિક જંતુ, તોલ્સતોયને આમાં નાખીને ઉકાળી શક્યો હોત તો "

મીઠાઈ ને કેકના બનાવનાર એ કદીઈના વિચારભરપૂર શબ્દો આજેય મારા કાનમાં ગુંજી રહ્યા છે.

ઝારિત્સીનના એક હજામે, હું ભૂલતો ન હોઉં તો ' કાઉન્ટ તોલ્સતોય ને પવિત્ર પયગમ્બરો ' એ નામનું એક લખાણુ લખેલું ને એક સ્થાનિક પાદરીએ પોતાના સુઘડ હસ્તાક્ષરોમાં એ લખાણુના મુખ પૃષ્ઠ પર જાબુડિયા શાહી વડે લખી આપ્યુ હતું :

"હું આ લખાણુને સપૂર્ણ રીતે માન્ય કરું છુ જો કે પોતાના પુણ્યપ્રકોપને વ્યક્ત કરતાં લેખકે એમાં કેટલાક અશિષ્ટ શબ્દો વાપરેલા છે, પણ તેમ છતા એ શબ્દો તદ્દન ગેરવાજબી છે એમ તો કોઈ રીતે કહી શકાય એવું નથી."

ખૂધિયો ટેલિફોન આપરેટર સુરિન મારો મિત્ર હતો. એણે ગમે તે રીતે લેખક પાસેથી એનું આ લખાણુ મને વાંચવા માટે લાવી આપેલું એ વાંચીને હું તો સડક જ થઈ ગયો કે, 'પોલિકુશ્કા', 'ધી કોસેક્સ', 'વૉટ આઈ બિલીવ ઈન' ને 'ધ ટેઈલ ઓફ થ્રી બ્રધર્સ',— જેવી કૃતિઓ (જે એ જ દિવસોમાં પહેલી વાર મારા વાંચવામાં આવેલી)ના લેખકને માટે એક હજામ આટલી જંગલી ભાષા વાપરીને લખી શકે છે!

એ જ દિવસોમાં લોગનો મૂળ વતની એવો એક લગડો કોઝેક હતો. એ સતત ડોન પ્રદેશમાં ગ્રીયાઝી—ઝારિત્સીન અને વોલ્ગા ડોનનાં રેલવે સ્ટેશનો ઉપર ફરી ફરીને જાહેર કરતો કે, "કાઉન્ટ તોલ્સતોયે તો મોરકો જિલ્લામાં ધર્મ ને ઝાર સામે બળવો ફેલાવવા માંડ્યો છે." અમુક ખેડૂતો પાસેથી જમીન આંચકી લઈ, એણે પોસ્ટ ઓફિસના અમુક અમલદારને — કે જે એનો કંઈક સગો છે — એને આપી દીધી છે.

એક મહાન વિભૂતિના બેચેન આત્મામાંથી પ્રગટતા ભુનંદ પોકારે આવા તો કેટલાય અજ્ઞાની ઘોંઘાટના પડઘા જગાડ્યા હતા — ને તે તમામ યારનાયા પોલ્યાના સુધી અચૂક પહોંચતા. પરંતુ સોફિયા

આન્દ્રેયેવ્નાના જીવનમાં એંસીના આ દસકાને સૌથી કપરો કાળ બનાવી મૂકનારી કંઈ આ એક જ વસ્તુ નહોતી. હું તો માનું છું કે, આ ગાળામાં એમણે જે ભાગ ભજવ્યો, તે અત્યંત વીરતાભર્યો જ કહી શકાય. એ નારીમાં કોઈ અસાધારણ આધ્યાત્મિક શક્તિ ને ચેતન હોવું જોઈએ, તે વિના ક્ષુદ્રતા ને અશુભ તત્ત્વોના મારામાંથી તોલ્સતોયનું રક્ષણ તેઓ ભાગ્યે જ કરી શક્યાં હોત. ને એ રક્ષણ તે એટલે સુધીનું કે તોલ્સ્તોય તેમ જ બીજા કોઈને એની બાબતોમાં કશું જાણવાની જરૂર જ ન હતી. પરંતુ કદાચ તોલ્સતોયે એ જાણ્યું હોત તો, બીજાઓ પ્રત્યેના એના વર્તન પર એની અસર પણ થઈ હોત.

અશુભને મારવાનો ઉત્તમમાં ઉત્તમ રસ્તો કોઈ હોય તો તે મૌનનો.

જો આપણે નિષ્પક્ષપાત રીતે આપણા ઉપદેશકોના જીવનનું નિરીક્ષણ કરીશું તો આપણે જોઈ શકીશું કે, એમના શિષ્યોને બગાડવા માટે એકલા એ જ જવાબદાર નથી, પરંતુ શિષ્યો પોતે પોતાના ગુરુના ચરિત્રને હેઠું પાડીને, એમાં પોતાનો હિસ્સો નોંધાવે છે—કેટલાક કેવળ પોતાની મૂર્ખામીને કારણે, કેટલાક પોતાની ઉદ્દંડતાને કારણે, તો વળી બીજા કેટલાક એમના ઉપદેશને હાસ્યાસ્પદ રીતે ગ્રહણ કરીને. લિયો તોલ્સતોય પણ કંઈ પોતાના જીવન તેમ જ કાર્યની કદર પ્રત્યે હંમેશાં તદ્દન ઉદાસીન હતા તેવું નહોતું જ.

છેલ્લે એ વાત પણ યાદ રાખવા જેવી છે કે, લિયો તોલ્સતોય એક એવા દેશમાં જીવી રહ્યા હતા કે જ્યાં ગમે ત્યારે ગમે તે બની શકે. એની સરકાર એની પ્રજાને વગર ગુનાએ, વગર સજાએ જેલમાં પૂરી દઈ શકે એમ હતી, ધારે તો વીસ વરસ એને મઢી બનાવી ગાળી શકે એમ હતી – આ વસ્તુ તોલ્સતોયનાં પત્ની એક ઘડી પણ ભૂલી શકે એમ નહોતાં. ને ખરેખર પેલો 'નાસ્તિક જેવો' પાદરી ઝોલોતાનિત્સ્કી સુઝદાલના મઠની કેદમાં ત્રીસ વર્ષ લગી સડયા જ કર્યો, ને છેવટે, જ્યારે એ એની માનસિક સમતુલા ગુમાવી બેઠો, ત્યારે જ એને છોડવામાં આવ્યો હતો!

કલાકાર સત્યનો શોધક નથી, એ એનો સર્જક છે. હું નથી માનતો કે લિયો તોલ્સતોય જે સત્યનો પ્રચાર કરતો હતો, તેનાથી તેને સંતોષ હતો. એનામાં એકી સાથે બે જાતનાં માનસ વસતાં હતાં — જે બહુતઃ સતત યાતનામય સંઘર્ષમાં જ રહેતાં—એક હતો કલાકારનો સર્જક આત્મા, બીજો શોધકનો સંશયખોર આત્મા 'યુદ્ધ અને શાંતિ'ના લેખકે ચિંતન કરીને દુનિયાને માટે એના ધાર્મિક સિદ્ધાંતો તારવી આપ્યા હશે, પરંતુ તે એટલા જ માટે કે, જેથી કલાકાર તરીકેના પોતાના ગહન અને શ્રમયુક્ત કામમાં લોકો દખલ કરતા મટે શક્ય છે કે, તોલ્સતોયમાં રહેલ પ્રતિભાવંત કલાકાર ઉપદેશક તોલ્સતોય પ્રત્યે જોઈ વ્યંગભર્યું હસતો, માથું ધુણાવી એની ઠેકડીય કરતો હશે પોતાની 'જુવાનીની રોજનીશી'માં તો વિશ્લેષણાત્મક વિચાર પ્રત્યેનું તેનું બહુ નિખાલસતાભર્યું વિરોધી વલણ આપણને જોવા મળે છે એમાં ૧૮૫૨ના માર્ચની ૨૨મી તારીખે ટપકાવેલ નોંધમાં એણે લખ્યું છે કે:

"ખાસ કરીને તો ચિત્ત જ્યારે શૂન્ય હોય છે, ત્યારે અનેક પ્રકારના વિચારો એમાં એકી વખતે વાસ કરતા હોય છે."

એ પરથી કહી શકાય કે, એ આરંભના દિવસોમાં પણ, કલા સર્જન માટે તનસતા એના ચિત્ત અને હૃદયમાં 'વિચારો' આડરૂપ બની ઊભા રહી જતા કલાસર્જન માટે એની અજાગ્રત અદમ્ય ઝંખના વિરુદ્ધ 'વિચારો'એ જગાવેલ બંડમાં, એના અંતરાત્મામાં સરસાઈ જમાવવા મથતાં આ બે પ્રાકૃત બળો વચ્ચેના સંઘર્ષમાં એના નીચેના શબ્દોની સફાઈ આપણને મળે છે:

" .....માણસમાં રહેલી આ ચેતના જ એની સામે મોજૂદ એવાં દુર્ભાગ્યોમાનું સૌથી મોટું દુર્ભાગ્ય છે."

આરસેનયેવા ઉપરના એક પત્રમાં એણે લખેલું છે:

'બુદ્ધિ, એ પણ જો બહુ મોટું બળ હોય તો ઘૃણા જન્માવનારું બળ છે."

પરંતુ 'વિચારો'એ જ એનો કબજો લઈ લીધેલો, ને એમને

ભેગા કરી, ગોઠવીને, એમાંથી એક પ્રકારની ફિલસૂફી રચવાની એને ફરજ પાડી. ત્રીસ વરસ એણે આ જ સાધના પાછળ ગાળ્યાં ને આપણે જોયું કે, એણે જ આવા આ મહાન કલાકારને ખુદ કલાના જ ઇન્કાર માટે પ્રેર્યો,—જ્યારે, ખરી રીતે તો, કલા જ એના આત્માનો મેરુદંડ હતો.

મૃત્યુના થોડા જ દિવસ અગાઉ એમણે લખેલું :

"કંઈક લખવાના પ્રબળ પ્રલોભનથી એ પાપ તરફ ખેંચાઈ રહ્યો છું—બીજામાં એ વસ્તુને મે ધિક્કારી છે, અને મારી પોતાની જાત પ્રત્યેય એ બાબત વાજબી રીતે ધિક્કાર અનુભવ્યો છે."

માનવીના ઇતિહાસમાં આવી દુઃખદ ઘટના ભાગ્યે જ કોઈ બની હશે, અનન્ત મારા લક્ષમાં તો નથી જ આવી, કે જેમાં કોઈ મહાન કલાસ્વામી એવા નિર્ણય પર આવી ગયો હોય કે, કલા જેવી માણસના જીવનની સુંદરતમ સિદ્ધિ એ જ પાપ છે.

સંક્ષેપમાં કહીએ તો, લિયો તોલ્સતોય એ ઓગણીસમી સદીના મહાપુરુષોમાં એક અતિ જટિલ એવી વ્યક્તિ છે. એમની નિકટતમ મિત્ર, જીવનસંગિની, એમનાં સખ્યાબંધ સંતાનોની માતા—ગૃહસ્વામિનીનું કાર્ય અત્યંત જવાબદારીભર્યું અને દુષ્કર હતું. દૃષ્ટિ ને અનુભૂતિમાં સોફિયા આન્દ્રેયેવ્ના બીજા કોઈનાય કરતાં એ વાત વિશેષ ગહનતા ને વિશદતાથી જોતાં–અનુભવતાં હતાં કે સામાન્ય છીછરા માણસોના સહવાસમાં, સામાન્ય જીવનના ક્ષુદ્રતાપૂર્ણ સંકુચિત વાતાવરણમાં આવા મહાપુરુષને માટે શ્વાસ લેવાનુંય મુશ્કેલ હતું. સાથે સાથે તેઓ એ પણ સમજી ગયાં હતાં કે, આ મહાન કલાકાર પોતાને પ્રાપ્ત એવા દિવ્ય કૌશલ વડે પોતાના આત્માને સંતૃપ્ત કરે એવું મહાન કાર્ય એના અંતરના એકાંતમાં જ સાધી શકશે. પરંતુ જો એ પણ દેખાડો કરવાની બાહ્ય પ્રવૃત્તિમાં પડી ગયો ને એમાં જ ડૂબી ગયો તો બીજા સામાન્ય માણસોની જેમ જ એ પણ પોતાનો મિજાજ

પરનો કાબૂ ગુમાવી બેસશે. કોક વાર તો અકારણ ક્રોધને વશ થઈ, એ પોતાની ક્ષતિઓનો બોજ પોતાના સાથીને શિરે ચઢાવી દેશે...જેમ બધા જ સામાન્ય માણસો કરે છે તેમ—જેમ (સોફિયા) પોતે એમ કરતાં જ.

સોફિયા આન્દ્રેયેવ્નાને એ સમજાતું નહોતું કે, આ મહાન નવલકથાકારને હળ ચલાવવાની, ભઠ્ઠો બનાવવાની, ને જોડા સાંધવાની શી જરૂર? પરંતુ આ વાત ન સમજવામાં તેઓ એકલાં ન હતાં, તોલ્સતોયના મોટામાં મોટા સમકાલીનોનેય આ વાત સમજવી બહુ ભારે લાગતી હતી. પરતુ એ લોકોને તો કેવળ દૂર રહ્યાં રહ્યાં આ ચમત્કાર નિહાળી એમાંથી રમૂજ માણવાની હતી, જ્યારે સોફિયા આન્દ્રેયેવ્ના પર તો બીજી અનેક લાગણીઓનો બોજ લદાયેલો હતો. બેશક, તેઓ એ વસ્તુ જાણતાં હતાં કે રશિયન નિહિલિઝમ (નેતિવાદ)ના પ્રસ્થાપક ને 'એપોલોનિયસ ઑફ ત્યાના' નામક ગ્રંથના કર્તાએ ઘોષણા કરી હતી કે :

"શેક્સપિયર કરતાં પણ જોડા વધુ મહાન છે."

નેતિવાદના આ પયગમ્બરના વિચારો સાથે 'યુદ્ધ અને શાંતિ'ના કર્તાના આ બાબતના વિચારોનું અણધાર્યું સામ્ય જોઈ લેતાં સોફિયા આન્દ્રેયેવ્ના અંતરથી અતિશય દુઃખી થયાં હશે—બીજા કોઈનાય કરતાં એમનું દુઃખ વિશેષ હશે.

એક એવો લેખક કે જે સાત સાત વાર એની ચોપડીનાં પ્રૂફ જોવાનો આગ્રહ સેવતો હોય, જે દરેક વાચનને ઘણી વાર નવેસરથી જ પોતાના લખાણને લખવાનું કરતો હોય, એવો માણસ પોતાની જાત પર તેમ જ બીજાં પર પણ અત્યાચાર ગુજારનાર બને છે. આવા લેખક સાથે, એટલે કે પોતે જ સર્જેલ એક આખી વિશાળ સૃષ્ટિના કર્તા સાથે, જિંદગી ગાળવામાં રહેલી ચિંતા અને મુશ્કેલીઓ સમજવાનું અને તેની કદર કરવાનું સૌ કોઈ માણસ માટે શક્ય નથી હોતું.

લિયો તોલ્સતોયે પ્રથમ પ્રથમ, એકાન્તમાં બેસી, પોતાના તાજા લખેલા પુસ્તકનું પ્રકરણ પોતાની પત્નીને વાંચી સંભળાવ્યું હશે, ત્યારે તે સ્ત્રીએ પોતાના મનને શી રીતે વ્યક્ત કર્યું હશે ને શું કહ્યું હશે તે કોણ જાણે છે? એ મેધાવાન વ્યક્તિની અસાધારણ વિશાદતાને એક ક્ષણ પણ ભૂલ્યા વિના, હું ચોક્કસ માનું છું કે, તોલ્સતોયની ભવ્ય નવલકથાઓમાંનાં કેટલાંક સ્ત્રી પાત્રોની અમુક ખાસિયતો તો કેવળ સ્ત્રીને જ જ્ઞાત હોઈ શકે એવી છે, ને આ નવલકથાકારને એનું સૂચન એની પત્ની તરફથી જ મળ્યું હોવું જોઈએ.

કેમ જાણે કોઈ હેતુપુરસર જ આપણે આપણી જીવનજાગતે, જાણે વિશેષ જટિલ બનાવવા માટે જ, એકબીજાનાં ગુરુ બની જન્મ લઈએ છીએ. આજલગી મને એક એવો માણસ મળ્યો નથી, જે પોતાના પડોશીને કંઈ કે શીખવવાની ફરજના ભાનથી મુક્ત હોય એ કે મને એમ કહેવામાં આવ્યું છે કે, આ દુર્ગુણ તો માણસના સામાજિક વિકાસ માટે અનિવાર્ય જરૂરી એવો ગુણ છે પરંતુ હું તો મારી એ માન્યતામાં મક્કમ છું કે, માણસ જો શીખવવાનું કામ ઓછું કરી, જાતે શીખવાનું વધુ કરે તો માણસનો સામાજિક વિકાસ વધુ ઝડપી ને માનવીય બની શકશે, ને લોકો રૂઢિને અનુસરતા ઓછા થઈ જશે.

વિશ્લેષણાત્મક 'વિચારો'એ કલાકાર લિયો તોલ્સતોયના હૃદય પર પોતાની પકડ જમાવી હતી ને આખરે એને "જીવનના આચાર્ય" તરીકેનો એકદર ને દુર્ગમ પથ ગ્રહણ કરવા પ્રેર્યો હતો. એના આ વલણની અસર કલાકાર તરીકેના એના જીવન પર કેટલી ઘાતક હતી તે અનેક વાર દર્શાવવામાં આવેલ છે મારા મને તો, તોલ્સતોયની આ મહાન ઐતિહાસિક નવલ ('યુદ્ધ અને શાંતિ')માં જે એકધારી ઓરતની અસર વરતાય છે, તે ન હોત તો, એના કલાતત્ત્વ પર એની 'ફિલસૂફી' હજી પણી સરસાઈ ભોગવતી હોત. કદાચ એક સ્ત્રીના સૂચનને જ વશ થઈ તોલ્સતોયે "યુદ્ધ અને શાંતિ'ના પોતાના પ્રથમાં

'ફિલસૂફી' અંગેનો વિભાગ સૌથી છેલ્લે મૂકેલો છે. જેને લીધે એ વિભાગ બીજી કોઈ વસ્તુ યા કોઈ વ્યક્તિ પર કોઈ જાતની અસર પાડી શક્યો નથી.

સ્ત્રીઓએ ફિલસૂફોને જન્મ આપવા છતાં એમણે કદી ફિલસૂફી વિષે કશો ઉચાટ સેવ્યો નથી, એ બાબત તેમના ગુણની કદર કર્યા વિના આપણો છૂટકો નથી કલા પોતે જ ભરપૂર ફિલસૂફીને ધારણ કરનારી છે. જીવનના અગમ્ય કોયડાઓ સામે આવી ઊભા રહ્યા હોય, તે વખતે ફિલસૂફીની જે અપૂર્ણતા (નપુંસકતા) જોવા મળે છે, તેની એ નગ્નતાને કલાકારો સુંદર પ્રતીકોના વાઘા સજાવી ઢાંકવાની શક્તિ ધરાવે છે. બાળકોને કડવી ગોળી આપતાં પહેલાં હંમેશાં એને રંગબેરંગી કાગળમાં વીંટીને આપવામાં આવે છે—આ રસ્તો જ શાણો છે, અને એ જ કૃપાળુ માર્ગ પણ હશે.

સબાથ નામના દેવે દુનિયાને આવી અશુભ બનાવી, કારણ એ પોતે વંઢો હતો. આમાં એક નાસ્તિકના કટાક્ષ કરતાં કંઈક વિશેષ મર્મ રહેલો છે. જીવનને સંવાદિતા બક્ષનાર તરીકે તેમ જ કલાની પ્રેરણા તરીકે સ્ત્રીનું સ્થાન કેટલું મહત્ત્વનું છે, તે વિષે અચળ વિશ્વાસ આ શબ્દોમાં વ્યક્ત થયેલ છે. આદમના પતનની પ્રાચીન દંતકથાનો મર્મ હજી એવો ને એવો સચવાઈ રહેલો છે—આ દુનિયામાં જે કઈ સુખ છે, તે સ્ત્રીના ઉત્સુક કુતૂહલને આભારી છે: એની જે કંઈ કમનસીબીઓ છે, તે માણસજાતની—સ્ત્રી સહિત સૌની—સહિયારી મૂર્ખતાનું ફળ છે. "પ્રેમ ને ભૂખની સત્તા દુનિયા પર ચાલી રહેલી છે" માણસની વ્યથાઓનો જે અનંત ઇતિહાસ પથરાઈને પડેલો છે, એને તદ્દન વાસ્તવિક ને સચોટ રીતે વ્યક્ત કરતું આ સૂત્ર છે. પણ જ્યાં પ્રેમનું સામ્રાજ્ય હોવું જોઈએ, ત્યાં આપણે, હજી થોડા જ કાળ પૂર્વે જે પશુ હતાં,—તેમની પાસે આજે સંસ્કૃતિ છે, કળા છે ને એવી જ બીજી મહાન વસ્તુઓ છે, જેને માટે આપણે વાજબી રીતે ગૌરવ

લઈ શકીએ એમ છીએ. પરંતુ જ્યાં કાર્યને માટેની પ્રેરણા ભૂખમાંથી આવતી હોય, ત્યાં સંસ્કૃતિ છે, અને એની પાછળ પાછળ આવી રહેલ કમનસીબીઓની આખી પરંપરા છે—હજી ગઈ કાલ સુધી જે કેવળ પ્રાણી જ હતાં–તેવા મનુષ્યને માટે જરૂરી એવી બધી મર્યાદાઓ અને બોજાઓ મોજૂદ છે

આપણી મૂર્ખતાનું સૌથી ભીષણ સ્વરૂપ કોઈ હોય તો તે છે ખાઉધરાપણું—પ્રાણીશાસ્ત્રમાં ઉલ્લેખનીય એવું લક્ષણ જો માણસમાં આ ખાઉધરાપણું ન હોત તો એ આટલો ભૂખ્યો ન હોત, એનામાં કંઈક શાણપણ રહ્યું હોત. આ કોઈ વિરોધાભાસ નથી બધું અતિ સ્પષ્ટપણે પ્રગટ છે—જો આપણે આજે જીવનને કેવળ બોજારૂપ બનાવી મૂકનાર આપણી બહુજ્ઞતાનો વહેચીને ઉપયોગ કરતાં શીખ્યા હોત તો કદાચ દુનિયા વધુ સુખી હોત ને આ સંસારમાં વસનારા જીવો કંઈક વધુ સમજદાર પ્રાણીઓ હોત.

પરંતુ આ દુનિયામાં માત્ર કલાકારો ને વિજ્ઞાનીઓ જ એવા જીવ છે, જે પોતાના આત્માની સમગ્ર સમૃદ્ધિ દુનિયાને ચરણે સમર્પી જાય છે પોતાના મૃત્યુ બાદ સૌની માફક જ તેઓ કબરનાં જીવડાંઓને ખોરાક પૂરો પાડે છે ને એમના જીવતાં, ફળના ઝાડે થતી ખરમચડી ખાલ પર જળો વળગેલી હોય છે એમ એમની ચામડીએ વળગી રહેલા વિવેચકો ને નીતિજ્ઞોને તેઓ ખોરાક પૂરો પાડતા રહે છે

ઈરોસ નામના દેવે એડનના બગીચામા સાપનો ભાગ ભજવ્યો હતો લિયો તોલ્સતોયે વગર આનાકાનીએ એની શરણાગતિ સ્વીકારી લીધી, ને આગ્રહભેર એની સેવા કરી ! 'ક્રુત્ઝર સોનાટા'ના આ લેખકને હું જરાય ભૂલ્યો નથી પણ સાથે સાથે એ વસ્તુ પણ મને બરાબર યાદ છે કે નિઝની નોવગૅરોદનો બોતેર વર્ષનો એક બુઢ્ઢો એક વેપારી એ. પી બ્લોસ્ટાકોવ, પોતાની બારીએ બેઠો બેઠો રસ્તે થઈ ને પસાર થતી શાળાની છોકરીઓ ભણી ટગી રહેતો, નિસાસો નાખતો, કહેતો

" ઓહ! હું આટલો જલદી ઘરડો કેમ થઈ ગયો? જો તો ખરો, આ બધી જુવાન છોકરીઓ, મારે માટે તો નકામી જ થઈ પડીને—એ મારા મનને કેવળ રજ ને ઈર્ષ્યાથી ભરી રહી છે!"

'ક્રુત્ઝર સોનાટા'માં બિલકુલ આવી જ પ્રાકૃતિક લાગણી ને વાજબી રોષનો અનુભવ થાય છે એમ કહીને હું એ મહાન સાહિત્યકારની ઉજ્જ્વળ છબીને કાળી નથી જ ચીતરી રહ્યો, એની મને ખાતરી છે માણસ પાસેથી એની શક્તિ છીનવી લીવા પછીય, એની વાસનાઓને અણુ સ્પર્શી રહેવા દેનાર પ્રકૃતિના નિર્લજ્જ વ્યંગ બાબત, લિયો તોલ્સતોય પોતે ફરિયાદ કરતા

કલાકારની આવેગશીલ પ્રકૃતિ છતાં, એ વસ્તુ ધ્યાનમાં લેવા જેવી છે કે, એમના જીવનનાં પાછલાં પચાસ વર્ષ દરમ્યાન એકમાત્ર સ્ત્રી સોફિયા આન્દ્રેયેવ્ના હતા ને તોલ્સતોયનાં એ નિકટનાં, વિશ્વાસુ ને મારા મતે એકમાત્ર સાચાં મિત્ર હતાં એમના મહાન આત્માની ઉદારતામાં લિયો તોલ્સતોયે ઘણા લોકોને પોતાના મિત્ર કહી સંબોધ્યા હશે, પણ એ બધા તો માત્ર એમના વિચારો પ્રત્યે જ સહાનુભૂતિ ધરાવનારા લોકો હતા આજે સૌને સ્વીકારવું પડશે કે તોલ્સતોયના સાચા મિત્ર તરીકેની નામનાને સાર્થક કરે એવી કોઈ વ્યક્તિનો ખ્યાલ કરવો પણ આજે તો મુશ્કેલ છે

એ વિભૂતિના નામની ને એના કાર્યની પ્રશંસા કરનારા, સાચા યા ખોટા, તમામ પ્રશંસકોએ એ વાત કબૂલ કરવી પડશે કે, તોલ્સતોય સાથે આટલું લાંબુ એકધારુ લગ્નજીવન નિભાવનાર સ્ત્રી તરીકેના એક જ ગુણને કારણે પણ, સોફિયા આન્દ્રેયેવ્ના સૌના સન્માનને પાત્ર છે આ એક જ હકીકત તોલ્સતોયની 'કૌટુંબિક કરુણતા'ના માનવતા સંશોધકોની મેલી જીભને થંભાવવા માટે પૂરતી છે, આ હકીકત તેમના અંગત• સંકુચિત દંભ અને વેર ભુલાવી દેવા પૂરતી છે, એની સામે જોઈ તેઓએ પોતાનાં 'મનોવિશ્લેષણાત્મક સંશોધનો'નું કામ બંધ કરી દેવું જોઈએ

એમનું એ કામ જાસૂસોના જેવું મદ્દુ કામ છે, ને એવા ઉપાયો વડે, જો તેઓ એ મહાન લેખકના જીવનને આંગળીના ટેરવા વડે પણ સ્પર્શવાની કોશિશ કરશે, તો એથી તેઓ નરી ઉદ્દતા ને પોતાનો આન્તરિક વિદ્વેષ જ પ્રગટ કરનાર ગણાશે.

તોલ્સ્તોય સાથેના સુભગ પરિચયના સુખમય દિવસો દરમ્યાનના મારાં સંભારણાંમાં મે, હેતુપુરઃસર, સોફિયા આન્દ્રેયેગ્ના વિષે કશું જ કહ્યું નથી મને એ કદી ગમતા નહિ. હુ જોતો કે તેઓ સતત એક પ્રકારની વિદ્વેષકરી, વિકૃત ને તંગ મનોદશામાં જીવી રહ્યાં હતાં, જેમાં દરપળે જાણે તેઓ સૌના મન પર એક જ છાપ પાડવા મથી રહ્યાં હતાં કે, મારા પતિના જીવનમાં સૌથી મોટો ભાગ ભજવનાર કોઈ હોય તો તે હુ જ છુ—જો કે એ વાત નિઃશંક રીતે સાચી હતી એમને જોઈને મને ગામડે ગામડે ફરી સરકસમાં એક ઘરડા સિંહને દેખાડનારો માણસ યાદ આવી જતો એ જાણીબૂઝીને એ સિંહની શક્તિનુ પ્રદર્શન કરી, દર્શકોને બિવડાવવાની કોશિશ કરતો, કે જેથી લોકો પર એ પ્રભાવ પડે, કે આવુ ભયંકર પ્રાણી પણ મને વશ છે, ને દુનિયામાં હુ જ એકમાત્ર માણસ છુ, જેને એ ચહાય છે

મારા મતે, સોફિયા આન્દ્રેયેગ્નાના માટે આવાં પ્રદર્શન બિલકુલ નિરર્થક હતાં, એટલુ જ નહિ કઈક અંશે એમને હાસ્યાસ્પદ સ્થિતિમાં મૂકી દેનારાં, ને એમના આત્મગૌરવને ઝાંખપ લગાડનારાં હતાં તેમાં વળી, એમણે પોતાની મહત્તા બનાવવાની એવી કોઈ જરૂર પણ તે વખતે હતી નહિ, કારણ એ દિવસોમાં લિયો તોલ્સ્તોયની ફરતા વીંટળાઈને રહેનાર ઘેરામાં કોઈ એવુ નહોતુ જે બુદ્ધિબળમાં કે શરીરની શક્તિમાં સોફિયા આન્દ્રેયેગ્નાની સાથે સરસાઈમાં ઊભુ રહી શકે ને હવે તો, ચેર્તકોવ જેવા લોકોનુ એમના પ્રત્યેનુ વર્તણ જોઈ લીધા પછીથી તો, હુ એમ પણ કહી શકુ છુ કે, પારકા લોકો પ્રત્યેનો એમનો દ્વેષ, પોતાના પતિ અને એ લોકો વચ્ચે આડ બની ઊભાં રહેવાની એમની વૃત્તિ ને બીજા એવાં કેટલાંક સ્વભાવગત લક્ષણો, તદ્દન વાજબી ને સ્વાભાવિક

ગણી શકાય એવાં હતાં—અર્થાત્ કે તોલ્સતોયનાં પત્ની તરીકે, તોલ્સતોયના જીવતાં, ને એમના મૃત્યુ બાદ, એમના પ્રત્યે જે જાતનું વર્તન કરવામાં આવ્યું હતું તે જ એમનામા વિદ્વેષની કડવાશ જગાવવાને પૂરતું હતું

ક્રિમિયામા ગારપ્રા મુકામે અમે સૌ રહેતાં ત્યારે મે સોફિયા આન્દ્રેયેવ્નાનું મહિનાઓ સુધી નિરીક્ષણ કર્યું છે એ વખતે તોલ્સતોય એવી ભયકર માદગીને બિછાને પડયા હતા, કે સરકાર રોજ પળે પળે એમના મૃત્યુના સમાચારની અપેક્ષાએ, સિમ્ફેરોપોલથી ખેપિયા દોડાવ્યા કરતી હતી, ને ચાલ્તામાં તો એક અમલદારને એના બધા સરંજામ સાથે તૈયાર રાખ્યો હતો, અને એમ પણ કહેવાતું કે, જેવું એ લેખકનું મૃત્યુ થાય કે, એનાં તમામ લખાણ ને કાગળિયાં કમજે કરવાની તૈયારી લેખે આ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો તથા કાઉન્ટેસ એસ પાનીનાની જાગીર પર, કે જ્યાં તોલ્સતોય રહેતા હતા, એ આખી જગાને છૂપી પોલીસના માણસોએ ઘેરી લીધેલી હતી, જાસૂસો આખો વખત એના બગીચામાં આમતેમ આંટા માર્યા કરતા—લિયોપોલ્ડ સુલરઝોત્સ્કીએ એ બધાને શાકભાજીના વાડામાં પેઠેલ કુકરોની જેમ ત્યાંથી તગેડી મૂકયા ત્યાં લગી તોલ્સતોયનાં કેટલાક લખાણોની પ્રતો, આજ પહેલાં કયારની છૂપી રીતે ચાલ્તા પહોંચાડી દઈ, સુનરે સતાડી મૂકી હતી

ને હુ ધારુ છુ ત્યાં સુધી, તોલ્સતોયનુ આખુ કુટુમ—દીકરા, દીકરીઓ, જમાઈઓ ને પુત્રવધૂઓ—ગારપ્રામાં ભેગુ થઈ ગયુ હતુ એ બધાને જોતાં મારા મન પર કઈક એવી છાપ પડેલી, કમ જાણે બધાં જ માંદાં ને હતાશ હોય સોફિયા આન્દ્રેયેવ્નાને આ બધા વમળના કેન્દ્રમાં શોભાતાં હુ સ્પષ્ટપણે જોઈ રહ્યો હતો "રોજિંદા જીવનવ્યવહારની ચક્કી"માં તેઓ પિસાઈ રહ્યાં હતાં માંદા માણસના શરીરની માવજત ને મનની શાંતિ સાચવવા ઉપરાંત એમનાં લખાણોની હસ્તપ્રતોની રક્ષાની ચિંતા એમને કોરી રહી હતી તે ઉપરાંત બધાં સંતાનોની સગવડ જોવી, 'ખરેખરી હમદર્દી' પ્રકટ કરવા આવનારા ધીંધાટિયા

વહેવારિયા લોકોને ને ધખાદારી તમાશગીરોની ભીડને વિદાય કરતા રહેવું, સૌને ખવડાવવું-પિવડાવવું, તેમાં વળી, દર્દીને સાજો કરવાની બાબતમાં પરમાધિકાર પ્રસ્થાપિત કરવા મથતા દાક્તરો વચ્ચેના રાગદ્વેષને હળવો પાડવાનું કામ પણ એમણે જ કરવું પડતું

અતિશયોક્તિના રજમાત્ર ભય વિના એમ કહી શકાય કે એ ગ્લાનિભર્યા દિવસોમાં, જેમ દુર્ભાગી કાળે હમેશાં બને છે તેમ, પાર વિનાનો ગદવાડ — સંકુચિત મનનાં કનેશકલહ મનને અકળાવી મૂકે તેવી ક્ષુદ્રતાઓ — વિકૃતિના વાવાઝોડાની સાથે, આ ઘરને ભરી રહ્યાં હતાં લિયો તોલ્સતોય, એમના વિષે જે પ્રકારની માન્યતા ધરાવવામાં આવે છે તેવા, શ્રીમંત તો હતા જ નહિ તેઓ પોતાની લેખક તરીકેની કમાણી પર એક કૂડી જેટલાં સંતાનોનું પોષણ કરી રહ્યા હતા એ સંતાનો સૌ પુખ્તવયે પહોંચ્યાં હોવા છતાં કામ કરવા અશક્ત જેવાં હતાં સોફિયા આન્દ્રેવ્ના સવારથી માંડીને તે મોડી રાત લગી, આવી બધી ક્ષુદ્ર ઘટનાઓના, આંખો ભરી દે એવા, વાવટોળ વચ્ચે હોઠ પર હોઠ ભીડી આખો વખત કામમાં મચ્યાં રહેતા એમની તીક્ષ્ણ મેધાનાં તેજે ચમકતી આંખો સામે જોનાર સૌ કોઈને, વેળાસર બધાં કામ પાર પાડવાની એમની કાર્યદક્ષતા, નાની-મોટી બધી આડઅડચણોને ઓળંગી, ટૂંકા મનનાં માણસોને જીરવી લઈ, સૌના કલહ શમાવી એમને ભેગાં રાખવાની શક્તિ અચરજ પમાડયા વિના રહેતી નહિ

આન્દ્રે તોલ્સ્તોય (તોલ્સતોયના પુત્ર)ની ફિક્રીટૂબળી પત્ની ડઘાઈ ગઈ હોય એમ બધે ફર્યા કરતી – એ સગર્ભા હતી. ઠોકર વાગતાં પડી ગયેલી એને ગર્ભપાત થઈ જવાની બીક હતી તાત્યાના તોલ્સતોવા(તોલ્સતોયની પુત્રી)ના પતિનું હૃદય કમજોર હતું – એ હાંફતો ને કણસતો સર્જ તોલ્સતોય (બીજો પુત્ર), એક નિરુપદ્રવી જીવ, ચ રિત્ર્યમાં કશા જ રંગ કે આભા વિનાનો ચાળીસ વર્ષ વટાવી

ગયેલ આદમી, ખાલી ખાલી, અન્યમનસ્કભાવે ગંજીપાની ગમત માંડવા ભેરુની શોધમાં ફર્યા કરતો. એણે એક જમાનામાં સંગીતરચનામાં હાથ અજમાવી જોયેલો, ને એક વખત પિયાનોના વાજિંદા તરીકે એ. ગોલ્ડનવેઈસર આગળ તુત્યેવનું ગીત—'ઓ, તું શાને વિલાપે, નિશીથવાયુ?'—પોતાની સૂરરચનામાં બજાવેલું પણ ખરું. એની આ સૂરરચના વિષે ગોલ્ડનવેઈસરનો અભિપ્રાય શો હતો, તે હું જાણતો નથી. પરંતુ ડૉક્ટર એ. એન એલેક્સીન, જેઓએ પોતે સારું એવું સંગીતનું શિક્ષણ મેળવેલું હતું, તેમણે કહ્યું કે, સર્જ તોલ્સતોયની સંગીતરચનાઓમાં ફ્રેંચ ચેન્સોનેટસની છાંય વરતાય છે.

હું ફરીથી કહી દઉં કે, મારા મન પર તોલ્સતોયના વિશાળ કુટુંબપરિવાર વિષે જે એવી અસર પડી છે, કે એ બધાં જાણે માદલાં લોકો હતાં, એકબીજાની આંખને અળખામણાં હતાં, ઉપરાંત, સૌ એકબીજાના સહવાસથી કંટાળેલાં માણસો હતાં—આ વસ્તુ કદાચ ખોટી પણ હોય. અલબત્ત, એલેક્ઝાન્ડ્રા તોલ્સતોયાને મરડાની બીમારી થયેલી પણ તે તોલ્સ્તોય સાજા થયા તે પછી. સોફિયા આન્દ્રેયેવ્નાને આ બધાંની સંભાળ રાખ્યા કરવી પડતી; સાથે સાથે જીવનને આરે ઊભી વિદાય માગી રહેલ કલાસ્વામીની શાંતિનો ભંગ ન થાય, એમના મન પર કશી જ અસુખકર હાનિકારક અસર ન થાય એની સંભાળ પણ એમને જ રાખવી પડતી.

મને બરાબર યાદ છે, 'નોવોયા વ્રેમ્યા'ના એક અંકમાં તોલ્સોય (તોલ્સતોયના દીકરા)ની* એક વાર્તા છપાયેલી ને એ વાર્તાની કડક આલોચના કરતો વી પી બુરેનીનનો લેખ છપાયેલો. એ અંક પતિના હાથમાં ન જાય, એટલું કરતાં સોફિયા આન્દ્રેયેવ્નાને કેટલી મુશ્કેલી પડેલી!

* તોલ્સોયના દીકરાનું નામ હતું લિયો લ્વોવિચ એનો શબ્દાર્થ સિંહ—સિંહનો દીકરો એવો થાય.

લિયો હ્વોત્વિચે કેટલીક વાર્તાઓ લખેલી ને તે એણે એ જ સામયિકમાં છપાવેલી, જેમાં કડવી જીભવાળા બુરેનિનને સિંહ—સિંહનો બચ્ચો સિંહ—(દૂધ પીતું સિંહનું બચ્ચું ) કહી એની મજાક ઉડાવેલી એના ગ્રામ્ય કટાક્ષમાં બુરેનિન એટલે સુધી આગળ વધી ગયેલો કે, એણે એ કમનસીબ લેખકનું સરનામું આપતાં લખ્યું : 'પાગલખાનું !'

તોલ્સતોયના આ દીકરાને એ વાતની બહુ જ કાળજી રહેતી કે સ્વપ્ને કોઈ એમ કહે કે, એ તો એના બાપના લખાણની નકલ કરે છે. આ દોષથી દૂર રહેવાના હેતુથી એણે સનસનાટી પેદા કરે એવી એક 'તોલ્સતોય વિરોધી' નવલકથા પ્રકટ કરી, આર્સેનિક કેટલો હાનિકારક ને બિસ્મથ કેટલો ઉપયોગી પદાર્થ છે, એ પુરવાર કરવું એ જ એ આખી નવલકથાનું વસ્તુ હતું આ નવલકથા ચાર્સિન્સ્કીના ગદા ફરફરિયા જેવા સામયિક 'મન્થલી રાઇટિંગ્સ'માં છપાઈ હતી

આ કંઈ મજાકની વસ્તુ નહોતી ખરેખર, ગભીરપણે આ જ વસ્તુ લઈને એ આખી નવલકથા લખાયેલી એ જ અંકમાં ચાર્સિન્સ્કીએ તોલ્સતોયની 'રિસરેક્શન'નો, છોતરાં ઉખાડી નાખતો, વિવેચન લેખ છાપ્યો હતો, એટલું જ નહિ, એ લેખમાં વિવેચકે રશિયામાં એનાં જે પ્રકરણો પર પ્રતિબંધ હતો, ને જે કેવળ બર્લિનની આવૃત્તિમાં (રશિયામાં પ્રગટ થયા પૂર્વે જે પ્રગટ થયેલી) જ છપાયેલાં, તેવાં પ્રકરણો પર ટીકા કરવાનું ઉચિત માન્યું હતું. સોફિયા આન્દ્રેયેવ્નાનું આ લેખ વિષેનું મૂલ્યાંકન તદ્દન સાચું હતું—એમણે એને તોલ્સતોયની બદનામીના પ્રયાસ તરીકે જ ગણાવેલો

આ બધું મારે નાછૂટકે કહેવું પડે છે, ને તે એટલા જ ખાતર કે, સોફિયા આન્દ્રેયેવ્ના કેવી અસાધારણ ને જટિલ પરિસ્થિતિમાં જીવી રહ્યાં હતાં, તે સૌના ધ્યાન પર લાવવું એ અતિ આવશ્યક છે, એમ હું માનું છું માટે, તેઓ કેવા કપરા સંજોગો સામે ટક્કર લેતાં હશે, —એમને કેટલી બુદ્ધિ દોડાવવી પડી હશે, કેટલી કુનેહ વાપરવી પડી હશે, તે સૌના લક્ષ પર લાવવા માટે બધા મોટા પુરુષોની જેમ લિયો

તોલ્સતોયને પણ જાહેરમાં જીવવાનું હતું. એની પાસે થઈ પસાર થનાર દરેકે માન્યું કે આ ધૂની ને વિચિત્ર માણસ સાથે સંપર્ક બાંધવાનો પોતાનો જન્મસિદ્ધ અધિકાર છે. અલબત્ત, એ વિષે શંકા નથી કે સોફિયા આન્દ્રેયેવ્નાએ, મેલા ને લોલુપ હાથોના સ્પર્શથી, આ માણસને બચાવ્યો હતો, આ બંડખોર વહાલસોયા માનવીના આંતરિક જખમોને અણઘડ રીતે ફંફોસતી અનેક બેરહમ–કુતૂહલભરી આંગળીઓને આઘી ખસેડી દીધી હતી.

૧૯૦૫–૦૬ની ખેડૂત–ક્રાંતિ વેળાની સોફિયા આન્દ્રેયેવ્નાની વર્તણૂકને વિશેષે કરી કલંકરૂપ ગણવામાં આવી છે. એમ પુરવાર કરવામાં આવ્યું છે કે, એ પણ એ દિવસોમાં બીજા હજારો રશિયન જમીનદારોની જેમ જ વર્તેલાં. એમણે અનાડી ઉગ્ર મિજાજના માણસો રોકીને "રશિયન ખેતીને જંગલી લોકોના પંજાથી બચાવવાની" કોશિશ કરેલી એમ લાગે છે કે એમણે યાસ્નાયા પોલ્યાનાની જાગીરની રક્ષા માટે કોકેશિયાના પહાડી લોકોને વેતન આપી રાખેલા.

એમ પણ કહેવામાં આવ્યુ છે કે, ખુદ તોલ્સતોય પોતે જ્યારે મિલકત પરના અધિકારોનો ઇન્કાર કરનારા હતા, ત્યારે એમની પત્નીએ પોતાની જાગીર લૂંટતા ખેડૂતોને આ રીતે રોકવા જોઈતા ન હતા. એણે એમ નહોતું કરવું જોઈતું વગેરે. પરંતુ તોલ્સતોયના જીવનની ને એની શાંતિની રક્ષા કરવાની એમની ફરજ હતી—તોલ્સતોય તે વખતે એ યાસ્નાયા પોલ્યાનાની જાગીર પર જ જીવી રહ્યા હતા. એ સ્થળ એવું હતું જે એના આત્માને શાંતિનું પોષણ પૂરું પાડતું હતું. શાંતિની એમને પારાવાર જરૂર હતી—જીવનના આરે ઊભેલા, દુનિયાની અંતિમ વિદાય માટે તૈયારી કરી રહેલા એ અશક્ત માણસને માટે યાસ્નાયા પોલ્યાના એકમાત્ર શાંતિદાયક સ્થળ હતું. આ પછી પાંચ વર્ષે એણે યાસ્નાયા પોલ્યાનાનો ત્યાગ કર્યો હતો.

જાણકાર લોકો કદાચ કહેશે કે, મારા આ શબ્દોમાં એવું એક

સ્પષ્ટ સૂચન રહેલું છે કે, પોતાને અનત્રવાદી ને ક્રાંતિકારી કહેવડાવવા લિયો તોલ્સતોયે પોતાની જાગીર છોડી દેવી જોઈતી હતી યા તો ૧૯૦૫ની ક્રાંતિ દરમ્યાન પણ જો તેઓ જાગીર છોડીને નીકળી ગયા હોત તો બહેતર હતું. અલબત્ત, મારા કથનમાં આવા કોઈ સૂચનનો સમાવેશ થતો જ નથી—મારે જે કહેવું હોય તે હમેશાં મને સીધેસીધું કહી નાખવું જ વધારે ફાવે છે

મારા મને તો લિયો તોલ્સતોયે કદી જ જવું જોઈતું ન હતું, ને જેઓ એમને આ માટે પ્રેરી રહ્યા હતા, તેઓએ પણ એમને યાસ્નાયા પોલ્યાના છોડી જતાં અટકાવીને જ ડહાપણનું કામ કર્યું હોત તોલ્સતોયના ગૃહત્યાગે એમની જિંદગીને ટૂંકાવી નાખી. એમના જીવનની પ્રત્યેક પળ કીમતી હતી, એ નિર્વિવાદ વસ્તુ છે

એમ કહેવામાં આવે છે કે તોલ્સતોયને ગૃહત્યાગ કરવો પડ્યો, તે એની માંદલા મનની પત્નીને કારણે પરંતુ હું એ જાણવા માગું છું કે, એ દિવસોમાં લિયો તોલ્સતોયની આસપાસ ઘેરો વળી બેસનારાં લોકોમાં સંપૂર્ણપણે નીરોગી માનસવાળું હતું જ કોણ? ને હું એ સમજી શકતો નથી કે, જો એની પત્નીને એ લોકો દૈવાકૂતી જ માનતા હતા, તો પછી એ દૈવાઉકનતવાળા લોકોએ, કાળજીપૂર્વક એના પ્રત્યે જે ધ્યાન આપવું જોઈતું હતું તે આપીને, એને તોલ્સતોયથી અલગ રાખવાની વ્યવસ્થા શું કામ ન કરી?

એક સાચો માણસ,—લિયોપોલ્ડ સુલરઝિત્સકી, ખરેખર મિલકતને ધિક્કારનારો, અનત્રવાદના ઉપદેશોથી નહિ, જન્મજાત પ્રકૃતિથી જ અનત્રવાદી, એવો માણસ —એને સોફિયા આન્દ્રેયેવ્ના ખિલકુલ ગમતાં નહિ ને છતાં ૧૯૦૫ ને ૧૯૦૬ દરમિયાનની એમની વર્તણૂક વિષે લખતાં તે કહે છે

'તોલ્સતોયનું કુટુંબ યાસ્નાયા પોલ્યાનાની જાગીરને ભેડૂતો દ્વારા
[illegible]

ઉજ્જડ થતી શી રીતે જોઈ શકત ? પોતાની વૃક્ષ-કુંજને વેરાન થતી જોઈને તો તોલ્સતોયનુ દિલ પણ કકળી ઊઠયુ હોત ને આ તદ્દન સ્વાભાવિક દુ ખક્ષોભને વશ વર્તીને જ સોફિયા આન્દ્રેયેવ્નાએ પોતાના નામને કલંક લાગશે એ જાણવા છતા, એ પગલુ લીધું હતું આ વસ્તુ સમજી જ ન શકે, યા તો એ બાબત વિચાર જ ન કરી શકે, એવી અબુધ વ્યક્તિ તો, એ નહોતા જ. પરતુ દરેકનુ મન શોકમા ડૂબેલુ હતું કોઈ જ એનો સામનો કરવાની હિંમત કરી શકે એમ નહોતુ, આખરે એમણે એ કરવુ જ પડયું. ને એ બદલ હું તો એમના પ્રત્યે આદરની જ લાગણી અનુભવી રહ્યો છું હું એકાદ વખત યાસ્નાયા પોલ્યાના જઈશ ને એમને કહીશ કે, 'હુ તમારો આદર કરુ છુ' હુ તો એમ પણ માનું છુ કે, મૌન ભાવે પણ સૌએ એમને એમ કરવાની ફરજ પાડી હતી પરતુ આજે તો, જ્યા સુધી તોલ્સતોય પોતે કુશળ છે ત્યા લગી, આ બધું તુચ્છ છે "

માણસના સ્વભાવની પરખ મને વિશ્વાસ બધાવે છે કે સુનરનું આ કથન તદ્દન સાચુ હતું લિયો તોલ્સતોય તેમની મિનકત-વિરોધી માન્યતામાં અપ્રામાણિક હતા એમ કહેવાની હિંમત તો કોઈ નહિ જ કરી શકે પરતુ તેમ છતાં મને ખાતરી છે કે, બચ઼ં વૃક્ષની કુંજોને વેરાન થતી જોઈ એમના મનને અત્યત કષ્ટ પહોચેલુ અહીં એમના મનમાં ઊંડી જડ નાખી પડેલ વૃત્તિઓ ને એ વૃત્તિઓની સામે બડ જગાવનાર એમના જાગ્રત ચિત્ત વચ્ચેનો નાનો શો સઘર્ષ જોવા મળે છે.

ને અહીં હું ઉમેરવા માગુ છુ કે, આજે આપણે અપૂર્વ એવા અવકાશવાળા સજોગો ઉપસ્થિત કરનારાં વર્ષોમાં જીવી રહ્યા છીએ આજે સમસ્ત ભૂસપત્તિ તથા એને લગતાં શ્રમ માટેનાં ઉપાદાનો પરથી ખાનગી મિલકતની ભાવનાને જડમૂળથી ઉખાડી નાખવાનો ભવ્ય પ્રયોગ આદરી રહ્યા છીએ, એવે વખતે વિધિની વક્રતાને જ કારણે, એ જ પુરાણી હીન ને શાપિત વૃત્તિના અકુર આપણામાં ફૂટી નીકળતા, દિવસે દિવસે પાંગરતા જતા જોઈએ છીએ એટલું જ નહિ, આજ સુધી જે તદ્દન પ્રામાણિક હતા એવા લોકોને પણ એ સડાથી કહેવાઈ ગુનાખોરની હદે પહોંચતા આપણે જોઈ રહ્યા છીએ

લિયો તોલસ્તોય એક મહાન પુરુષ હતા ને માનવીય કહી શકાય એવાં સહજ લક્ષણોથી તેઓ પર ન હતા,—એમ કહેવાથી મને નથી લાગતું કે, હું કોઈ રીતે એમની પ્રતિમાને કલંક લગાડતો હોઉં વળી એથી તેઓ આપણા દરજ્જાના માનવી બની જાય છે એમ પણ હું નથી માનતો માનસશાસ્ત્રની દૃષ્ટિએ પણ, મહાન કલાસ્વામીઓ સામાન્ય માનવી કરતાં એમના પાપમાં પણ મોટા જ હોય, એ એક બિલકુલ કુદરતી વસ્તુ છે કેટલાક કિસ્સાઓમાં તો આપણે આ વસ્તુ કેટલી સાચી છે, તે જોયેલું છે

ને ગમે તેમ હોય, આખરે આ બધું શેને માટે છે?

કેવળ એક સ્ત્રી, જે એક મહાન કલાસ્વામીના, એક અસાધારણ અજંપ-બેચેન માનવીના, સહવાસમાં જીવનના કપરા કાળના પાંચ પાંચ દસકા વિતાવ્યા પછી, જિંદગીભર એની એકમાત્ર મિત્ર, સહાયિની ને કાર્યજીવનના સહાયક તરીકે સતત કાર્યશીલ રહ્યા પછી, થાકના ભયંકર બોજ હેઠળ તૂટી પડે, તો એ એક તદ્દન સમજી શકાય એવી વસ્તુ છે

એવી જ રીતે, એ સ્ત્રી, વૃદ્ધત્વને આરે આવી ઊભા પછી, જ્યારે એમ જુએ છે કે આ વિરાટ વ્યક્તિ — પોતાનો પતિ હવે દુનિયામાં બહુ દિવસ પોતાનો સાથ પુરાવી શકે એમ નથી, ત્યારે રંજપૂર્વક એ પોતાની એકલતાનો અનુભવ કરે છે, એને એમ લાગવા માંડે છે, કે જાણે એ એકાકી અને ત્યજાયેલી છે

ને પચાસ વર્ષ લગી જે સ્થાન પોતે ભોગવતાં આવ્યાં હતાં, એ સ્થાન ઝૂંટવાઈ ગયું છે, એમ જોતાં સોફિયા આન્દ્રેયેવ્નાના પ્રકોપનો બંધ તૂટી જતાં, એમ કહેવાય છે કે, સંકુચિત મનના અનાડી લોકોએ હંગવેલ નૈતિક આચારવિચારની મર્યાદા સાચવીને એમણે વર્તન કર્યું નહિ.

સમય જતાં, એમનો એ પ્રકોપ ગાંડપણની હદે પહોંચી જવા લાગ્યો

ને ત્યાર બાદ તો, સૌએ તજી દીધેલ અવસ્થામાં એકલતાભર્યું જીવન વિતાવતાં જ એમનું મૃત્યુ થયું એ જીવતાં હતાં તે દરમિયાન પણ કોઈ એમને યાદ કરતું તો તે કેવળ હલકા દિલે એમની નિંદા કરવાના હેતુથી જ

બસ આટલું જ

*

'રેડ આર્ચિવ્સ'ના ચાર નંબરના ગ્રંથમાં 'લિયો તોલ્સતોયના અન્તિમ દિવસો'ના શીર્ષકવાળો એક રસપ્રદ લેખ વાંચવા મળ્યો એ ગ્રંથમાં બીજી ઘણી વસ્તુઓ જોવા મળી એમાં પોલીસ જનરલ લ્વોવે પેશ કરેલ એક અહેવાલ પણ છે, જેમાં લખેલું છે કે

આન્દ્રેઈ તોલ્સતોય (તોલ્સતોયના પુત્ર)ની કેપ્ટન સાવિત્સ્કી સાથેની વાતચીત પરથી એમ જાણવા મળે છે કે તોલ્સતોયને એના કુટુંબથી ને ખાસ કરીને એની પત્નીથી વિખૂટા પાડવાની યોજના તો ચેર્તકોવે દાક્તરો પર તેમ જ તોલ્સતોયની દીકરી એલેક્ઝાન્ડ્રા પર આણેલ દબાણનું પરિણામ હતું

ને આગળ ચાલતાં કહે છે કે

ને અહીંતહીં જે છૂટક છૂટક શબ્દો વેરાયેલા મળી આવે છે, તે પરથી એવો નિષ્કર્ષ જરૂર તારવી શકાય કે તોલ્સતોયના કુટુંબીઓને એમના માંદગીના બિછાના આગળ જવા દેવામાં નહોતાં આવ્યાં, તેની પાછળના કારણોને દર્દીના સ્વાસ્થ્ય યા મનની સ્થિતિ સાથે કશો જ સીધો સંબંધ ન હતો

# ઍન્ટન ચેખોવ

કુચુક-કોઈ નામના એક ગામમાં જમીનનો એક ટુકડો ને એમાં બે મેડીવાળું એક નાનકડું સફેદ મકાન લઈને ચેખોવ રહેતો હતો ત્યારે એણે મને એક વાર પોતાને ત્યાં આમંત્રણ આપીને બોલાવેલો. આખો વખત ઉમંગભેર વાતો કરતો કરતો એ મારી સાથે ફર્યો, ને એણે મને એની એ નાનકડી 'જાગીર' બતાવી

"જો મારી પાસે ઘણા બધા પૈસા હોત તો હું અહીં ગામડાંમાં જ માંદા ગ્રામ શિક્ષકો માટે એક સુંદર આરોગ્યગૃહ બંધાવત ને તે કેવું તું જાણે છે? હવા ઉજાસથી ભરપૂર, ચોમેરથી ખુલ્લું, મોટી મોટી બારીઓ, ને છત પણ એકદમ ઊંચી એક સરસ મજાનું પુસ્તકાલય બનાવત, તમામ પ્રકારનાં સંગીતનાં સાધનો વસાવત. મધપૂડા ઉછેરવાનો એક વાડો, શાકભાજીની ને ફળફળાદિ માટેની વાડી રાખત. એમને માટે કૃષિવિજ્ઞાન ને ખગોળશાસ્ત્ર ને એવા બધા વિષયો પર વ્યાખ્યાનો ગોઠવત, શિક્ષકોને તો તમામ વિષયનું જ્ઞાન હોવું જોઈએ, સમજ્યો ભૂંડા માણસ! એણે બધું જ જાણવું જોઈએ"

ને એકાએક બોલતો અટકી જઈ, એ ખાંસવા લાગ્યો ને ત્રાંસી નજરે મારા ભણી જોઈ એણે એનું મૃદુ મધુર સ્મિત વેર્યું એના એ સ્મિતમાં અપ્રતિહત આકર્ષણ હતું, જે માણસને એના પ્રત્યેક શબ્દને ખૂબ ધ્યાનપૂર્વક સાંભળવાની ફરજ પાડતું

"તને મારાં સ્વપ્નરંજનની વાતો સાંભળવાનો કંટાળો તો નથી આવતો ને! મને તો આવી બધી વાતો કરવાનું ખૂબ ગમે છે આપણા રશિયન ગામપ્રદેશોને સારા સુશિક્ષિત કુશળ શિક્ષકોની કેટલી જરૂર છે, એની જો તને ખબર હોત તો! રશિયામાં તો શિક્ષકો માટે આપણે કેવળ અસાધારણ એવી પરિસ્થિતિ સર્જવી જોઈએ, ને તે આજ

હોય, હમેશ સળેખમ ને ઉધરસનો શિકાર બની જીવતો ત્રીસ વર્ષની ઉમરે તો એ તરેહ તરેહના રોગ—લારિન્જાઈટીસ (શ્વાસનળીનો સોજો) ને રૂમેટીઝમ (વાત) ને ટ્યુબરક્યુલોસિસ (ક્ષય) રોગોનું ઘર બનીને જીવતો હોય, એના જેવી શરમ બીજી એકેય નથી આપણને લાંછન લગાડે એવી આ વસ્તુ છે।

"વરસના નવથી દસ મહિના તો આપણા દેશનો શિક્ષક એક તપસ્વી જેવી જિંદગી જીવે છે—એક માણસ એની જોડે વાત કરનારું ન મળે, બોલ્યાચાલ્યા વિના એકલો એકલો રહીને તો માણસ મૂઢ બની જાય ન મળે માણસનો સહવાસ, નહિ પુસ્તક કે નહિ કંઈ આનંદપ્રમોદનું સાધન ને જો એ લોકો કોઈ મિત્રને પોતાને ત્યાં આમંત્રણ આપી એકલ્વના ભાંગવા પ્રયાસ કરે, તો એમ કહેવામાં આવે કે, આ તો રાજનો દ્રોહ કરનારા લોકો છે—આ બેવકૂફીભર્યો શબ્દ વાપરીને લુચ્ચા લોકો મૂર્ખાઓને બિવડાવી મૂકે છે .આ બધું કેટલું ઘૃણાજનક છે ! એક અતિ મહત્ત્વનું ને જરૂરી કામ કરનારા માનવીઓની કેવી ક્રૂર ઠેકડી ! તને કહું ? હું તો જ્યારે જ્યારે આવા કોઈ શિક્ષકને મળું છું, ત્યારે મને એના મોં આગળ તદ્દન અડવું અડવું લાગે છે એના ડરપોકપણા બદલ, એના લઘરવઘર દીદાર બદલ મને શરમ આવે છે. કેમ જાણે હું પોતે જ શિક્ષકોની આ બૂરી હાલત માટે જવાબદાર હોઉં ખરે જ!"

એક પળવાર અટકીને પોતાનો હાથ ઝાટકતાં વળી પાછું એણે મૃદુ સ્વરે બોલવા માંડ્યું,

"કેવો બેવકૂફ, ને બેહૂદો આ દેશ છે આપણો !"

ને એની નમણી આંખો ઉપર ગમગીનીની એક છાંય ઢળી ગઈ, ને આંખોના ખૂણા પર ઝીણી ઝીણી કરચલીઓની જાળ ગૂંથાઈ જતાં, જાણે એની દૃષ્ટિનું ઊંડાણ ઓર વધી ગયું એણે પોતાની ચોમેર એક નજર ફેરવી લીધી ને, પોતાનો જ ઉપહાસ કરતો કહેવા લાગ્યો

"ઓહ હો!...હું તો ભારે ચાણો માણસ! કેમ જાણે કોઈ ઉદારમતવાદી છાપા માટે લાંબો લચરક અગ્રલેખ લખવા ન બેઠો હોઉં, એમ તારી પાસે કેટલો બધો બકવાટ કરી ગયો...ચાલ, હવે તારી ધીરજ બદલ ખુશ થઈ તને ચા પિવડાવી દઉં."

આવી એની આદત હતી. એક પળે જુસ્સાભેર પૂરી ગંભીરતા ને સચ્ચાઈથી એક વાત કરતો હોય, ને બીજી જ પળે એ પોતાના પર હસતો, પોતાના જ શબ્દોની ઠેકડી ઉડાડતો હોય! ને એના આ નમણા ગ્લાનિમય હાસ્યના પડ હેઠળ તમે શબ્દ અને સ્વપ્નનું મૂલ્ય સમજનાર માનવીના સૂક્ષ્મ સંશયાત્માનો સ્પર્શ અનુભવી શકો. આ ઉપરાંત એની સુજનતામાં એક પ્રકારનું આકર્ષણ હતું. એના હાસ્યમાં સહજસ્ફૂર્ત સુકુમારતા રહેલી હતી.

અમે મૂંગા મૂગા જ ઘર તરફ પાછા વળ્યા હૂફાળો, ઉજાસભર્યો દિવસ હતો. મોજાંઓનો અવાજ, સૂર્યનાં અલૌકિક કિરણોના તેજમાં નહાતો હોય એવો, કાન પર અથડાઈ રહ્યો હતો. નીચે ખીણમાં એક કૂતરો કોઈક વસ્તુ પ્રત્યે પોતાનો આનંદ વ્યક્ત કરતો, ભસી રહ્યો હતો. ચેખોવે મારા હાથ પકડી ધીમા સ્વરે વચ્ચે વચ્ચે ઉધરસ ખાતાં કહેવા માંડ્યું :

"ખરેખર, આ વસ્તુ લાંછનરૂપ ને અત્યંત ખેદજનક હોવા છતાં સત્ય છે કે, આ દુનિયામાં કેટલાય લોકો એવા છે, જેમને કૂતરાની ઈર્ષ્યા આવે છે..."

ને એટલું બોલી, જરા થોભી જઈ, એણે હસતાં હસતાં ઉમેર્યું : "હું જે કહું છું તે બધું જુનવાણી લાગે છે, ખરું ? હું કદાચ હવે ઘરડો થતો જાઉં છું..."

કેટલીય વાર મેં એને મોઢે સાંભળ્યું હશે : "તો સાંભળ, હજી હમણાં જ એક શિક્ષક આવેલો છે...એ માંદો છે, એ પરણેલો છે... એની પત્ની પણ સાથે છે. પણ તમે એને માટે શું કરી શકો! મેં એને એકાદ કામચલાઉ કામે બેસાડ્યો છે...પણ."

અથવા તો કહેશે

"સાભળ, ગોકિં ! એક શિક્ષક છે, તે તને મળવા માગે છે, એ પોતે પથારીવશ છે બહુ બીમાર છે તુ એને મળવા નહિ જાય?"

વગી કોક વાર કહેશે ·

"એક શિક્ષિક છે, એણે ચોપડીઓ મગાવી છે"

કોક વાર આવા કોક 'શિક્ષક'ને હુ એને ઘેર મળવા આવેલો જોઉ છુ શિક્ષક એટલે પોતાના અડવાપણા વિશે સતત સભાન એવો ખુરશીને છેડે બેઠેલો, પસીને રેબઝેબ માણસ! પોતે 'શિક્ષિત' છે એ ભાન સાથે, એ ચીપી ચીપીને વેણ કાઢતો હોય, અતિ પરિચિત છતાં અતિ શરમાળ વ્યક્તિની માફક સામે બેઠેલ લેખકની દૃષ્ટિએ પોતે બેવકૂફ ન ઠરે એ ચિતામાં જ ડૂબેલો, મોઢે આવ્યા તેવા સવાલોનો ચેખોવ પર મારો ચલાવતો, હુ એને ત્યાં બેઠેલો જોતો

એમની હગઢાળા વિનાની વાતો પણ ચેખોવ બહુ ધ્યાનપૂર્વક સાંભળતો ને એની ઉદાસ આંખોમાં સ્મિત ચમકી ઊઠતું એ ચમકારથી એના લમણા આગળની કરચલીઓમાં પણ તેજના તરગ રમી રહેતા તે પછી, ધેરા, મૃદુ, દબાયેલા કંઠસ્વરે એ સીધાસાદા, જીવનના સ્પર્શવાળા શબ્દોમાં બોલવાનુ શરૂ કરતો એને સાંભળતવેત એનો મુલાકાતી હળવાશ અનુભવી, પોતાની હોશિયારી દેખાડવાનું બધ કરી દેતો, ને એની સ્વાભાવિક દશામાં આવી જતાં એ ખરેખર કઈક વધુ ચપળ ને વધુ રોચક વ્યક્તિ બની રહતો

મને એવા એક શિક્ષકની વાત બરાબર યાદ છે — ઊંચો સુકલકડી દેહ, ફિક્કો, દૂબળો ચહેરો, કઈક લાંબુ અણિયાળુ, ઉદાસભાવે હડપચી ભણી ઝૂકી ગયેલુ નાક ચેખોવની સામેની ખુરસી પર બેઠો, ને પોતાની કાળી બરબર આંખો વડે એકીટસે એની સામે જોઈ, ઘોઘરા ઉદાસ કઠે બોલ્યે જતો હતો :

"શિક્ષણ-વ્યવસાયના સમગ્ર સમય દરમિયાન જીવનની પરિસ્થિતિ વિષે ભેગી થયેલ આ પ્રકારની છાપ માણસના માનસપટ પર એવી અસર નિપજાવે છે કે, પછી તે પોતાની આસપાસની દુનિયા વિષે તટસ્થ ભાવે કંઈ વિચારવા કાબેલ જ રહેતો નથી. આ દુનિયા આખરે તો, આપણી પોતાની એને વિષેની વિભાવના સિવાય બીજું શું છે?..."

ને આમ કોઈ પીધેલ માણસ બગડ્યા રસ્તા પર સરનો લસરતો ચાલતો હોય એમ તત્ત્વજ્ઞાનની ભૂમિકા સુધી આવીને તે ઊભો રહી ગયો.

ચેખોવે એને શાંત માયાળુ સ્વરે પૂછ્યું: "પણ પહેલાં મને એ કહો, કે તમારા જિલ્લાની નિશાળમાં છોકરાંને મારે છે કોણ?"

પેલો શિક્ષક તો જાણે એની ખુરશીમાંથી ઊછળી પડ્યો. ને ગુસ્સામાં આવી હાથ હલાવતાં કહેવા લાગ્યો:

"કોણ, હું? કદી નહિ! મારવાનું એમને!" ને ચીતરી ચઢે એ રીતે એણે નસકોરાં ખેંચ્યાં.

"એમાં અકળાવાની જરૂર નથી," ચેખોવે એને ટાઢો પાડી, હસતાં હસતાં કહ્યું, "હું એમ નથી કહેતો કે એ તમે જ હશો. પણ આ તો થોડા દિવસ પહેલાં મેં છાપામાં વાંચેલું કે, તમારા જિલ્લાની નિશાળમાં કોઈક છોકરાને મારેલા..."

શિક્ષક પાછો બેસી ગયો, મોં પરનો પસીનો બાંય વડે લૂછી નાખ્યો, ને નિરાંતનો શ્વાસ લઈ, વળી પાછો એના ઘેરા ઘોઘરા અવાજે કહેવા લાગ્યો:

"તદ્દન સાચી વાત છે. છે. અમારે ત્યાં એવો એક કિસ્સો બનેલો. એ માકારોવનું કામ. ને એમાં નવાઈ જેવું પણ કંઈ નથી, કલ્પના બહારની વસ્તુ છે, પણ સમજી શકાય એવી વાત છે. એ પરણેલો છે, ચાર છોકરાં છે, વહુ માંદગીને બિછાને પડી છે—એને

પોતાને પણ ક્ષયનું દર્દ લાગુ પડેલું છે — એનું વેતન અખું વીસ રુબલ!.. ને અમારી નિશાળ એટલે તો ભોયરું જ જોઈ લો. શિક્ષકને રહેવા માટે એક જ ઓરડી છે આવી હાલતમાં સ્વર્ગના ફિરસ્તાનેય એની ક્ષયતાની માટે સજા કર્યા વિના ન રહે ને સાચું કહું તો, અમારા શિષ્યો કાંઈ ફિરસ્તાઓ તો છે જ નહિ '

ને આ માણસ જે એક ઘડી અગાઉ ભારે ભારે શબ્દોના ભંડાર વડે ચેખોવને આંજવાની કોશિશમાં ગૂંચવાઈ પડેલો હતો, તે એકાએક અશુભ રીતે પોતાનું અણિયાળુ નાક હલાવતો, કાળમીંઢ પથ્થર જેવા શબ્દો ઉચ્ચારી રહ્યો હતો એના આ સાદા છતાં નક્કર શબ્દો રશિયાના શાપિત ગ્રામજીવનની બદનસીબ હકીકતો ઉપર તીવ્ર પ્રકાશ ફેંકી રહ્યા હતા

ચેખોવની વિદાય લેતાં પેલા શિક્ષકે યજમાનના નાનકડા હાથને પોતાના સુક્કી ચામડીવાળા ને લાંબી લાંબી આંગળીઓવાળા બેઉ હાથ વચ્ચે લઈ, દબાવતાં કહ્યું :

"હું તમને મળવા આવ્યો, ત્યારે મન પર એવો ભાર હતો, જાણે કોઈ ઉપરી અમલદારને મળવા આવ્યો હોઉં મારા પગ મારા જૂતાંમાં ધ્રૂજતા હતા ટર્કીકૂકડાની માફક ગરદન ફુલાવી હું જાણે તમને બતાવવા માગતો હતો કે, આખરે હું પણ કંઈક છું અત્યારે હવે પાછા જતી વખતે કોઈ નિકટના મિત્રને છોડી જતો હોઉં એવો ભાવ અનુભવી રહ્યો છું—તેય એવો મિત્ર જે બધું સમજી શકવાને કાબેલ છે કેટલી ઉમદા વસ્તુ છે બધું જ સમજવાની શક્તિ ધરાવવી એ! તમારો ઘણો ઘણો આભાર! હું તો જાઉં છું પણ મારી સાથે એક શુભ મૂલ્યવાન વિચાર લેતો જાઉં છું મોટા માણસ હંમેશાં સાદા હોય છે, એમની સમજણ ઊંડી હોય છે જે નાના ક્ષુદ્રો વચ્ચે અમે જીવીએ છીએ, તેમના કરતાં તેઓ અમ મર્ત્ય ગરીબ માનવોની વધુ નિકટ હોય છે નમસ્કાર હું જાઉં છું . પણ તમને હું કદી નહિ ભૂલી શકું."

એનું નાક ચરકતું હતું, એના હોઠ સુંદર સ્મિતથી મરકી રહ્યા હતા. અચાનક એના મુખેથી વેણુ સર્યા :

"દુર્જનો ખરે જ કમભાગી લોકો છે,—જહન્નમમાં જાઓ એ બધા !"

એના ચાલ્યા ગયા પછી, ચેખોવની દૃષ્ટિ ક્યાંય સુધી એને વળાવવા પાછળ ગઈ પછી મારી સામે જોઈ ધીમું હસતાં એણે કહ્યુ, "સરસ માણસ છે પણ એ હવે લાંબો વખત અહીં શિક્ષણનું કામ કરી શકવાનો નથી"

મેં પૂછ્યુ : "કેમ નહિ ?"

"એ લોકો એને અહીંથી હાંકી કાઢશે...ક્યાંય તગેડી મૂકશે"

ને ઘડીવાર રહી એણે મદ મૃદુ કંઠે ઉમેર્યું :

આ રશિયામાં પ્રામાણિક માણસની દશા કઈ ચીમની સાફ કરનારા જેવી છે, છોકરાં રાખનારી આયાઓ એનું નામ દઈ છોકરાંને ભડકાવતી હોય છે..."

એવુ લાગે છે, જાણે ચેખોવના સંપર્કમાં આવનાર સૌ કોઈને અજાણ્યત રીતે, અજાણતાં પણ સાદા ને સાચા બની રહેવાની પોતાની સાચી જાત પ્રકટ કરવાની ઇચ્છા જાગે છે. અનેક પ્રસંગોએ મેં જોયુ છે કે એના સંપર્કમાં આવનારા લોકો થોડી જ વારમાં પોતે સજેલો પુસ્તકિયો લેબાશ, શિષ્ટતાનાં શબ્દચોકઠાં ને પેલા જંગલી લોકો જેમ શંખલાં ને માછલીના દાંતના કણગા—વગેરે બધી સસ્તી સામગ્રીના ઠઠારા વડે રશિયનો પોતાની જાતને યુરોપિયન દેખાડવા મથતા હોય છે, તેવો બધો જ ઠઠારો ઉતારીને વેગળો મૂકી દેતા

ચેખોવને માછલીના દાંત ને મરઘાંના પીંછાં જેવા બનાવટી શણગાર રુચતા ન હતા. 'ઠસ્સાદાર દેખાવ' માટે માણસને બનાવટી, સસ્તા અને અડવા લાગે એવા શણગાર કરતો જોઈ, ચેખોવને પોતાને 'જાણે ભોંઠપ લાગતી ને મેં એ પણ જોયુ કે જ્યારે જ્યારે આવા

ડોળ છાંટનારા લોકો સાથે એને ભેગા થઈ જતો, ત્યારે અંતરાત્માના સાચા સ્વરૂપને વિકૃત કરનારાં બાહ્ય દમામભર્યાં છીછરાં આવરણોમાંથી તે આગંતુકને મુક્ત કરવાની અદમ્ય ઇચ્છા એનામાં જાગી ઊઠતી.

ચેખોવ આખી જિંદગી આત્માનું જીવન જીવ્યો, પોતે જે છે, તે થઈને રહ્યો આંતરિક રીતે મુક્તિનો અનુભવ કરી જાણનારો માણસ, બીજાઓ પોતાને વિષે શું કહેશે, યા પોતાની પાસેથી શી અપેક્ષા રાખે છે, એની તો એણે કદી નોંધ જ લીધી નહિ રશિયાના લોકો આગળ 'ઉચ્ચાશય'વાળી મોટી મોટી વાતો કરવાનું એને બિલકુલ ગમતું નહિ એને લાગતું કે, રશિયનો એમના હૃદયની સરળતાને કારણે જ કદાચ આવી વાતોમાં બહુ રસ લે છે, પણ તેઓ ભૂલી જાય છે કે, વર્તમાનમાં અંગ ઢાંકવા એક અંગરખુ ન હોય એ માણસ ભવિષ્યમાં મખમલના ગાલીચા વસાવવાની વાતો કરે એના જેવું એ બેવકૂફીભર્યું છે એનું જીવન સાદાઈનું એક સુંદર ઉદાહરણ હતું જે કંઈ સદ્, સરળ ને સચ્ચાઈભર્યું હતું તે સમસ્ત એની ચાહનાને પાત્ર ઠરતું એની પોતાની આગવી રીતે એ બીજા લોકોને પણ પોતાના સંપર્કથી સરળ બનાવી દેતો

એક વખત ખૂબ સારાં સારાં લૂગડાં પહેરી, જાત શણગારીને ફરવા નીકળેલી ત્રણ સ્ત્રીઓ એને મળવા આવી હતી એમના રેશમી ચણિયાનો સરસરાટ ને મધુ ભમાવી નાખે એવી અત્તરની ખુશબોથી આખો ઓરડો ભરાઈ ગયો હતો દમદમાભેર ત્રણે જણીઓ એની સામે બેસી, રાજકારણમાં પોતાનો રસ દાખવતી, એના પર 'પ્રશ્નોની ઝડી' વરસાવી રહી હતી.

'તમને શું લાગે છે? આ યુદ્ધનો અંત કેવો હશે, એન્ટન પાવલોવિચ?'

ચેખોવે ખાંસતાં સહેજ વિચાર કરવા થોભતાં, મૃદુ ગંભીર, મમતાભર્યા સ્વરે જવાબ આપ્યો

"યુદ્ધનો અંત? શાંતિમંત્રણા વગેરે."

"એ તો સમજ્યાં પણ જીતશે કોણ? ગ્રીક લોકો કે તુર્ક?"

"મને તો એમ લાગે છે કે, બળિયો પક્ષ જીતશે."

"હા, પણ તમે કયા પક્ષને બળિયો માનો છો?" એકી અવાજે ત્રણે જણીઓ બોલી ઊઠી

"જે પક્ષને ખવડાવી પિવડાવી તાજો રાખવામાં આવતો હશે, ને જેને સારી રીતે કેળવેલો હશે તે"

"જોયું? કેવા ટીખળી છે?" એક સન્નારી બરાડી ઊઠી.

'પણ તમને એમાંથી કયો પક્ષ ગમે છે? ગ્રીક લોકોનો કે તુર્કોનો?" બીજીએ પૂછ્યું.

ચેખોવે એના ભણી માયાળુ દૃષ્ટિએ જોયું અને નરમાશભર્યા મીઠા સ્મિતપૂર્વક જવાબ આપ્યો:

' મને તો ફળનો ખીમો ગમે—તમને?"

"અરે હા!" એક સન્નારી મોટેથી બોલી

બીજી કહે, "હા, એનો સ્વાદ તો ભાઈ, દાઢમાં રહી જાય એવો"

ને ત્રણે જણીઓએ એટલા જ આવેશથી ફળફળાદિના ખીમા વિષે વાર્તાલાપ આરંભી દીધો, ને એ વિષયમાં પોતાનું અસાધારણ પાંડિત્ય ને ઝીણવટભર્યું જ્ઞાન પ્રદર્શિત કરવા માંડ્યું આજ ઘડી સુધી જેનો કદી વિચારેય કર્યો નહોતો, એવા ગ્રીક ને તુર્કો વિષે પરાણે રસ પ્રકટ કરી માથું ખપાવવાનો બોજ પોતાને શિરેથી આમ અણધાર્યો ઊતરી જતાં એમને આનંદ જ થયો

વિદાય લેતી વેળાએ એમણે ચેખોવને ઉમળકામાં આવી વચન આપ્યું: "અમે તમને ફળફળાદિના ખીમાનો સરસ ડબ્બો મોકલીશું"

એમના ગયા પછી મે કહ્યું, "તમારે મજાની વાતો થઈ!'

ચેખોવ એનું મરમાળુ હાસ્ય હસ્યો "દરેકે પોતાની બોલીમાં જ વાત કરવી જોઈએ."

બીજી એક વખત એક ફૂટડા જુવાનિયા મેજિસ્ટ્રેટને મે એના ઓરડામાં જોયેલો. ચેખોવની સામે બેઠો બેઠો, વાંકડિયા જુલ્ફાંવાળુ માથુ આમથી તેમ હલાવતો, એ સ્વસ્થ-દૃઢ સ્વરે કહેતો હતો

"એન્ટન પાવલોવિચ ! તમારી 'નાસ્તિકના'મા તો તમે મારી સામે એક ભારે કોયડો ઊભો કરી દીધો. ડેનિસ ગ્રિગોરિયેવમાં ઇરાદાપૂર્વક દુષ્ટતા આચરવાની વૃત્તિ છે એમ જો સ્વીકારુ, તો તો વગર આનાકાનીએ એને સીધો જેલમા પૂરી દેવો એ મારી ફરજ થઈ પડે છે—કારણ સમાજના હિતની રક્ષા એ માગી લે છે પરતુ એ તો એક જગલી માનવ છે એને પોતાના કૃત્યમા રહેલ ગુનાખોરીનુ ભાન જ નથી, મને એની દયા પણ આવે છે પણ હુ જો એમ માનું કે, આ કૃત્ય કેવળ મૂર્ખાઈથી જ એણે કર્યું છે અને જો હું દયાની લાગણીને વશ થઉ તો પછી સમાજને હુ એ બાબતની ખાતરી શી રીતે આપી શકુ કે, ડેનિસ હવે ફરીથી કદી બોલ્ટ કાઢી નાખી રેલગાડીને પાટા પરથી ઉથલાવી નાખવાનો પ્રયાસ નહિ કરે? સવાલ આ છે—એનો મારે શુ કરવુ જોઈએ?"

એ ઘડીક અગકચો ખુરશીની પીઠે અઢેલી, ચેખોવના મુખ પર પોતાની તીવ્ર ઉત્કંઠાભરી દૃષ્ટિ ખોડતો બેસી રહ્યો. એનો અફસરી પોશાક બિલકુલ નવો હતો છાતી પરનાં બટન કોઈ યુવાન બખ્તરધારી ઘોડેસવારના તાજા જ પાયેના ચહેરા ઉપર ચમકી રહેલી આંખો જેટલા વિશ્વાસ ને જડતાથી ચમકી રહ્યાં હતાં

"હુ જો જજ હોત તો—" ચેખોવે ગભીરતાપૂર્વક કહ્યુ "મે ડેનિસને નિર્દોષ છોડી મૂક્યો હોત"

"કઈ ભૂમિકા પર?"

"મે એને કહી દીધુ હોત કે, તને હજી જાણીતા ગુનેગારોની કક્ષાનો માણસ બનવાને વાર છે તો હમણાં જા, ને એ કામ પત વીને આવજે"

પેલો મેજિસ્ટ્રેટ હસી પડ્યો પણ તરત પોતાના મોઢાને છાજતી ગંભીરતા ધારણ કરી એ બોલ્યો :

"ના, મારા માનવતા એન્ટન પાવલોવિચ! તમે જે દેખાવ ઊભો કર્યો છે, એનો ઉદ્દેશ આખરે, જે સમાજનાં જીવન ને સંપત્તિની રક્ષાની જવાબદારી મને સોંપવામાં આવેલી છે, એના હિતમાં જ થવી જોઈએ. ડેનિસ હજી અબુધ છે એ વાત સાચી, છતાં એ એક ગુનેગાર તો છે એ એક સત્ય છે"

"તમને ગ્રામોફોન સાંભળવું ગમે છે?" ચેખોવે એકાએક સવાલ કર્યો.

"અરે હા! ઘણું જ ગમે છે એ અદ્દ્ભુત શોધ છે!" પેલા જુવાને ઉત્સાહપૂર્વક જવાબ આપ્યો.

"ત્યારે હું તો ગ્રામોફોનને સહન જ કરી શકતો નથી" ચેખોવે કંઈક ઉદાસીપૂર્વક કબૂલ કર્યું.

"પણ એમ શાથી?"

'ઓહ! એ વાતો કરે છે, ગાય છે, પણ એને કશી લાગણી નહિ! ડબ્બામાંથી આવતો અવાજ એવો તો ખાલી ખાલી ને જીવન વગરનો લાગે છે! ને તમને ફોટોગ્રાફી ગમે છે?"

મેજિસ્ટ્રેટ તો ફોટોગ્રાફીનો જબરો ચાહક નીકળ્યો. એણે એ વિષે એટલા ઉત્સાહપૂર્વક વાતો કરવા માંડી કે ગ્રામોફોનની અદ્દ્ભુત શોધ પર પોતે આફરીન હોવા છતાં, એ વિષેની વાતચીતમાં હવે એણે રજમાત્ર રસ દેખાડ્યો નહિ ચેખોવની નજરે આ વસ્તુને સૂક્ષ્મતા ને ચોકસાઈથી પકડી લીધી હતી એ અમલદારી પોશાક હેઠળ છુપાયેલ ચપળ ને સ્ફૂર્તિલા માણસના દર્શન ફરી એક વાર મેં કર્યાં — એના જીવનમાં હજી યૌવનનો તરવરાટ ફરકતો હતો — શિકારે ઊપડેલા નાનકડા કુરકુરિયા જેવો!

એ જુવાનને બારણા સુધી વળાવીને પાછા આવ્યા પછી ચેખોવે ઉદાસ કંઠે કહ્યું :

"ન્યાયની પીઠ પર ફૂગી નીકળેના આવા ખીલને હાથે જ તો કેટલાય માણસોનાં નસીબનો હિસાબ ચૂકવાય છે"

ઘડીક અટકીને એણે ઉમેર્યું · "સરકારી વકીલો તો હમેશાં આછતા પકડવાના શોખીન હોવાના, ખાસ કરીને પર્ચના."*

અસરકારિતાને તો જ્યાંત્યાંથી પ્રકાશમાં લાવી ખુલ્લી પાડવાની એનામાં કળા હતી એ કળા એવાને જ સાધ્ય હોય છે, જેણે પોતાના જીવનમાં મૂલ્યોનું સ્થાન બહુ ઊંચું રાખેલુ હોય, જેણે માણસમાં સાદાઈ, સુંદરતા ને સચ્ચાઈ જોવાની જ સદા ઊંડી કામના સેવી હોય. અસભ્યતા–અસરકારિતાનો તો તે બહુ કઠોર ન્યાયાધીશ હતો.

એક દિવસ એની હાજરીમાં કોઈ એક માણસે એક સામયિક પત્રના તંત્રી વિષે વાત કરતાં કહ્યું કે, એ માણસ આમ તો આખો વખત બીજા પર પ્રેમ ને કરુણા રાખવાની વાતો કર્યા કરે છે, પણ તે દિવસે એક રેલવેના ગાર્ડનું એણે વગર કારણે અપમાન કરી નાખ્યું હતુ, ને એના હાથ નીચે કામ કરનારા લોકો સાથે તો હમેશાં એટલો તોછડાઈથી વર્તે છે કે ન પૂછો વાત

ચેખોવે કટાક્ષમા સહેજ હસતા કહ્યુ · "સ્વાભાવિક છે એક તો શ્રીમંત વર્ગનો, ફેગવાયેલો માણસ ને પાછો દેવળની પાઠશાળામાં ભણેલો. એના બાપ તો ગામમાં ઝાડની છાલના જોડા પહેરીને ફરતા, પણ એ તો પેન્ટર ચામડાના જોડા હોય તો જ એમાં પગ નાખે "

જે રીતે આ શબ્દો બોલાયા એણે એની 'શ્રીમંતાઈ'ના વાઘા ચીરી નાખ્યા, ને એને એક અતિ સામાન્ય હાસ્યાસ્પદ વ્યક્તિ તરીકે છતો કર્યો

* એક પ્રકારની માછલી.

એક પત્રકાર વિષે વાત કરતાં કહ્યું : "ભારે ગુણિયલ માણસ! એનું લખાણ જુઓ તો હમેશાં ઉમદા ને માનવીય...સૅકેરીન ખાંડ જેવું! ગમે તેવા અજાણ્યા માણસના મો આગળ પણ પોતાની પત્નીને 'મૂર્ખી' કહી ઉતારી પાડતાં એને વિચાર નહિ એના નોકરોને ભેજવાળી ઓરડીમાં સુવડાવે. પરિણામે આજે એકેએક જણ સંધિવાનો ભોગ બની ચૂકેલ.."

"એન્ટન પાવલોવિચ! તમને ફ્લાણો માણસ ગમે છે?"

"અરે હા, બહુ સરસ માણસ!' ખાંસતાં ખાંસતાં ચેખોવે જવાબ આપ્યો "બધી વસ્તુનો જાણકાર માણસ. જબરો વાંચનારો, એ મારી ત્રણ ચોપડીઓ વાંચવા લઈ ગયેલો, મને કદી પાછી આપી ગયો જ નહિ કંઈક અન્યમનસ્ક ને ધૂનીય ખરો—એક દિવસ તમને કહેશે, તમે બહુ સરસ માણસ છો, ને બીજે દિવસે તમારા વિષે વાત કરતાં બીજાને કહેશે કે, એ તો એની શેઠાણીના પતિનાં ભૂરી પટ્ટીનાં રેશમી મોજાં ચોરી ગયેલો"

એક દિવસ એની હાજરીમાં કોકે કોઈ એક 'ભારેખમ' માસિકના 'ગંભીર' વિભાગ વિષે ફરિયાદ કરતાં કહ્યુ કે એનાં લખાણ તો માથુ પકવી નાખે તેવાં શુષ્ક ને અધરાં હોય છે

ચેખોવે એટલી જ ખાતરીપૂર્વક એને સલાહ આપી : ' એવા લેખો તમારે વાંચવા જ નહિ એ બધુ તો 'કોઓપરેટિવ' સાહિત્ય કહેવાય શ્રીમાન ક્રાસ્નોવ, ચર્નોવ, ને બૅલોવ (લાલ, કાળા ને સફેદ) લખેલું સાહિત્ય એક જણો એક લેખ લખે, બીજો એની આલોચના કરે, ને ત્રીજો ઉપરવાળા બને જણની અસંગતિઓનો સમન્વય કરે એ તો ચાડિયા જોડે પકડદાવ રમવા જેવું છે પણ વાચકોને આ બધુ પીરસવાની શી જરૂર?—તેવો સવાલ એમાંનો એકે જણ પોતાની જાતને પૂછતો નથી"

એક દિવસ ભારે બદનની, તંદુરસ્ત, દેખાવડી, ને સારાં સારાં

લૂગડાં પહેરેલી એક બાઈ એને મળવા આવી, ને આવતાંવેત એણે "ચેખોવની રીત" વિશે વાતો કરવા માંડી

"જીવન સ્રશિયા ગાડા જેવુ છે, એન્ટન પાવલોવિચ! બધુ જ એટલુ ભેજવાળુ—લોકો, આકાશ, દરિયો, ને તમે માનશો — મને તો આ ફૂલ પણ એવાં જ ભેજવાળાં ને ગંદાં લાગે છે! એમાં આશા આકાંક્ષા સેવવા જેવી તો એક ચીજ ન મળે — મારે હૈયે તો વેદનાનો એવો સણકો ઊઠે છે એક પ્રકારનો રોગ જ કહોને"

"હા, એ એક જાતનો રોગ જ છે," ચેખોવે તત્પરતાપૂર્વક કહ્યું. "એક રોગ જ વળી." લેટિનમાં 'મોરબસ શામ-છેટિસ' કહે છે તે એને જ"

સદ્ભાગ્યે એ મહિલા લેટિનનો કકો ય ભણેલાં નહિ અથવા જાણતાં હશે તો કશું ન સમજ્યાનો ડોળ કર્યો હશે કોણ જાણે!

એક દિવસ હળવું સ્મિત કરતાં કહે, "વિવેચકો હળ એચીને સીધ બેઠી રહેતા ઘોડાને પજવનારી બમાઈ જેવા છે! સારંગીના તાર જેવી તંગ, તમતમતી ઘોડાની માંસપેશીઓ પર એકાએક ઊડતી આવીને કોઈ એકાદી બમાઈ બેસે છે ને ગણગણાટ કરતી એને ડંખ મારે છે ઘોડાની ચામડી થરકી ઊઠે છે, ને પોતાનું પૂછડું વીંઝવા લાગે છે બમાઈનો આ ગણગણાટ શેને માટે છે, એની એને પોતાને પણ કશી જાણ નહિ હોય છતાં એ એક વ્યગ્ર, બેચેન જીવ છે, જે પોતાની હસ્તીની એ રીતે અનુભૂતિ કરાવવા માગે છે-'હુય જીવુ છુ, તુ જાણી લે '—એવો જાણે એનો ભાવ છે કેમ જાણે કહેતી હોય, 'આમ જો, મને ગણગણતાં આવડે છે! દુનિયામાં એમ એવી વસ્તુ નથી જેના વિશે હુ ગણગણાટ ન કરી જાઉં!' હું છેલ્લાં વીસપચીસ વર્ષથી મારી વાર્તાઓનાં વિવેચનો વાંચતો આવ્યો છુ પણ મને યાદ નથી કે એમાંનું એકેય વિવેચન મને એકેય રીતે ઉપયોગી થયુ હોય, યા મને એમાં એકેય સારી સલાહ મળી હોય કોઈ વિવેચકે મારા

મન પર કંઈ પણ અસર પાડી હોય તો તે એકમાત્ર સ્કેકિચેગ્સ્કીએ એણે મારે માટે ભવિષ્ય ભાખેલુ કે, હું દારૂડિયાની જેમ ઢીંચીને, કોક ખામોચિયાને તળિયે ડૂબીને મરવાનો છુ..."

એક સૂક્ષ્મ ટીખળ સદા એની ભૂખરી ઉદાસ મમતાળુ આંખોમાં ખેલ્યા કરતું પણ પ્રસંગ આવ્યે એ જ આંખો ઠંડીગાર, તીખી ને કડપભરી બની જતી ને એવા વખતે એના સરળ મમતાળુ કંઠસ્વરમાં સખ્તાઈની ધાર ફૂટી નીકળતી. એવે વખતે હુ જોઈ શકેલો કે, આ નમ્ર ને માયાળુ માણસ વિરોધના ગમે તેવા બળ સામે સહેજ પણ નમતું જોખ્યા વિના, દઢતાપૂર્વક એની સામે ટક્કર લઈ શકે એમ છે.

મને કોક વાર એમ પણ લાગ્યુ છે કે, બીજા માણસો પ્રત્યેના એના વર્તનમાં એક પ્રકારના નૈરાશ્યની છાયા ઢળેલી હતી — કંઈક અંશે ઠંડી હતાશાને મળતો ભાવ

એક વખત એણે મને કહ્યું, "રશિયન એક વિચિત્ર જીવ છે... ગળણી જેવો, એમાં જે કંઈ નાખો, તે ઝાઝો વખત રહી જ ન શકે. જુવાનીમાં આતુર ભાવે, પોતાના હાથમાં જે કંઈ આવ્યુ તે બધુ ગોખી વાળે છે પણ ત્રીસ વરસની ઉમર થતાં થતાંમાં તો એમાંનું કશુ જ એની પાસે રહેલું જોવા મળતું નથી, સિવાય કે રંગવિહોણા કચરાનો ઢગલો। માણસે જો સારી રીતે જીવવુ હોય, માણસાઈભરી જિંદગી વિતાવવી હોય, તો એણે કામ કરવુ જોઈએ, પ્રેમપૂર્વક શ્રદ્ધાભેર કામ કરવુ જોઈએ પણ આપણા દેશમા તો એ શી રીતે કરવું, તે જ કોઈને સમજાતું નથી એક સ્થપતિ હશે, તો તે બે ત્રણ સારા બંગલા બંધાવીને બેસી જશે, બાકીની જિંદગી ગંજીપાનાં પાનાં રમીને પૂરી કરશે, અથવા તો રંગભૂમિના પાછળના ઓરડામાં ડોકિયાં કરતો જિંદગી પૂરી કરશે. દાક્તર થયો, તો જેવું એના ધંધાએ જોર પકડ્યુ કે પછી વિજ્ઞાન સાથેનો એનો સબંધ છૂટી જવાનો. 'નોવેસ્તી તેરાપી' (થેરાપ્યુટિક્સ ન્યૂસ–ચિકિત્સા સમાચાર) સિવાય એ કશુ જ

વાંચવાનો નહિ. ને ચાલીસી વટાવતાં પહેલાં તો એનો મન બંધાઈ જવાનો કે, દુનિયાના તમામ રોગનું મૂળ શરદી જ છે. આજ લગી એવા એકેય અમલદારનો મને ભેટો થયો નથી, કે જેને પોતાના કામનું મહત્ત્વ શું, એનો વિચાર કરવાની પડી હોય—એ લોકો બધા રાજધાનીમાં પોતપોતાના દરમાં બેસી જવાની ચિંતામાં રહે છે—રાજધાનીમાં નહિ તો પછી પ્રાંતના કોઈ નાના શહેરમાં. ને ત્યાં રહ્યા રહ્યા કામગિયા ચીનરી એની કામગીરી માટે 'ઝીમ્મેલ' ને 'સ્મોગ'ન' મોકલ્યે રાખે છે ને ઝીમ્મેલ યા સ્મોગ'ન પહોંચેલાં આ કામગિયાંને કારણે કોની સ્વતંત્રતા પર તરાપ પડશે, એ બાબત એ અમલદારોને રજમાત્ર ફિકર કરવાપણું રહેતું નથી — નાસ્તિક લોકો જેમ નરકની યાતનાઓ બાબત કદી વિચાર કરતા નથી, એમજતો! એકાદ મોટા કેસમાં સફળ રીતે નામ મેળવી લીધા પછી બેરિસ્ટરને સત્યનો બચાવ કરવાની પરવા જ નથી રહેતી એને પછી પોતાની મિલકતના હકોનો બચાવ કરવા સિવાય, ઘોડાઓ પર શરત લગાવવા સિવાય, ને એ ઈરિટર (માછલી) ખાઈને જીવન વિતાવવા સિવાય કશું કરવાપણું રહેતું નથી — અલબત્ત, પોતાની જાતને સમાજમાં તમામ કળાઓના પાખ્ખુ તરીકે સ્થાપી દે છે!

તો, એક અભિનેતા, એણે બે કે ત્રણ 'રોલ' સરસ રીતે ભજવ્યા કે પછી પોતાને પોતાના નવા 'રોલ' માટે તૈયારી કરવાની જરૂર છે એ વાત જ વીસરી જાય છે. ને મોટો ટોપો પહેરી એવી રીતે ફરવા માંડે છે, કેમ જાણે પોતે કોઈ મહાન પ્રતિભા હોય. રંગભૂમિ એ લોભીઓની ભૂમિ છે. ખાવા ને પીવાની બાબતમાં એની શક્તિ અપાર છે. દિવસે ઘોરવાના ને નસકોરાં બોલાવવાના શોખમાં એને કોઈ ન પહોંચે. પોતાના ઘરનો કારભાર વ્યવસ્થિત રીતે ચાલે એટલા ખાતર જેમ તેઓ પરણે છે, તેમ સમાજમાં પ્રતિષ્ઠા જળવાય તે સારુ ધ્યાન રાખે છે. એમની મનોદશા કૂતરાના મન જેવી હોય છે. એમના પર કરડાં પડે, તો કૂં કૂં કરતા કમ્મુસતા હળવી ચીસો પાડતા પોતાની

ખોડમાં ભરાઈ જશે. એમને સહેજ પંપાળો તો તમારા પગ આગળ લોટી પડશે, પીઠભર ચત્તા સૂઈ પંજા ઊંચા કરતા પૂંછડી હલાવશે.'

આ શબ્દો હેઠળ ઠંડો ગ્લાનિભર્યો તિરસ્કાર છુપાયેલો હતો. પરંતુ મનની અંદર તિરસ્કાર છતાં, એનામાં કરુણા ભરપૂર હતી એની હાજરીમાં જો કોઈને ગાળ દીધી તો ચેખોવ જરૂર એની સામે ઊભો થઈ જવાનો.

"બસ કર હવે એ ઘરડો માણસ છે, સિત્તેર વરસ થયાં એને..."

અથવા તો કહેશે, "એ તો હજી નાનો છે. આ કેવળ એની નાદાનિયત છે..."ને એને મોઢેથી આ શબ્દો નીકળતા, ત્યારે હું જોઈ શકતો હતો, કે એના મુખ પર ક્યાંય તિ-રસ્કારની રેખા સુધ્ધાં દેખાતી નહોતી.

માણસ જુવાન હોય છે, ત્યારે અસંસ્કારી વર્તન એ એને મન રમૂજ આપનાર નગણ્ય વસ્તુ હોય છે. પરંતુ એ રહેતે રહેતે આખી વ્યક્તિને વીંટળાઈ વળે છે એનું ધૂંધળું ધુમ્મસ એના મગજમાં ને લોહીમાં પ્રસરી જાય છે — સગળતા કોલસાની આંચમાંથી નીકળતા ઝેરી વાયુની માફક ને અંતે એ કોક પુરાણી વીશીના કાટથી ખવાઈ ગયેલ પાટિયા જેવો બની જાય છે, જેના ઉપર કંઈક લખાયેલું છે ખરું, પણ તે શું એ ઉકેલવુ લગભગ અશક્ય બની ગયુ હોય! ચેખોવે શરૂઆતથી જ આ અસંસ્કારિતાના ડહોળાયેલા સમુદ્રમાંથી નિરુલ્લાસ કરુણાનાં બિંદુઓ પ્રકટ કરવાની આવડત સિદ્ધ કરી લીધી હતી. પરિસ્થિતિમાંની કેટલી બધી ક્રૂરતાને પોતાની વાર્તાઓના રમૂજી પ્રસંગો ને વર્ણનોમાં લજ્જાભેર છુપાવીને એણે પ્રકટ કરેલ છે—એ જાણવા માટે તો એની કટાક્ષપૂર્ણ વાર્તાઓને ધ્યાનપૂર્વક વાંચી જવાની જ જરૂર રહેશે.

એનામાં લગભગ કુમારિકા જેવી લજ્જાળુતા હતી. "જરા સભ્ય તો બનો...શરમાતા નથી તમે?" કહી જાહેરમાં કદી એણે લોકોને

ઊંચે સાદે પડકાર્યા નથી—હમેશાં એણે નિરર્થક વિશ્વાસ સેવ્યો છે કે, આજે નહિ તો કાલે એમને પોતાને જ કંઈક વધુ સભ્ય બનવાની જરૂરિયાત લાગશે. અસંસ્કારિતા ને ગંદવાડ પ્રત્યે આત્યંતિક ઘૃણા હોવા છતાં એણે જીવનના એ પાસા વિષે બહુ સુંદર ભાષામાં, લગભગ કવિની વાણીમાં ચિત્રણ આપ્યું છે — હાસ્યરસના લેખકની માફક મુખ પર સુજનતનું સ્મિત રમતું રાખીને. એની વાર્તાઓની સુંવાળી સપાટી હેઠળનો કટુ ઉપાલંભ કવચિત જ કોઈનું ધ્યાન ખેંચે એવો રહ્યો છે.

સન્માન્ય વાચકવર્ગ એની 'આલ્બિયનની દીકરી ('Daughter of Albion') નામની વાર્તા વાંચીને હસશે; પણ કદાચ પેલા ખાઈપીને મસ્ત રહેનાર મહાશયનો, દુનિયાના તમામ માણસો અને પ્રત્યેક વસ્તુ માટે અજાણ એવી હતભાગી છોકરી પ્રત્યેનો ઘૃણાભર્યો ઉપહાસ ભાગ્યે જ કોઈની નજરે ચડશે અને તો ચેખોવની તમામ હાસ્યરસ-ભરપૂર વાર્તાઓ પાછળ એક સચ્ચાઈભર્યા, સુકુમાર માનવ આત્મામાંથી સરી પડતા ઊંડા નિશ્વાસનો ઉદ્ગાર સંભળાય છે. એના આ ગમગીન નિશ્વાસમાં માનવ પ્રાણીઓ માટે કરુણા ભરેલી છે. અને આ માણસો તે કેવા?—કે જેઓ પોતાના સ્વમાનની રક્ષા કરવામાં નિર્તાંત અસહાયતા અનુભવી રહ્યા છે, જેમને પળે પળે પશુબળ સામે ઝૂકીને આખરે નમતું જ મૂકવું પડે છે, જેઓ ગુલામની જેમ જિંદગી વિતાવી રહેલ છે, જેમને કશામાં વિશ્વાસ નથી, જેઓ કેવળ કરમકલ્લાના સ્વાદિષ્ટ શાકનો વધારે ને વધારે રસો પેટમાં શી રીતે પડે એની જ ચિંતામાં રહે છે ને એ એક જ જરૂરિયાતને સમજતા હોય છે; અને જેઓ કોઈ બળિયો તુંડમિજાજી આદમી આવીને પોતાના પર આઘાત કરશે એવા ભયમાં જ જીવતા હોય છે!

જીવનની ક્ષુદ્ર વસ્તુઓ ને ઘટનાઓ પાછળ રહેલી કરુણાને કદાચ ચેખોવ જેટલી વિશદ ને સ્વયંસ્ફૂર્ત રીતે ભાગ્યે જ કોઈ પકડી શક્યું હશે. આપણા મધ્યમવર્ગી જીવનની ધૂંધળી અરાજકતાનાં દયા-

જનક ને લજ્જાસ્પદ પાસાંની આટલી સચ્ચાઈભરી ને નિષ્ઠુર છબી આજ પૂર્વે કદી કોઈ લેખકે દોરી નથી

અસંસ્કારિતાનો એ કટ્ટો દુશ્મન હતો જીવનભર એ એની સામે ઝૂઝ્યો છે, એના પ્રત્યે ભરપૂર તિરસ્કાર વરસાવ્યો છે, પોતાની દક્ષ, તટસ્થ કલમ વડે એનાં ચિત્ર આલેખ્યાં છે જ્યાં પહેલી નજરે બધુ જ બરાબર ને ઉત્તમ રીતે ગોઠવાયેલું લાગે, જ્યાં બધુ જ સગવડભર્યું ને ઉજાસમય લાગે, તેવી જગાએ પણ આંગળી મૂકી એણે અસંસ્કારિતાની કૂગ ખુલ્લી કરી દેખાડી છે અને અંતે, અસંસ્કારિતાએ એના પર વેર લીધું—ઓઈસ્ટર માછલીઓની હેરફેર માટેના રેલ્વે વેગનમાં એના મૃત દેહને—એક કવિના શરીરને—સ્થાન આપીને!

એ રૂક્ષ લીલું વેગન મને તો એવુ લાગ્યુ જાણે સાક્ષાત્ અસભ્યતા—અસંસ્કારિતા કૃતાન્ત શત્રુના મોં પર પોતાના વિજયના વક્ર હાસ્યમાં મલકી રહી હોય, તે ભાડૂતી લહિયા અખબારોમાં એના નામ પર લખાયેલા અસંખ્ય 'સંસ્મરણો' તદ્દન ઠાલી શોક પ્રદર્શન કરનારાં લાગ્યાં, એટલુ જ નહિ એમના એ દંભી શોક પાછળ હુ એ જ અસંસ્કારિતાનો ગંધાતો ઉચ્છ્વાસ અનુભવી રહ્યો છુ જે મનોમન પોતાના દુશ્મનના મૃત્યુમાં છૂપો આનંદ અનુભવી રહેલ છે

ચેખોવનું સાહિત્ય વાંચતાં આપણે જાણે પાનખરના કોઈક ઉદાસ દિવસની ગમગીની અનુભવી રહીએ છીએ. કેમ જાણે વાતાવરણ પારદર્શક હવાથી છવાયેલુ હોય, પર્ણહીન વૃક્ષો અંકાશની પાર્શ્વભૂમિમાં આગળ ઊપસી આવતાં હોય, મકાનો બધાં એકબીજાને વળગીને બેઠાં હોય, ને માણસો સાવ નિસ્તેજ ને ઉદ્દામ દેખાતાં હોય બધુ જ એટલું વિચિત્ર એકલતાભર્યું, નિશ્ચલ ને અવશ! દૂર દૂર સુધી વિસ્તરેલ ભૂરા અવકાશ ને શૂન્યતા ફિક્કા આસમાનમાં ભળી જઈ, જાણે ઠંડીભરી ઠંડી ને અર્ધથીજેલ કીચડના ઉચ્છ્વાસ લઈ રહ્યાં હોય! પરંતુ

પાનખરમાંય સૂર્યના પ્રકાશ સમુ લેખકનું ચિત્ત તો સારી પેઠે ખૂદાયેલા રસ્તાઓને, એની વાંકીચૂકી ગલીઓને, ગંદા ને ટૂંટિયું વાળી અંગ સંકોડી બેઠેલાં ઘરોની અંદર કંટાળાભરી એદી જિંદગીનાં ડચકાં ભરતાં, અને એમનાં એ રહેઠાણોને અર્થ વગરના, સુસ્તીભર્યા ઘોંઘાટથી ભરી દેતાં દીનહીન માનવીઓનાં જીવનને ઉજાળી રહ્યું હતું 'ધ ડાર્લિંગ' ('મીઠડી') વાર્તામાંની એ હાકુળીફાંફળી નાની ભૂખરી ઉંદરડી જેવી મીઠડી ને નમ્ર નારી જેનામાં પ્રેમ કરવાની અપાર શક્તિ રહેલી છે, જે એક ગુનામની માફક ચાહી શકે છે! એના ગાલ પર તમે તમાચો ચોડી દેશો તોય એ વિનમ્ર ગુનામ મોઢેથી અવાજ સરખો કાઢવાની હિંમત કરશે નહિ!

એને પડખે ઊભું રહી શકે એવું બીજું પાત્ર તે પેલી 'ધી થ્રી સિસ્ટર્સ' (ત્રણ બહેનો)વાળી વાર્તામાંની ગમગીન ઉદાસ છોકરી ઓલ્ગા એ પણ પ્રેમની અગાધ શક્તિ ધરાવનારી છોકરી છે, જે ધીરજપૂર્વક પોતાના ભૈરીવગુ ભાઈની દુરાચારી ને અસંસ્કારી પત્નીની ધૂનોને તાબે થાય છે, પોતાની બહેનોની જિંદગીઓ એની આંખો સામે ભગ્નાર થઈને તૂટી પડતી એ જુએ છે એ જોઈને તેનું હૈયું રડી ઊઠે છે, પણ એમને માટે પોતે કંઈ જ કરી શકતી નથી એટલું જ નહિ, એના સંતાપિત હૃદયમાં અસંસ્કારિતાના એ ગંદવાડ સામે વિરોધનો એક કઠોર શબ્દ પણ આકાર લઈ શકતો નથી!

ને 'ધી ચેરી ઓરચાર્ડ'—('ચેરી ફળની વાડી')વાળી વાત લો. એ વાડીના પુરાણા માલિકો ને આંસુભરી રાતે રડાયા — બધાં જ બાળક જેવાં સ્વાર્થી ને ઘરડા માણસો જેવાં થાંથાં લોકો — જેઓ લાંબો વખત થયાં મરી ચૂક્યાં હોવાં જોઈતાં હતાં તેઓ કણસે છે, સળવળે છે, પણ પોતાની આસપાસની પરિસ્થિતિથી તદ્દન અંધ હોય એ રીતે તેઓ કશું જ સમજી શકતાં નથી — પરોપજીવી અસહાય જળોના જેવાં! પેલો નિર્માલ્ય વિદ્યાર્થી ટ્રોફિમોવ શ્રમ કરવાની જરૂરિયાત પર સુંદર વક્તવ્યો આપતો હોય છે પણ પોતાનો બધો સમય, આ બધા

એદીઓની સગવડો સાચવવા અણથક પરિશ્રમ કરતી વાર્યાની સ્થૂળ મશ્કરી ઉડાવી, એમાંથી જાત બહેલાવવાના નિરર્થક પ્રયાસમાં જ જિંદગી વેડફી નાખતો હોય છે.

'ત્રણ બહેનો'વાળી વાર્તાનો નાયક, વાર્શિનીન ભવિષ્યનાં ત્રણસો વર્ષમાં થનાર જિંદગીની ઉન્નતિનાં સ્વપ્નાં જુએ છે, પરંતુ પોતાની જ આસપાસ, કડડભૂસ તૂટી પડતી જિંદગીમાંનું કશું જ જોઈ શકતો નથી. એ એટલું પણ જોઈ શકતો નથી કે, તેની પોતાની આંખો સામે જ, જિંદગીથી કંટાળીને કેવળ મૂર્ખતાના આવેશમાં જ સોલોની દયામણા બેરન તુસેનબાચની હત્યા કરવા સુધ્ધાં ખડો થઈ ગયો છે!

વાચકની આંખો આગળથી એક આખું સરઘસ પસાર થઈ જાય છે—પ્રેમે જકડાયેલાં ગુલામોનું; પોતાની જ મૂર્ખતા ને સુસ્તીના ગુલામોનું; ભૌતિક સુખ માટેની અદમ્ય લાલસાના બંદીઓનું. જીવનના કોઈક અગમ્ય ભયથી છળેલા ને કોઈ અસ્પષ્ટ ચિંતાથી વ્યગ્ર એવા એ જીવો, પોતાના ભવિ વિષે ગૂંગા અસ્પષ્ટ વિલાપથી વાતાવરણને ભરી દેતા ને વર્તમાનમાં પોતાને માટે ક્યાંય કશે સ્થાન નથી એમ અનુભવતા, પગલાં માંડી રહ્યા છે ..!

કદીક એ ભૂખરા ટોળામાંથી બંદૂકના અવાજ સંભળાય છે—એ ઇવાનોવ અથવા ટ્રેપોવ જેવા માણસનું કામ—જેને કરવા જેવું એકમાત્ર કામ એકાએક સૂઝી આવે છે, ને પોતાની જિંદગીનો અંત આણી દે છે.

એમાંના ઘણા એવાય હોય છે, જેઓ બસો વર્ષમાં આવનારી ઉજ્જવલ જિંદગીનાં સોનેરી સ્વપ્નાં જોતા હોય છે, ને છતાં એમાંના એકેને સાદો સવાલ પૂછવાનો વિચાર સુધ્ધાં આવતો નથી કે, 'એ સ્વપ્નને સાચું કરવા આપણે પોતે કશું કરતા નથી, તો પછી જિંદગીને ઉજ્જવળ બનાવવાનું છે કોણ?'

ને હવે, આ નિર્વીર્ય જીવોના રક્ષ ઉદાસ ટોળાં આગળ થઈ એક ઓજસ્વી, શાણો માનવી, એમના પ્રત્યે કાળજીભરી દૃષ્ટિ નાખતો, પોતાની માતૃભૂમિના ત્રસ્ત વતનીઓને નીરખતો પસાર થાય છે અને વ્યાકુળ વેદનાભર્યા સ્મિત સાથે, મૃદુ મંજુલ કંઠસ્વરે ઘેરા કંપકો આપતો મુખ તેમ જ હૈયાને છાઈ દેતી ગ્લાનિપૂર્વક, સૂક્ષ્મ સચ્ચાઈથી નીતરતી વાણીમાં કહે છે :

"કેવી જડતાભરી જિંદગી જીવો છો, તમે, દેશબંધુઓ!"

પાંચ દિવસ થયાં તાવે ઝાલ્યો છે, પણ આરામ લેવાની ઇચ્છા જ નથી ફ્રિન્લેંડના જેવો ઝરમર ઝરમર વરસ્યા કરતો વરસાદ ધરતીની સૂકી ધૂળને ભેજથી ભરી રહ્યો હતો ઇંતોના ત્રિસ્તામથી એકધારો બંદૂકો ફૂટવાનો અવાજ આવી રહ્યો હતો રાત પડતાં સર્ચલાઈટનાં તેજલિસોટા એમની જીભો વડે આકાશને ચાટી રહ્યાં હતાં—એ દશ્ય ઘૃણિત હતું, કેમ કે, યુદ્ધરૂપી પૈશાચી રોગની એ સતત યાદ આપી રહ્યાં હતાં

હું બેઠો બેઠો ચેખોવ વાંચું છું દશ વર્ષ પૂર્વે એ મૃત્યુ પામ્યો ન હોત તો આજે કદાચ આ યુદ્ધે એને મારી નાખ્યો હોત—મણસના માણસ પ્રત્યેના ધિક્કારના ઝેર વડે. મને એની સ્મશાનયાત્રાનો પ્રસંગ યાદ આવે છે.

મોસ્કોના 'સુકુમાર પ્રેમપાત્ર' આ લેખકની શબપેટી લીલા રેલવે વૅગનમાં—કે જેના બારણા પર 'ઓઈસ્ટર' (માછલીઓ) એમ મોટા અક્ષરે લખેલું હતું—નાખીને મોસ્કોના સ્ટેશને લાવવામાં આવેલી લેખકનું સ્વાગત કરવા આવેલી નાનકડી ભીડમાંના કેટલાક લોકોએ તે જ દિવસે મંચુરિયાને મોરચેથી આવેલી જનરલ કેલરની શબપેટીની પાછળ પાછળ ચાલવા માંડેલું તેઓ મનમાં મનમાં અજાયબી પામી રહ્યા હતા કે, નક્કી ચેખોવની સ્મશાનયાત્રામાં આ લશ્કરી બેંડવાજા શાને યોજ્યાં હશે ? પરંતુ એમને જ્યારે પોતાની ભૂલ સમજાઈ

ત્યારે એ રમૂજી લોકો મોં દાબીને પોતાની જાત પર હસ્યા હશે. ચેખોવની શબપેટી પાછળ તો સૌથી વધારે માણસ ન હતાં એમાંના બે વકીલો હજી મારા સ્મરણમાં રહી ગયા છે: બેઉ જણા નવા ચકચકિત જોડા ને ખૂલતા રંગની પ્રફુલ્લ ભાતવાળી ટાઈ બાંધીને વરરાજાની જેમ સજીને આવેલા એમની પછવાડે ચાલતાં ચાલતાં હું એ બંને જણની વાતો સાંભળતો હતો. વી એ. માકલાકોવ કૂતરાંની ચપળતા વિષે વાત કરતો હતો, ને એનો સાથી – જેને હું ઓળખતો નથી – તે પોતાની 'ગ્રીષ્મકુટિર'ની સગવડો, એનો સુંદર દેખાવ, ને એની આસપાસના સુંદર વાતાવરણ બાબત બડાઈ હાંકી રહ્યો હતો. રતૂમડા પોશાકમાં સજ્જ એવી એક મહિલા, સૂર્યના તાપને ખાળવા ઝાલરવાળા છત્રને હાથમાં ઊંચું ધરી રાખી પોતાની જોડે ચાલતા શીંગડાની ફ્રેમનાં ચશ્માંવાળા બુઢ્ઢા સદ્‌ગૃહસ્થને કહી રહી હતી. "ઓહ! એ એવો વહાલસોયો ને વિનોદી માણસ હતો "

બુઢ્ઢા ગૃહસ્થને ગજબ ખાંસી ચઢી હતી એ ઉનાળાનો ધૂળિયો દિવસ! સરઘસને મોખરે ચાલતો, ઘોડાની પીઠ પર સવાર એવો એક લઠ્ઠપઠ્ઠ પોલીસ ઑફિસર અમારી સ્મશાનયાત્રાને દોરી રહ્યો હતો. આ બધું ને એથીય ઘૃણિત રીતે અસરકારી હતુ, એ મહાન ને સૂક્ષ્મ દૃષ્ટિવાળા કલાકારની સ્મૃતિને અણછાજતુ એવુ ઘણું બધુ હતુ એમાં

બુઢ્ઢા એ. એસ સુવોરિન પર લખેલા એક પત્રમાં ચેખોવ કહે છે

"જીવનની હસ્તીને ટકાવી રાખવા માટેનાં વલખાં મારવા જેવું રેઢિયાળ ને ઉદાસીનતાભર્યું આ જીવનમાં બીજુ એકેય કામ નથી. જીવનના આનંદને નષ્ટ કરનાર અને જીવન પ્રત્યે અણગમો જગાડનારી, એ વસ્તુ છે"

ચેખોવના આત્યંતિક મનોભાવને અભિવ્યક્તિ આપનારા આ શબ્દો છે, અને મારા મતે એ ચેખોવના હોય એવુ બિલકુલ લાગતું

નથી. રશિયામાં, જ્યાં બધી વસ્તુઓનું ખાદ્ય છે, છતાં જ્યાં લોકો પોતાના કામને ચાહતા નથી, ત્યાંનો બહુજનસમાજ આવું વિચારે છે. રશિયનો શક્તિના ઉપાસક છે, પણ હકીકતે તેઓને એમાં આસ્થા નથી. તેવે વખતે એક લેખક—માણસના સર્જનાત્મક ભાવને જાગ્રત કરવામાં માનનારો લેખક — દાખલા તરીકે જેક લંડન — રશિયામાં એનું અસ્તિત્વ અશક્ય જ ગણાય અલબત્ત એની ચોપડીઓ રશિયામાં બહુ વંચાય છે. પરંતુ હું જોઉં છું કે, એનું વાચન રશિયનોમાં કર્મ પ્રત્યેની પ્રેરણા જગાડી શક્યું નથી! એ કેવળ એમની કલ્પનાશક્તિને સતેજ કરે છે પરંતુ આ અર્થમાં ચેખોવને ખાસ શુદ્ધ 'રશિયન' ગણી શકાય નહિ

એના ઊગતા યૌવનકાળથી એને પોતાની ને બીજા અનેકને ખાતર "જીવનની હસ્તી ટકાવવા માટેની લડત" આરંભી દેવી પડી હતી. રોટલાના ટુકડા માટેની નાની નાની રોજિંદી ચિંતાઓથી મુક્તિ મેળવવા માટે નિરાનંદ, શુષ્ક, રસવિહોણા સ્વરૂપમાં આ જંગ ખેલવો પડ્યો હતો. આ બધી નિરાનંદ ચિંતાઓનો બોજ વહેતાં વહેતાં જ એણે પોતાની યૌવનની શક્તિઓ ખરચી નાખી હતી. આશ્ચર્ય તો એ વાતનું છે કે, એવી પરિસ્થિતિમાં જીવનારો માણસ પોતાના અંતરમાં આવો મર્માળો વિનોદ સાચવી શી રીતે શક્યો? પેટ પૂરતો ખોરાક મેળવવાની ને શાંતિ પામવાની ચિંતામાં અથાક મથ્યા કરવા સિવાય જીવનને એણે બીજી કોઈ રીતે જોયું ન હતું. ક્ષુદ્ર સામાન્ય બાબતોના જાડા સ્તર હેઠળ જીવનના નાટકો અને કરુણાંત ઘટનાઓ તેનાથી અજ્ઞાત રહી હતી, ને જ્યારે એને જીવનમાં બીજાને માટે રોટલો કમાવાની ચિંતામાંથી મુક્તિ મળી, ત્યારે જ એ જીવનની રંગભૂમિના પડદા પાછળ રહેલા સત્યને પીછાનવા પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી શક્યો હતો

આજ સુધી મને કોઈ એવો માણસ મળ્યો નથી જેણે શ્રમને – કાર્યને માણસની સંસ્કારિતાના પાયા તરીકે ચેખોવની સમજનાથી,

એનાં વિવિધ પાસાં ઉથલાવીને જોયો હોય. એના ગૃહજીવનની એક એક વીગતમાં, એના ઘરની એક એક વસ્તુની પસંદગી પાછળ, સઘગ-ખોરીના દુર્ગુણથી બિલકુલ અલિપ્ત છતાં વસ્તુઓ માટેની તેની ચાહનામાં, માણસના શ્રમથી પેદા થયેલ પ્રત્યેક વસ્તુમાં એણે માણસના સર્જનાત્મક આત્માની સ્તુતિ ગાવામાં કદી થાક અનુભવ્યાનું મે જોયુ નથી એને બાંધકામમાં ખૂબ રસ હતો બગીચો બનાવી, ધરતીને શણગારવાની ચાહનામાં એ પ્રાણ રેડી શકતો. શ્રમના કાર્યમાં એ કાવ્યનો આનંદ માણતો.

પોતાને હાથે વાવેલ ફૂલછોડ ને ફળનાં ઝાડ માટેની એની કાળજી કેટલી હૃદયસ્પર્શી હતી! ઔતેકા ખાતેના એના મકાનને લગતી બાબતોમાં અસંખ્ય ઝીણી મોટી કાળજી રાખતાં એ કહેતો :

"જો દરેક માણસ, એના પોતાના જમીનના ટુકડા પર, પોતાની શક્તિ મુજબ ધારે તે કરી શકે એમ હોત, તો આ દુનિયા કેટલી સુન્દર બની જાત!"

એ દિવસો હુ 'વાસિલી બ્યુસ્લાયેવ' નામનું નાટક લખવાની ધૂનમાં હતો ને એ વાસિનીની બડાશ હાંકતી વાણી મે એની આગળ વાંચી સંભળાવેલી :

"મારામાં જો થોડીક વધારે શક્તિ હોત, તો મારા ઊના ઊના નિશ્વાસથી હુ ચોપાસ વિસ્તરેલા આ બરફને ઓગાળી દેત, પૃથ્વી પર જ્યાં મન ફાવે ત્યાં ચાલ્યો જાત, ને એમાં હળ નાખીને ખેડવા લાગત

ભવ્ય શહેરો ને નગરોના હુ પાયા નાખત, દેવળો બંધાવત, વાડી બગીચા રોપાવત, ને આ ધરતી એક સ્વરૂપવાન સોહામણી કન્યકાશી શોભી ઊઠત!

'હુ નવવધૂની જેમ એને મારા આલિંગનમાં લેત. એ ધરતીને મારી છાતી સરસી ચાંપત, એને મારા બાવડાંમાં ઊંચકી લઈ, પ્રભુ સામે નૈવેદ્ય રૂપે ધરી દેત

"આમ જો પ્રભુ! આ દુનિયા સામે દૃષ્ટિ તો માંડ જો તો ખરો, મેં એને કેટલી સુંદર બનાવી દીધી છે હવે! તે તો એને સ્વર્ગમાંથી એક પથરો ફેંકતો હોય એમ ફેંકી દીધેલી

"એમાંથી મેં એને ઘડીને મૂલ્યવાન ઝવેરાત બનાવી દીધી!

"એની સામે જો તો ખરો,—તારા હૈયાને આનંદ હિલ્લોલ બનવા દે જો તો ખરો, એની લીલી કાચ જેવી હરિયાળી સૂર્યના પ્રકાશ હેઠળ કેવી ઝગમગી રહી છે' મેં ખુશ થઈને એ તને આપીય દીધી હોત!—પણ ના, મારાથી એ નહિ બને—એ મને એટલી બધી વહાલી છે!

ચેમોવને બુસ્નાયેવનો આ એકલપ્રલાપ બહુ ગમી ગયો, ને ઉમંગમાં આવી ખાંસતાં ખાંસતાં એણે મને ને ડૉ. એ. એન અને ક્રસીનને કહ્યું,

'સરસ અત્યંત સુંદર ખરેખરો માણસ! આખરે બધા 'તત્ત્વજ્ઞાનનો ખરો ભાવાર્થ' એ જ તો છે માનવી આ પૃથ્વી પર વસ્યો, ને એણે જ એ ધરતીને પોતાના નિવાસને લાયક એક સુંદર સ્થળ બનાવી ' ને કંઈક ગૂઢ વિચારમાં માથું ધુણાવતાં મક્કમતાપૂર્વક એણે દોહરાવ્યું "નક્કી બનાવશે જ તો!' ને એણે મને ફરી એક વાર વાસિલીનો એકપ્રલાપ વાંચવા આગ્રહ કર્યો, ને એ સાંભળતો સાંભળતો બારી બહાર નજર દોડાવતો જોઈ રહ્યો પછી કહે

'ના, એની છેલ્લી પંક્તિઓ નહિ ચાલે એમાં અવતા ? છીછરી છે"

પોતાની સાહિત્યિક કૃતિઓ વિષે એ જવલ્લે જ વાત કરતો ને કરતો ત્યારે પણ ખચકાતાં ખચકાતાં ને એવા જ સૌમાર્યની

લજ્જાળુતાનો ભાવ તોલ્સતોય વિષે વાત કરતાં તે અનુભવતો, એ તો હુ અગાઉ કહી જ ગયો છુ ઘણી વાર, ઉત્સાહના આવેગમા હસતાં હસતાં, પોતાની કોક વાર્તાનું કથાવસ્તુ વર્ણવી જતો મોટે ભાગે એ વિનોદ વાર્તા જ હોતી

'તું સાભળે છે ? હું એક નિશાળની શિક્ષિકા વિષે વાર્તા લખવાનો છુ પણ તે નાસ્તિક હશે—ડાર્વિનની શિષ્યા, લોકોના પૂર્વગ્રહો ને અ વશ્રદ્ધા સામે લડત આપવામા માનનારી પણ પોતે મધરાતે સ્નાનગૃહમાં જાય છે શેને માટે તો કહે એક કાળી બિલાડીને ઊકળતા પાણીમાં નાખી, એના શરીરમાંથી માણસની કામના પૂર્ણ કરનારુ હાડકું મેળવવા એક માણસના દિલમા પ્રેમ જગાડી, એને પોતાના તરફ આકર્ષવા માટે આવી જાતનું હાડકુ હોય છે. તને ખબર છે એની?"

પોતાનાં નાટકોને પણ એ 'વિનોદી' તરીકે જ ઓળખાવતો, ને અતરથી માનતો પણ એમ જ કે પોતે 'વિનોદી નાટકો' લખ્યાં છે એટને સાવા મોરોઝોવે જ્યારે આગ્રહપૂર્વક એમ પુરવાર કરવા માંડ્યુ કે, "ચેખોવનાં નાટકો તો 'સુખાન્ત ભાવનાટિકા (લિરિકલ કોમેડિઝ) તરીકે જ ભજવાવાં જોઈએ," ત્યારે એ ચેખોવના શબ્દો જ દોહરાવી રહ્યો હતો એ નિસશય વત છે

પરતુ સામાન્ય રીતે સાહિત્યની વાત આવતા એનુ લક્ષ 'નવોદિતો' પ્રત્યે વિશેષ જતુ એ એક હૃદયને સ્પર્શી જનાર વસ્તુ હતી બી લાઝા-રેવ્સ્કી, તેમ જ એન ઓલિગર ઉપરાંત બીજાય અનેક લેખકોનાં લાંબાં લખાણો એ પ્રશસનીય ધીરજપૂર્વક વાંચી જતો એ કહેતો · "આપણે ઘણા વધુ લેખકોની જરૂર છે સાહિત્ય એ આપણા રોજ બરોજના જીવનમાં એક નવીન વસ્તુ છે, 'સુશિક્ષિત' ગણાતા લોકો માટે પણ નોર્વેમાં બસો ને છત્રીસ માણસે એક લેખક છે, ત્યારે આપણે ત્યાં દસ લાખે માત્ર એક લેખક!"

એના રોગને કારણે કોક વાર એના ચિત્ત પર વિષાદનો ઉન્માદ

છવાઈ જતો તો કદીક માણસજાત પ્રત્યે ઘૃણાની લાગણીથી એનું મન કડું બની જતું તેવે વખતે એની જીભ અત્યંત કાતિલ બની જતી. ને એની સાથે નભાવવું મુશ્કેલ બની જતું.

એક દિવસ સોફા પર સૂતાં સૂતાં, ઘુમ્મખી ખાંસી ખાતાં ને થરમોમીટર સાથે ગમ્મત કરતાં કરતાં એણે કહ્યું •

" મરવા વાસ્તે જ જીવવું એમાં કશી રમૂજ નથી પણ મારા આયુષ્યની દોરી પૂરી થતાં પહેલાં જ એના પર કાપ મુકાઈ જવાનો છે, એની જાણકારી સાથે જીવવું એ ખરેખર બેવકૂફી જ છે '

બીજા એક સમયે, એક ખુલ્લી બારીના કઠેડા પર બેસીને સમુદ્ર ભણી જોઈ, દૂર દૂર નજર દોડાવતાં એમએક કંઈક ચીડિયાપણાથી એ બોલ્યો

" આપણે જીવ્યે જઈએ છીએ. સારી ઋતુની આશામાં, સારો પાક થવાની આશાએ નવા પ્રેમસંબંધ બંધાવાની આશાએ પૈસાદાર બનવાની ને પોલીસ ઑફિસના વડાનો હોદ્દો મેળવવાની આશાએ – પણ મેં એક માણસ એવો નથી જોયો, જે વધારે શાણા બનવાની આશાએ જીવતો હોય આપણે આપણી જાતને આશ્વાસન આપીએ છીએ ' નવો ઝાર આવશે ત્યારે હું આજના કરતાં સારી સ્થિતિ ભોગવતો હોઈશ. ને તે પછીનાં બસો વરસમાં તો એથીય ચઢતી સ્થિતિ આવવાની પણ આવતી કાલ સારી બને તે માટે તો કોઈ કશું કરતું નથી એકંદર આખી જિંદગી વધુ ને વધુ જટિલ બનતી જાય છે, ને મરજી ફાવે તેમ વહે જાય છે લોકો વધુ ને વધુ મૂઢ બનતા જાય છે, ને જાણે જીવનના પ્રવાહથી જ અળગા પડી જાય છે ! "

ધડીક થંભીને વળી એણે કપાળમાં કરચલીઓ ચઢાવતાં કહેવા માંડ્યું

" કેમ જાણે અપંગ ભીખમંગાઓનું ધાર્મિક સરઘસ ન હોય એમ સંસારનો આ સમૂહ ચાલી રહ્યો છે '

એ પોતે એક ડૉક્ટર હતો. ને હંમેશાં ડૉક્ટરની માંદગી એના દર્દીની માંદગી કરતાં ખરાબ હોય છે. દર્દીને તો માત્ર કંઈક અનુભવ થાય છે. પણ દાક્તરને તો પોતાના બંધારણમાં ચાલી રહેલ વિનાશક અસરનો રજ રજ ખ્યાલ હોય છે. આવા કિસ્સામાં જ્ઞાન એ મૃત્યુને નિકટ લાવનારી વસ્તુ બની રહે છે.

એની આંખો અત્યંત સુંદર હતી, ને જ્યારે એ હસતો ત્યારે તો એમાં સ્ત્રીને જ સહજ એવી આર્દ્રતા ને સુકોમળ મમતાનો ભાવ ડોકાતો ને એનું બહુતઃ નીરવ હાસ્ય, એમાં માણસના હૈયાને આકર્ષનારું કંઈક વિશિષ્ટ તત્ત્વ રહેલું હતું. હાસ્યમાંથી એ પોતાના મનની પ્રસન્નતા લૂંટતો. કોઈ એવું માણસ મને મળ્યું નથી જેનું મુખ એના જેવા 'આધ્યાત્મિક' હાસ્યે ખીલી ઊઠતું હોય.. (એના હાસ્ય માટે જો "આધ્યાત્મિક" એવો શબ્દ વાપરી શકાય તો હું જરૂર વાપરવા ઇચ્છું.)

બીભત્સ વાર્તાઓ એનામાં કદી હાસ્ય પ્રેરી શકતી નહિ.

એક દિવસ એણે મને એના પ્રફુલ્લ, મમતાળુ સ્મિત સાથે કહ્યું:

"તને ખબર છે, તોલ્સ્તોય તારી સાથેના વર્તનમાં આટલો ચંચળ અસ્વસ્થ કેમ છે તે? એને તારી ઈર્ષ્યા આવે છે, એને લાગે છે કે સુલર એના કરતાં તને વધારે ચાહે છે. ખરું કહું છું તને. એણે પોતે જ મને ગઈ કાલે કહેલું: 'મને ખબર નથી, આવું કેમ થતું હશે! કોણ જાણે કેમ પણ ગોર્કિની હાજરીમાં હું સ્વસ્થ રહી શકતો નથી. સુલર એની સાથે રહે એ મને પસંદ નથી. એ સુલર માટેય સારું નથી. ગોર્કિ એક દુરાત્મા છે. એ ધર્મસંસ્થાના વિદ્યાર્થી જેવો છે, જેની પાસે એ શાસ્ત્ર ભણતાં પહેલાં પરાણે આશ્રમજીવનના સોગંદ લેવરાવાયા હોય, ને જેને સમગ્ર દુનિયા સામે ફરિયાદ હોય! એનામાં જાસૂસનો આત્મા છે. એ કોક અજાણ્યા સ્થળેથી આ ભૂમિ પર આવ્યો છે. એ ચોમેર નજર દોડાવતો, મનમાં બધું નોંધી લે છે, કે જેથી પોતાના કોક દેવ પાસે

પાછા જઈ એને બધો અહેવાલ આપી શકાય! ને એનો દેવ તો રાક્ષસ છે. વનવાસી વૈતાળ યા જલવાસી પિશાચ છે, જેનું નામ દેતાં આપણાં ગામડાંનાં બૈરાં ભ્રમી મરે છે—એવો'."

ચેખોવ આ વાત કહેતાં કહેતાં ખૂબ હસ્યો, આંખમાં પાણી આવી ગયાં ત્યાં સુધી હસ્યો. પછી આંખો લૂછી નાખતાં વળી એણે આગળ ચલાવ્યું.

"મેં કહ્યું : 'ગોર્કિ તો બહુ સારો માણસ છે.' ત્યારે કહે, 'ના ના, મને તું એવી વાત કરીશ જ નહિ એને બતકની ચાંચ જેવું નાક છે, અભાગિયા ને ખરાબ મિજાજના લોકોને જ એવું નાક તો હોય. વળી સ્ત્રીઓને એ બિલકુલ ગમતો નથી. આ બાબતમાં સ્ત્રીઓમા કૂતરા જેવી શોધક શક્તિ રહેલી હોય છે. એ હંમેશાં સારા માણસને ઓળખી કાઢે છે. સુશ્વરની પાસે નિઃસ્પૃહ ભાવે ચાહવાની અમૂલ્ય બક્ષિસ છે. એ રીતે જોઈએ તો એ માણસ એક વિભૂતિ જ છે ચાહવાની ક્ષમતા ધરાવનાર માણસ ગમે તે કરવાની શક્તિ ધરાવે છે...'"

ને ઘડીક અટકી પાછું એણે આગળ ચલાવ્યું. "હા, એ બુઢ્ઢાને ઈર્ષ્યા જ આવે છે ..અદ્ભુત માણસ છે, નહિ!..."

જ્યારે જ્યારે એ તોલ્સ્તોય વિષે વાત કરતો, ત્યારે હમેશાં એના મુખ પર લગભગ અગોચર સ્મિત દોડી આવતું. સુકોમળ લજ્જાના ભાવે ભરી એની આંખો હસી રહેતી, ને ત્યારે કોઈ અતિ નાજુક ને રહસ્યમય વસ્તુ — જેને અત્યંત જતનથી ને મમતાપૂર્વક સંઘરવાની હોય એવી રીતે, ધીમા મૃદુ કંઠસ્વરે એના વિષે વાત કરતો.

એને હંમેશાં એ વાતનો અફસોસ રહેતો કે તોલ્સ્તોયની પડખે કોઈ એકરમાન જેવી વ્યક્તિ નથી, જે આ બુઢ્ઢા ઋષિના મુખમાંથી સરી પડતા અણધાર્યા, ને ઘણી વાર તો પરસ્પર વિરોધી એવા, પણ પ્રત્યેક વક્તવ્યને ટપકાવી લે.

"તારે એ કામ કરવું જોઈએ," એણે સુલરને આગ્રહ કરતાં કહેલું, "તોલ્સતોયને તારા પર કેટલો બધો સ્નેહ છે, ને એ તારી આગળ કેટલુય બોલબોલ કર્યા કરે છે, જેમા એવી કેટલીય અદ્ભુત વસ્તુઓ કહી નાખે છે"

સુલર વિષે વાત કરતાં ચેખોવે મને એક દિવસ કહેલુ ·

"એ બહુ શાણું બાળક છે"

તદ્દન ઉપયુક્ત વસ્તુ એણે કહેલી.

એક વખત મે તોલ્સતોયને મોઢે ચેખોવની એક વાર્તાનાં વખાણ સાંભળ્યાં—કદાચ—'ધી ડાર્લિંગ' ('બીકડી')ની જ વાર્તા હતી એ

કહે, "કોઈ શીલવતી કન્યકાએ હાથે ગૂથેલી ઝાલર જેવી છે એ વાર્તા જૂના વખતમા એવી ઝલર ગૂથનારી છોકરીઓ હતી, જે જિંદગીભર પોતાનાં સુખનાં સપનાંની ભાત એ ઝાલરમાં ગૂથવાનું કામ કર્યા કરતી પોતાનાં મુગ્ધ સ્નેહનાં સ્વપ્નાંને એ એમાં ગૂથતી એમના હાથની ગૂથેલી ઝાલર પ્રેમની અસ્પષ્ટ નિર્મળ આશાઆકાંક્ષાઓથી તરબતર હોતી" તોલ્સતોય એટલો લાગણીપૂર્વક આ બોલી રહ્યો કે, એની આંખમાં આંસુ ચમકી રહ્યાં

પણ તે દિવસે ચેખોવના અંગમાં તાવ હતો મ થુ હેઠુ ઢાળીને મૂગો મૂગો બેઠા જ રહ્યો એના ગાલ પર ભાતભાતનાં ચાઠાં દેખાતાં હતાં પોતાનાં ફ્રેમ વિનાનાં ચશ્માંને સભાળપૂર્વક લૂછતાં, કંઈક અડવી રીતે, ધીમે સાદે એટલુ જ કહ્યું :

"એમાં મુદ્રણની કેટલીક ભૂલો રહી ગઈ છે"

ચેખોવ વિષે હજી ઘણુ ઘણું લખી શકાય એમ છે તે માટે બહુ ચોકસાઈપૂર્વકનાં વર્ણનોની અપેક્ષા રહે છે ને એ મારી ફાવટની વસ્તુ નથી. એને વિષે તો એવી રીતે લખવુ જોઈએ, જે રીતે એણે

પોતાની 'ધ સ્ટેપી' નામની વાર્તા લખી છે—એક ખુશમોદાર, ખુશ્લી આમોદવાની, પૂરેપૂરી રશિયન વાર્તા: ચિંતનાત્મક, આરતભરી. જાણે પોતાને જ મારેની વાર્તા.

એ એવો માણુસ છે, જેનું સ્મરણ કરવું એ પણ એક લહાણુ છે. એકાએક ચિત્તને પ્રફુલ્લ કરી દેનાર આહ્લાદના પમરણ જેવી એ વસ્તુ છે—જે જીવનના હેતુને ફરી એક વાર આપણી આગળ સ્પષ્ટ કરી દેખાડે છે.

માનવી જ આ સચરાચર વિશ્વની ધરી છે.

ને એના દુર્ગુણો?—તમે સવાલ કરી ઊઠશો—એની ઊણપો!

આપણે બધાં જ આપણા સહવાસી સાથીઓના પ્રેમના ભૂખ્યા જીવ છીએ. ને માણુસ ભૂખ્યો હોય છે, ત્યારે તો અડધો કાચો ઉતારેલો રોટલો પણ એને મીઠો લાગે છે.



# વ્લાદિમિર કોરોલેન્કોનો સમય

મે માસની એક શુષ્ક પરોઢે પવનના હિંડોળે ચઢેના દિવસે મેં ઝારત્સીન છોડ્યુ, ત્યારે મને આશા હતી કે સપ્ટેમ્બર સુધીમાં તો હું નિઝની-નોવગોરોદ પહોંચી જઈશ.

પ્રવાસનો કેટલોક પથ મે માલગાડીઓના ગાર્ડોની કૃપાથી બફર–આગળના પંખા પર બેસીને મુસાફરી કરી કાપી નાખ્યો, બાકીનો રસ્તો પગે ચાલીને, ગામડે ગામડે, યા દેવળના મઠોમાં કામ કરી, મારો રોટલો રળતાં રળતાં કાપ્યો દોન પ્રદેશ વટાવીને તામ્બોવ ને ર્યાઝાન પરગણામા થઈ, ઓકા નદીને કાંઠે કાંઠે પ્રવાસ કરતાં મે મોસ્કોની દિશામાં વળાંક લઈ લીધો, ને સીધો તોલ્સતોયને મળી લેવા ખામોવ્નિકી જિલ્લામાં પેઠો. ત્યા પહોંચ્યો ત્યારે સોફિયા આન્દ્રયેવ્નાએ મને ખબર આપ્યા કે તોલ્સતોય તો ત્રોઈસ્કો–સર્જિયેવ્સ્કાયાના મઠમાં ગયેના છે હું સોફિયાને વાડામાં, જ્યાં ચોપડીઓથી ઠસોઠસ ભરેલી એક છાપરી હતી તેના બારણા આગળ, મળ્યો. ત્યાથી તેઓ મને રસોડામાં લઈ ગયાં ને મમતાપૂર્વક એક કાફીનો પ્યાલો ને રોટલો મારા મોં આગળ પીરસી વાતવાતમાં મને કહેવા લાગ્યાં કે ' ઘણા બધા શકારપદ રખડુઓ " તોલ્સતોય સુધી પોતાનો રસ્તો કરતા પહોંચી જાય છે ને આપણા આ રશિયામાં એદીઓનો તો કઈ તોટો જ નથી આ વસ્તુ તો મે મારી સગી આંખે જોયેલી હતી એટલે અપ્રમાણિકતાના રજમાત્ર ભેદ વિના મે મનથી સ્વીકારી લીધુ કે, આ ચતુર સ્ત્રી પોતાના નિરીક્ષણમાં બિલકુલ સાચી હતી

સપ્ટેમ્બરના અંતિમ દિવસો હશે શરદની વર્ષાના ધોધમાર ઝાપટાથી ધરતી ભીંજાઈ રહી હતી ઠંડા પવને બાંટવાદાર ખેતરો પર

હડિયાદોટી માંડી દીધી હતી. જંગલની વનરાઈએ ભાતભાતના રંગબેરંગી વાઘા સજી લીધા હતા. એમ તો આ બહુ સુંદર મોસમ ગણાય પણ તે પગપાળા મુસાફરી કરનારને માટે, ને એમાંય જેના જૂતામાં કાણાં પડી ગયાં હોય તેને માટે, તો નહિ જ.

મોસ્કો રેલવેના માલગાડીઓવાળા યાર્ડમાં મેં એક ગાર્ડને સમજાવી, આઠ ચરકાસી સાદિવાળા એક ઢોરોના ડબ્બામાં મુસાફરી કરવાની રજા મેળવી લીધી હતી એ આઠેય સાદિ ઠેઠ નિઝની–નોવગોરોદના કતલખાના સુધીના મુસાફર હતા. એમાંના પાંચ તો મારી સાથે બહુ સારી રીતે વર્ત્યાં પણ બાકીના ત્રણે, કોણ જાણે શાય કારણથી, મારા પ્રત્યે કૃપા દેખાડી નહિ ને આખે રસ્તે મને પજવવા માટે એમનાથી થાય એટલું કરી છૂટયા ને જ્યારે જ્યારે એમને પોતાની જીત થઈ એવું લાગ્યું ત્યારે ત્યારે, જોર જોરથી નસકોરાં બોલાવી યા ભાંભડીને, એમણે પોતાનો સંતોષ પ્રકટ કર્યા કર્યો.

ને પેલા ધનુષપગા ને ભરાવદાર મૂછોવાળા દારૂડિયા ગાર્ડે મારા સહપ્રવાસીઓને ખવડાવવાની ફરજ મારે માથે નાખી દીધી હતી. જ્યારે જ્યારે ટ્રેન કોઈક સ્ટેશન પર થોભતી, ત્યારે એ બારણામાંથી ઘાસનો પૂળો મારા ડબ્બામાં ફગોળતો ને મને બૂમ મારી કહેતો:

"લે, આ એમને પીરસ!"

પૂરા ચોત્રીસ કલાક મેં આ સાદિઓના સહવાસમાં ગાળ્યા, ને તે દરમિયાન ભોળાભાવે માન્યા કર્યું કે જિંદગીમાં આથી વધુ ઝેરીલાં પ્રાણીનો ભેટો મને કદી થવાનો નથી

મારા ખલતામાં કવિતાઓથી ભરેલી એક આખી પોથી પડેલી હતી, ને એક સુંદર ગદ્ય કાવ્ય હતું, જેનું શીર્ષક હતું: 'ઘરડા ઓક વૃક્ષનું ગીત'.

મારામાં આત્મવિશ્વાસનું લક્ષણ હમેશાં ઓછું રહ્યું છે. તેમાંય હજી એ વખતે તો હું લખવેવાંચવે અર્ધદગ્ધ જેવો હતો છતાં હું

અંતરથી માનતો કે મેં એક અદ્‌ભુત કાવ્યનું સર્જન કર્યું છે. એ કાવ્યમાં મેં મારી વિવિધરંગી, કપરી જિંદગીનાં દસ વર્ષના ગાળામાં જે જે કંઈ ઊર્મિઓ અનુભવેલી એનો નિચોડ ઠાલવ્યો હતો. ને મને ખાતરી હતી કે, કોઈ પણ વિદ્વાન માણસ પણ જો એક વાર મારું આ કાવ્ય વાંચશે તો એમાં રહેલી નવીનતાથી વિસ્મિત થયા વિના નહિ રહે. ને મારા આ મહાકાવ્યમાંથી તરી આવતું સત્ય આ સમગ્ર પૃથ્વીના વસનારાંઓની આંખને ચમકાવી દેશે ને તેમ થતાં તત્કાલ આ ધરાપટ પર બધે સચ્ચાઈથી ભરપૂર, પવિત્ર, બેફિકર જિંદગીનો આરંભ થઈ જશે—ને, મારે બસ આટલું જ તો કરવું હતું !

નિઝની–નોવગોરોદમાં હું એન. વાય. કારોનિનને મળ્યો. અનેક વાર એને ઘેર ગયો પરંતુ તેમ છતાં મારી આ ફિલસૂફીભરી કૃતિ એને બતાડવાની હિંમત કરી શક્યો નહિ એ બીમાર નિકાલાઈ કારોનિનને જોતાં એને પ્રત્યે મારા દિલમાં કરુણાની લાગણી પેદા થતી. એને જોઈને મારા સમગ્ર અંતરને છાઈ દેતા ભાવથી હું ભરાઈ જતો જાણે, આ માણસ ભારે નિષ્ઠાપૂર્વક, અત્યંત કષ્ટ કરીને કોઈ અતિમહત્ત્વની વસ્તુનું ચિંતન કરી રહ્યો છે.

"એમ હોય પણ ખરું," એ કહેતો ને પોતાનાં નસકોરાંમાંથી સિગારેટના ધુમાડાનાં વાદળ ઉડાડતો, વળી પાછો લાંબો દમ ખેંચતો, હળવું હસીને એ વાક્ય પૂરું કરતાં એ કહેતો : "ને એમ ન પણ હોય"

એની સાથેનો વાર્તાલાપ મને ભારે વિસ્મયમાં નાખી દેતો મને ઊંડે ઊંડે લાગ્યા કરતું કે, આ પીડિત આત્મા જરૂર કંઈક નિરાળી વાત કરવા, વધુ ચોક્કસપણે કંઈક કહેવા સરજાયેલો છે, આ ઉપરાંત, એને માટેની મારી લાગણીને કારણે એની સાથેના વ્યવહારમાં રખેને હું એની લાગણી દૂભવી બેસું, એને દુઃખી કરું, એ બીકે હું વધુ સાવચેત રહી વર્તવા લાગ્યો

નિર્વાસનની સજા પૂરી કરી પાછો વળતાં એ થોડા દિવસ કઝાન ખાતે રોકાયેલો ત્યારે હું એને મળેલો. એને જોઈને મારા મન પર

એના વિષે એવી ગાઢ છાપ ઊઠી આવી હતી કે, જાણે આ માનવીને એની આખી જિંદગી એ સ્થિતિમાં જીવવું પડ્યું છે, જે સ્થિતિમાં જીવવાની એને બિલકુલ ઇચ્છા ન હતી

"તો હું અહીંયાં આવ્યો જ શાને માટે?" — આ શબ્દો, હાથનારીવાળાઓના ગંદા વાડામાં આવેલી ધરમશાળાની અડોઅડ આવેલી એક મેડી પરની ધુમાડિયા ઓરડીમાં હું એને પહેલવહેલો મળવા ગયેલો ત્યારે, મારા કાને અથડાયેલા. ઓરડીની વચ્ચોવચ એક લાંબો પાતળો ઢળેલા ખભાવાળો માણસ વિચારપૂર્વક એના હાથ પરની એક મોટી કાંડા ઘડિયાળના ડાયલ ભણી તાકતો ઊભો હતો એના બીજા હાથની આંગળીઓ વચ્ચે એણે સિગરેટ પકડેલી હતી ઘર માનિક એસ. જી સેમેનવના સવાલોના ટૂંકા જવાબ આપતો એ ઓરડાની વચ્ચોવચ આંટા મારી રહ્યો હતો એની ટૂંકી દૃષ્ટિવાળી નિર્મળ, બાળક જેવી આંખો કંઈક કનાન્ત ને વ્યગ્ર લાગતી હતી. એના ગાલ ને દાઢી લાંબા ટૂંકા સોનેરી વાળથી છવાયેલાં હતાં એની ચોખૂણિયા ખોપરી પર જુવાન પાદરી જેવા સીધા ને લાંબા રૂક્ષ વાળ ઊગેલા હતા. પોતાનો ડાબો હાથ એના કરચલિયાળા પાટલૂનના ગજવામાં ખોસી અંદર પડેલા તાંબાના સિક્કાને રમાડી રહ્યો હતો એના જમણા હાથમાં પકડેલી સિગરેટને એ કડકગના હાથની લાકડીની જેમ આમથી તેમ હલાવી રહ્યો હતો વચ્ચે વચ્ચે એ સિગરેટનો દમ ખેંચતો રહેતો, વારવાર સુકી ઉધરસ ખાતો, ઘડિયાળમાં જોઈ સમયની નોંધ લેતો, ને હેઠ વડે અફસોસના સિસકારા બોલાવતો હતો એના હાડપિંજર જેવા અડવા બાંધાના દેહની હિલચાલ જોતાં મનમાં થતું કે જાણે મરણતોલ થાક ચડી ગયેલો કોઈ માણસ હોય તો તે આ જ ઓરડો ધીરે ધીરે ભારેખમ મુખમુદ્રાવાળા અડધોએક ડઝન વિદ્યાર્થીઓ, એક ભઠિયારો ને વાસણને કલાઈ ચડાવનારો એક કારીગરથી ભરાઈ ગયો

કારોનિને ક્ષયપીડિત માણસના ઘોઘરા સાદે પોતાના નિર્વાસનની પરાક્રમગાથા એમની આગળ બયાન કરી ને રાજકીય નિર્વાસિતો

અત્યારે કેવા પ્રકારનું વલણ ધરાવી રહ્યા છે, એ બાબત એમને વાત કરી કોઈનીય સામે જોયા વિના એ બોલ્યે જતો હતો. કેમ જાણે પોતાની જાત સાથે જ વાત કરતો હોય. વચમાં વચમાં એ ઘડીક અટકી જતો, ને પોતાની આસપાસ અવશ નજર દોડાવતો, બારીની પાળ પર બેસી જતો એના માથા ઉપરના ભાગમાં છાપરામાં એક બાકોરું ઉઘાડું રાખવામાં આવ્યું હતું. એમાં થઈ ઠંડો પવન ફૂંકાઈ રહ્યો હતો, જેમાં છાણ ને ઘોડાના મૂતરની દુર્ગંધ ભરેલી હતી. એ પવનથી કારોનિનના માથા પરના વાળ ઊડતા હતા. ઊડતા વાળને એના હાથની લાંબી લાંબી આંગળીઓ વડે સરખા કરતો એ, લોકોના સવાલોના જવાબ આપી રહ્યો હતો,

"એય શક્ય તો ખરું જ. પણ પરિસ્થિતિ એવી જ છે, એની મને ખાતરી નથી...હું નથી જાણતો...હું કહી શકતો નથી..."

જુવાનિયાઓને કારોનિન ગમ્યો નહિ. એ લોકો હમેશાં એવા માણસને સાંભળવા ટેવાયેલા હતા જે બધું જ જાણતો હોય, જે સારી રીતે બોલી શકતો હોય. આથી કારોનિનના સાવચેતીભર્યા ઉદ્ગારોની આલોચના કરતાં એમના મુખમાંથી વ્યંગભર્યો કટાક્ષ સરી પડયો; "બીધેલ સસલું છે!"

પણ મારા સાથી કલાર્કવાળાએ કહ્યું કે, કારોનિનની વિચારપૂર્ણ બાળક જેવી સરળ દૃષ્ટિ ને એના વક્તવ્યમાં વારંવાર ટપકી પડતા 'હું નથી જાણતો' વાક્યને બીજા જ પ્રકારના ભય લેખે ગણાવી શકાય; ને તે એ કે, જીવનની જટિલતાથી સુપરિચિત એવો આ માણસ પોતાને સાંભળવા ટોળે વળેલ મુગ્ધ શ્રોતાવર્ગને પોતે પ્રામાણિક રીતે ખાતરીપૂર્વક માનતો હોય એથી વધારે પડતું કંઈક કહીને ઊંધે માર્ગે દોરવા તૈયાર નથી. જીવનના સીધા પરિચયમાં આવેલા—આનાતોલી ને મારા જેવા તો—પુસ્તકિયા જ્ઞાન ધરાવનારા લોકો તરફ જરા સંશયથી જ જોવાનું પસંદ કરનારા. આથી નિશાળિયા છોકરાઓને તો અમે બહુ

સારી રીતે જાણતા, તે અમે જોયું કે અત્યારે એ લોકો વધારે પડતા ગભીર હોવાનો ડોળ કરી રહ્યા હતા

મધરાત વીતતાં કારોનિને અચાનક અધવચ્ચે જ પોતાનો વાર્તાલાપ થભાવી દીધો ને ઓરડાની વચ્ચોવચ આવી સિગરેટના ધુમાડા કાઢતો ઊભો રહ્યો પછી બેઉ હાથની હથેળી વડે ખૂબ જોર જોરથી એણે પોતાનો ચહેરો ઘસ્યો, કેમ જાણે અદશ્ય પાણી વડે મોં ન ધોતો હોય. તે પછી પોતાના પટ્ટામાંથી ઘડિયાળ બહાર ખેંચી કાઢી, પોતાના નાક જેટલી નજદીક આણી જોઈ રહેતાં એણે ઉતાવળા ઉતાવળા કહ્યું,

' વારુ, તો હવે, મારે જવુ જોઈશે મારી દીકરી બીમાર છે બહુ બીમાર છે નમસ્તે .

ને એના ભણી લબાવાયેલા હાથોને પોતાના ગરમ ગરમ હાથની હથેળીમાં લઈ, ભાર દઈ દબાવતાં હસ્તધૂનન કરી, શરીર ડોલાવતી ચાલે એ ઓરડા બહાર નીકળી ગયો ને તે પછી આવા વાર્તાલાપોના પરિણામરૂપ હમેશનો — અનિવાર્ય એવો આંતરિક વિવાદ અમારી વચ્ચે શરૂ થઈ ગયો

નિઝની–નોવગોરોદના બુદ્ધિજીઓમાં તે સમયે પ્રસરી રહેલ તોલ્સ તોયવાદી હિલચાલ પ્રત્યે કારોનિન બહુ આતુરતાપૂર્વક નજર રાખી રહ્યો હતો. સિમ્બિરર્ક પરગણામાં તો તોલ્સતોય વસાહતોની યોજનાને ઝડપભેર તૂટી પડતી એણે જોઈ ' બોરસ્કાયા કોલોની નામની પોતાની વાર્તામાં એણે એ પરિસ્થિતિનું ચિત્ર પણ આલેખ્યુ છે

'ખેડુની ભૂમિકા પર પાછા ચાલ્યા જવા કોશિશ તો કર," એણે મને સલાહ આપતા કહેલુ " ત્યાં કદાચ તને વધારે ગોઠી જાય'

પરતુ આત્મ–પ્રતારણાના આત્મઘાતી પ્રયોગમાં હવે મને રસ રહ્યો નહોતો તે ઉપરાંત તોલ્સતોયવાદી સિદ્ધાંતોના આદ્ય પુરસ્કર્તાઓમાંના એક ભાઈ એમ. નોવોસ્યોલોવ, જેમણે ત્વેર તેમજ સ્મોલેન્સ્કમાં સઘો ( આરટેલ્સ ) સ્થાપેલાં તેઓ જ પાછળથી ફિરેયા તોલ્સતોયના કટ્ટા

દુશ્મન તરીકે બહાર પડી 'ઓર્થોડોક્સ ચર્ચ રિવ્યુ' નામના સામયિકમાં જોડાઈ ગયેલા એમની બધી વાતો મારી આંખો સામે હતી.

આ ભાઈ પણ એક લાંબા ચોડા પડછંદ દેહના આદમી હતા. શારીરિક શક્તિ ધરાવતા. બળદો હાંકવાની બાબતમાં તો આદિ પ્રકૃતિના માણસ કહી શકાય તેવા એમના વાણી ને વર્તનમાંથી નીતરતી અશિષ્ટતાની તો વાત જ કરવાની નહિ એમની અશિષ્ટતાના પડ હેઠળ છુપાવેલી લાલસા ને મહત્ત્વાકાંક્ષાને હું પામી ગયો હતો 'સંસ્કૃતિ'ને તો એમણે બરછટપણે નકારી કાઢી હતી .એ વસ્તુએ મને બહુ જ નારાજ કરેલો કારણ મારે મન સંસ્કૃતિ–સંસ્કારિતા એક એવું ક્ષેત્ર હતું, જેના તરફ હું અનેક કષ્ટ સહીને, મારા માર્ગમાં આવતા અસંખ્ય અંતરાયોને વટાવતો, મારી યાત્રા ચાલુ રાખી રહ્યો હતો

નેચાયેવિસ્ટ ઓરલોવને ઘેર મારે એની સાથે ઓળખાણ થયેલી. ઓરલોવ હીઓપાર્ડી ને ફ્લોબર્ટના અનુવાદક હતા તથા "સમર્થ સાહિત્યકૃતિઓ"ના પ્રકાશનની એક સરસ શ્રેણી પ્રગટ કરતા હતા એને ત્યાં બેસીને પેલા બુદ્ધિમાન, અતિ સરકારી બુઢ્ઢા માણસે એક આખી સાંજ "તોલ્સતોયવાદ"ની ઠેકડી કરવામાં, ને એનાં છોતરાં ઉખાડવામાં જ ગાળેલી તે દિવસોમાં મને એ સિદ્ધાંતો પ્રત્યે કંઈક આકર્ષણ હતું અલબત્ત મારે મન એનું સ્થાન કામચલાઉ નિવૃત્તિ માટેના એક શાંત સૌમ્ય સ્થળ સમું હતું, કે જ્યાં બેસી હું ઘડીક વિસામો લઈ શકું; ને મારા જીવનમાં જે કંઈ વીતી ગયું હતું એનું ચિંતવન કરી શકું

હું જાણતો હતો કે, વી જી કોરોલેન્કો નિઝની–નોવગોરોદમાં જ રહે છે. મેં એની વાર્તા—'માકા'નું સ્વપ્ન"—વાંચેલી જોકે મને કંઈ એ ખાસ ગમેલી નહિ

એક દિવસ વરસતા વરસાદમાં હું મારા એક મિત્ર સાથે રસ્તા પર નીકળ્યો હતો પેલાએ બાજુમાં જોયું ને કહ્યું

'કોરોલેન્કો"

એક મજબૂત, પહોળા ખભાવાળો માણસ રૂંછાંવાળો ઓવરકોટ પહેરીને લાંબા મક્કમ ડગલાં ભરતો, પથ્થર ટાંક્યા રસ્તા પર થઈ ચાલ્યો જતો હતો પાણીચૂતી છત્રી હેઠળ ઢંકાયેલું, વાંકડિયા વાળવાળું એનું માથું મારી નજરે પડ્યું એને જોતા મને ઢોરનો વેપાર કરનારા તાંબોવવાસી સાંભરી આવ્યા. એ જાનને ધિક્કારવા માટે મારી પાસે પૂરતાં કારણો હતાં ને કોરોલેન્કોનેય જોતાંવેત મને એની જોડે ઓળખાણ કરવાની ઇચ્છા ન થઈ પોલીસના જનરલને મોઢેથી એનું નામ સાંભળી, પરિચય માટેના કરેલા એમના આડકતરા સૂચન છતાં—રશિયામાં માણસના જીવન સાથે જે રમૂજ ખેલાતી એનો આ એક દાખલો હોવા છતાં—મારા મનમા એના પરિચય માટેની ઉત્સુકતા સળવળી સુધ્ધાં નહિ

મારી ધરપકડ કરીને પોલીસે મને ચાર મિનારાવાળી નિઝની-નોવગોરોદની જેલમાં પૂરી દીધો હતો મારી વર્તુળાકાર કોટડીમાં રસ પડે એવુ કશુ જ હતુ નહિ કેવળ એનાં લોખંડની પટ્ટીઓમા મઢેલ બારણા પર એક સૂત્ર કોતરેલું હતુ :

"સમગ્ર જીવન એક કોષ(cell)માંથી પ્રકટે છે"

લાંબા સમય સુધી આ શબ્દોનો અર્થ શોધતુ મારુ મન ગૂંચવાયા કર્યું મને ખ્યાલ જ ન આવ્યો કે આ તો જીવશાસ્ત્રનું એક સૂત્ર છે. મારા મને નક્કી કર્યું કે, જરૂર આ કોઈ વિનોદી જીવના ભેજામાંથી નીકળેલો તુક્કો છે

મને જનરલ પોઝનાન્સ્કી પાસે પૂછપરછ ને ઉલટ તપાસ માટે લઈ જવામાં આવ્યો

જનરલે મારા હાથમાંનાં કાગળિયાં લઈ, એની ભરાવદાર લાલ લાલ હથેળી વડે થાબડતાં ગૂગણા અવાજે કહ્યું :

"આ કાગળિયામાં તારી કેટલીક સારી કવિતાઓ રહી ગઈ છે .. ગમે તેમ હોય પણ તુ લખવાનુ છોડતો નહિ! સુંદર કવિતા વાંચવા મળે એય એક મોટો આનંદ છે"

ને ખરે જ મારા માટે પણ આ એક આનંદની જ વાત હતી કે જનરલના હૃદય સુધી પણ અમુક સત્યો પહોંચાડી શકાયાં કવિતાની આગળ વપરાયેલો 'સુંદર' શબ્દ ખાસ મારી જ કવિતા માટે વપરાયો હશે, એમ મેં ન માન્યું. ને એ દિવસોમાં તો એવા બુદ્ધિજીવી માણસ બહુ ઓછા હતા, જે જનરલની કાવ્ય સુલવણી જોડે સંમત થઈ શકે.

આઈ. આઈ. સ્વેરેન્ત્સોવ—પોતે લેખક, ગાર્ડનો ઑફિસર, ને એક વખત તો નિર્વાસનની સજા ભોગવી આવેલ માણસ હતો, તે ગ્લાનિભરી 'આહ! આહ!' વાળી વાર્તાઓ લખતો, ને 'નારોદ્નાયા વોલ્યા' (લોક સંકલ્પ) નામના સમાજ વિષે, ખાસ કરીને વેરા ફિગનર વિષે, બહુ મમતાળુ હૈયે વાત કરતો. એની આગળ મેં ફોફાનોવના કાવ્યની બે પંક્તિઓ વાંચી :

તમે શું બોલ્યાં તે તો મેં કંઈ સાંભળ્યું નહિ
પણ મને લાગે છે કે તમે કંઈક નાજુક..

આ સાંભળી નસકોરાં ફુલાવતાં, ગુસ્સો વ્યક્ત કરતાં એણે કહ્યું :

"નકામો બકવાસ! કદાચ એને એણે ઘડિયાળનો સમય જ પૂછ્યો હશે, ને ત્યાં તો એ ફિદા થઈ ગયો...! બેવકૂફનો સરદાર નહિ તો!"

આ જનરલ ખૂબ ભારે બદનનો, ભૂખરા રંગનો, તૂરેલાં બટનવાળો કોટ ને ઢગલડા વગરનું ભૂખરું પાટલૂન પહેરેલો માણસ હતો. આર્દ્ર, નિસ્તેજ આંખોની ઉદાસ દૃષ્ટિ વડે જોઈ રહેતો. એના ચોરસવાળા ચહેરા પર બેઉ લમણે પાકેલા વાળની છાંટ, ને રાતી નસોની જાળ ઊપસી આવેલ દેખાતી હતી. કેમ જાણે કોઈ તરછોડાઈ ગયેલ માણસ હોય—એના પ્રત્યે કરુણા જાગે એવો. મને તો એ સાવ ન ગમે એવો માણસ ન લાગ્યો. એને જોઈને મને જાતવાન કૂતરો યાદ આવ્યો, જે ખૂબ થાકેલો ને ઘરડો હોવાને કારણે ભસવાની તાકાત પણ ગુમાવી બેઠો હોય

એ. એફ. કોનીના ભાષણોનો સમૃદ્ધ વાચનાં મને આ જનરલના જીવનની કરુણતાનો ખ્યાલ આવેલો. મને ખબર હતી કે એની એક દીકરી કુશળ પિયાનિસ્ટ કલાકાર છે, ને આ જનરલ પોતે અફીણનો બંધાણી છે. નિઝની-નોવગોરોદમાં સ્થપાયેલ 'ટેકનિકલ સોસાયટી'નો એ સ્થાપક તેમજ પ્રમુખ હતો, ને પોતાની સોસાયટીની સભાઓમાં હુન્નર ને ગૃહઉદ્યોગોને ઉતારી પાડવા છતાં, એણે પોતે આખા પરગણામાં બનતી આવી વસ્તુઓના વેચાણ માટે શહેરના મુખ્ય લત્તામાં એક દુકાન ખોલી હતી ને એ જ પોતે પોતાના જ દેશબંધુઓની—કોરોલેન્કો ને ગવર્નર બારાનોવની—નિન્દા કરતા અહેવાલ પિટર્સબર્ગ મોકલતો.

જનરલની આસપાસની પ્રત્યેક વસ્તુ ઉપેક્ષા ને અવગણના સૂચક કરતી. કરચલી વળી ગયેલ બિછાના પરનાં વસ્ત્રો ચામડાના સોફા પર જેમ તેમ પડ્યાં હતાં એની હેઠળથી એક ગંદો જોડો ને કેટલાય ભારે વજનનો આલાબાસ્ટર પથ્થર ડોકાઈ રહ્યો હતો. ચાફિન્ચ, ગોલ્ડફિન્ચ, ને બુલફિન્ચ નામનાં પખી બારીની વચ્ચોવચ લટકતા પીંજરાંમાં આમથી તેમ કૂદાકૂદ કરતાં હતાં. એના અભ્યાસખંડના ખૂણામાં પડેલા એક મોટા ટેબલ પર ફીઝિક્સનું એપરેટસ જેમતેમ પડેલું હતું. મારી સામેના ટેબલ પર 'થીયરી ઑફ ઇલેક્ટ્રિસિટી' નામનું ફ્રેંચ ભાષામાં લખેલું એક જાડું થોથું ને સેચેનોવનું લખેલ 'રિફ્લેક્સિસ ઑફ ધ સેરેબ્રલ હેમિસ્ફીઅર' નામનું પુસ્તક પડ્યાં હતાં.

બુઢ્ઢો આખો વખત એ જાડી ટૂંકી સિગરેટમાંથી દમ ખેંચ્યા કરતો હતો. તે ધુમાડાના ગોટેગોટ કાઢતો ઓરડાને ભરી રહ્યો હતો. એની તમાકુમાં કદાચ અફીણ તો નહિ ભેળવેલું હોય, એવો મૂર્ખામીભર્યો ખ્યાલ મારા મગજમાં ચમકી જતાં, એ ધુમાડાએ મને કંઈક અસ્વસ્થ બનાવી મૂક્યો હતો.

"તું કયા પ્રકારનો ક્રાંતિકારી છે?" એણે, ખીજ ઉતારતો હોય એમ મને સવાલ કર્યો. તું નથી યહૂદી, કે નથી પોલેન્ડનો. તું લખે છે સારું—પણ એથી શું? આમ જો, હું તને છોડી મૂકું, તે પછી તારું

લખાણ તું કોરોલેન્કોને બતાવજે—એને ઓળખે છે તું? નથી ઓળખતો? એ ગભીર લેખક છે—તુર્ગેનેવ જેવો જ..."

એક ભારે, દમ ઘૂંટી નાખે એવી વાસ જનરલની આસપાસ ફેનાઈ રહી હતી. ના છૂટકે, પરાણે એક પછી એક શબ્દને ઢસડીને લાવતો હોય, એમ પ્રયાસપૂર્વક એ બોલતો હતો એને સાંભળનાં બહુ કંટાળો આવતો હતો. મે એના ટેબલની બાજુમાં પડેલી એક શો કેસમાં નજર નાખી એમાં ગોઠવેલ ધાતુની ટીકીઓ જોવા માંડી.

મારી આંખની દષ્ટિ નોંધતાં જનરલ, એની ખુરશીમાં જરા ટટ્ટાર થઈ ને બેસતાં બોલ્યો : "તને એમા રસ છે?"

પોતાની ખુરશી ખેચીને શો કેસની નજીક લાવી, એનું ઢાંકણું ઉઘાડતાં વળી એણે કહ્યુ :

"ઐતિહાસિક ઘટનાઓ ને વ્યક્તિઓની સ્મૃતિમાં તૈયાર કરેલા ચંદ્રકો છે એ બધા આ બેસ્ટાઈલનો કિલ્લો લીધો તે વેળાનો પ્રસંગ —આ વળી અબુકિરમાં નેલ્સનને વિજય મળ્યો તેનું સ્મરણ—ફ્રેંચ ઇતિહાસ વાંચ્યો છે તે? આ સ્વિટ્ઝર્લૅન્ડનું યુનિયન મન્યુ તેની યાદ, ને આ છે તે નામાંકિત ચાલવાનીનું સ્મરણ — જો તો ખરો, કેટલી સુદર કારીગરી છે! આ કુવિયર. .જોકે એ એટલો બધો સરસ નથી."

એના રાતા ચોળ નાકની દાંડી પર અટકાવી રાખેલ એનાં ફ્રેમ વિનાનાં ચશ્માં થરકી ઊઠ્યાં, એની આર્દ્ર આંખો કંઈક વધુ જીવત બની, ને એ ચંદ્રકોને પોતાની જાડી જાડી આંગળીઓ વચ્ચે ખૂબ કાળજી પૂર્વક, એવી રીતે રમાડી રહ્યો, કેમ જાણે એ તાંબાની ધાતુના નહિ પણ કાચના બનેલા હોય

"સુંદર, કલામય!" એ બબડ્યો ને હાસ્યજનક રીતે હોઠ લબાવી, ફૂંક મારી એણે ચંદ્રકો પરની ધૂળ ઉડાડી.

મને પણ ખરેખર આ ધાતુના ચંદ્રકોની કારીગરી ખૂબ ગમી

ગઈ હતી. ને હું જોઈ શક્યો કે એ બુઢ્ઢો માણસ પણ ખૂબ મમત-પૂર્વક એ બધાને ચાહતો હતા.

શો કેસનું ઢાંકણું વાસી દેતાં એક નિશ્વાસ નાખી એણે મને સવાલ કર્યો - "તને ગીત ગાતાં પખીઓ ગમે છે?" એ એક એવું ક્ષેત્ર હતું જેમાં મારો પગ બહુ સધ્ધર હતો. જનરલ કરતાં પણ એ વાત મને વધારે મારી પોતાની લાગતી હતી. ને પછી તો અમારી વચ્ચે પખીઓ વિષે સ્ફૂર્તિદાયક વાર્તાલાપ શરૂ થઈ ગયો.

બુઢ્ઢાએ મને જેલમાં પાછો મોકલી દેવા માટે પોલીસ બોલાવી મગાવી હતી. સ્થૂળ દેહી કોર્પોરલ આવી, બારણા વચ્ચે ઊભો રહી, એના સાહેબને સલામી આપી એના હુકમ માટે તત્પર થઈ ઊભો હતો પણ એનો વડો તો હજી મારી સાથે ઊમના ચટકાગ બોલાવતો પંખીઓની વાતો કરી રહ્યો હતો.

કહે : "હું ઘણું ઘણું મથ્યો, પણ હજી એક માર્ટિન મારા હાથમાં આવ્યું નથી. બહુ સુંદર પંખી છે. ગમે તેમ કહો, પણ પખીઓની જાત જ અદ્ભુત! ખરું કે નહિ? વારુ, હવે, વિદાય થા અહીંથી! ઓહ .હા" ને એણે ઉમેર્યું, "તારે લખતાં તો શીખવું જ જોઈએ. પણ તે આવું બધું નહિ...શું સમજ્યો?"

થોડા દિવસ પછી મારે વળી પાછા એ જ જનરલ સામે બેસવાનુ બન્યું. ત્યારે એ ગુસ્સામાં આવી બબડતો હતો :

"અતમત્ત, સોમેલ ક્યાં ગયો તે તું બરાબર જાણતો હતો તારે મને પહેલેથી કહી દેવું જોઈતું હતું. તો મે તને તરત છોડી મૂક્યો હોત. અને તારી ઓરડીની તલાશી લેનાર ઓફિસરની તારે મજાક ઉડાવવી નહોતી ..ને...વળી..."

પણ બોલતાં બોલતાં જ એકાએક માગ તરફ ઢળીને, હળવા દિલે એણે મજાક કરતાં કહ્યું :

"એટલે કે તે હવે પખી પકડવાનાં બંધ કર્યાં છે?"

*

એ જનરલ સાથેની આ રસભરી મુલાકાત પછી બરાબર દસ વર્ષે ફરી પાછો પોલીસને હાથ પકડાઈ ને હું નિઝની-નોવગોરોદના પોલીસ સ્ટેશનને પહોંચી મારી પૂછપરછ ને ઊલટતપાસ લેવાય એની રાહ જોતો ઊભો હતો. એક જુવાન એઈડ-ડી-કેમ્પ મારી નજદીક આવ્યો, ને મને પૂછવા લાગ્યો :

"તમને જનરલ પોઝનાન્સ્કી યાદ છે? એ મારા પિતા. ટોમ્સ્ક ખાતે તેઓનો દેહાંત થઈ ગયો. તમારા જીવનમાં એમને ખૂબ રસ હતો. સાહિત્યના ક્ષેત્રમાંની તમારી પ્રગતિ અને સિદ્ધિથી તેઓ જાણકાર રહેતા. તમારી પ્રતિભાને પિછાણનાર સૌથી પહેલા એ જ હતા. મૃત્યુ પહેલાં એમણે મને કહેલું કે 'આ ચંદ્રકો તેમને (ગોર્કીને) બહુ ગમેલા, એ તું એમને આપી દેજે—' અર્થાત્ કે તમે જો એનો સ્વીકાર કરવા તૈયાર હો તો..."

હું ગળગળો થઈ ગયો; ને જેલમાથી છૂટયો ત્યારે એ ચંદ્રકો બધા મે સ્વીકારી લીધા. ને પાછળથી નિઝની-નોવગોરોદના સગ્રહસ્થાનમાં ભેટ આપી દીધા.

*

મને લશ્કરી નોકરીમાં જોડાવા માટે માન્યતા નહોતી મળી એક સ્થૂળકાય આનંદી દાક્તર — આમ તો કસાઈ જેવો દેખાતો હતો — એ સૈનિકોને એવી રીતે વીણી વીણી નોખા કાઢી રહ્યો હતો, જાણે કતલખાના માટે આખલા તપાસી તપાસીને જુદા કાઢતો હોય! એણે મારું શરીર તપાસી લીધા પછી કહ્યુ : "તારાં ફેફસામાં કાણુ છે. ને પગની નસો પણ સૂજેલી છે ..તું નકામો છે."

આ શબ્દોએ મને ચિંતામાં નાખી દીધો. હું એક લશ્કરી ભૂનિરીક્ષક( ટોપોગ્રાફર )ને ઓળખતો હતો. એનું નામ હતું પાશ્કીન યા તો પાશ્ખાલોવ.

એણે કુશકાની લડાઈમાં ભાગ લીધેલો, ને અફઘાનિસ્તાનની

સર્જકોનાં સુંદર રસપ્રદ વર્ણનો આપેલાં. આ વસંતમાં એને પામીરના પર્વતો પર રશિયન સરહદની સર્વે કરવા જવાનું થાય એવી વકી હતી. ઊંચો, ઊપસી આવેલી નસોવાળો, તંગ લાગણી પ્રધાન પ્રકૃતિનો એ માણસ, એની લશ્કરી જિંદગીનાં સુંદર તેજરંગી ચિત્રો પણ એણે દોરેલાં —કૈરોતેવની પ્રાણાલીનાં–દિલને ખુશ કરી દે તેવાં એનામાં હું કશુંક વિસંવાદી તત્ત્વ જોઈ રહ્યો હતો. આંતરિક સંઘર્ષ જેવું કંઈક ..ને એ કંઈકને જ હંમેશાં 'અસાધારણ' તરીકે ઓળખવામાં આવે છે એણે મને સમજાવવા માંડ્યું કે, 'તું સર્વે યુનિટમાં જોડાઈ જા.'

"હું તને પામીર લઈ જઈશ." એણે કહ્યું "દુનિયાનું સર્વોત્તમ દૃશ્ય તને ત્યાં જોવા મળશે — રણ. આ પહાડો એટલે તો અંધાધૂંધી, અરાજકતા, પણ રણમાં એક પ્રકારની સંવાદિતા છે."

ને એની મોટી મોટી ભૂખરી, વિચિત્ર રખડુ જેવી લાગતી આંખોને ઝીણી કરી, મૃદુ પ્યાર કરતો હોય એવા હળવા સાદે, રહસ્યભરી રીતે એણે રણના સૌંદર્યનું વર્ણન કરવા માંડ્યું. હું પ્રશંસાપૂર્વક એની વાતો સાંભળી રહ્યો — નરી વેરાન શૂન્યતા, કેવળ રેતીનો એ અનંત વિસ્તાર, એની અભંગ નીરવતા, એની આગ ઝરતી ગરમી, ને યાતનામય તૃષા આ બધાંની આટલી મન લોભાવનારી રીતે કોઈ વાત કરી શકે, એ જ મારે મન આશ્ચર્યની વાત હતી.

લશ્કરની સેવા માટે મને નાપસંદ કરવામાં આવ્યો છે, એવી વાત જાણ્યા પછી એણે મને આશ્વાસન આપતાં કહ્યું, "એનો કંઈ વાંધો નહિ ..તું એક વિનંતીપત્ર લખી નાખ, કે હું સર્વે–યુનિટમાં સ્વયંસેવક તરીકે જોડાવા માગું છું ને એને માટે જરૂરી પરીક્ષાઓમાંથી પસાર થવા રાજી છું — એટલે બસ. બાકીનું બધું હું ગોઠવી લઈશ."

મેં વિનંતીપત્ર લખીને આપી પણ દીધું; ને કંઈક વ્યગ્ર મને હું એના પરિણામની રાહ જોવા લાગ્યો. થોડા દિવસ પછી પારકોવે આવી કંઈક અચકાતાં અચકાતાં મને કહ્યું,

"એમ લાગે છે કે તુ રાજકીય રીતે ભરોસાપાત્ર માણુસ નથી, એટલે હવે આનાથી એ બાબત કઈ કરી શકાશે નહિ"

ને એણે પોતાની દૃષ્ટિ ભીંત ભણી ઢાળી દઈ, મૃદુ સ્વરે ઉમેર્યું :

"મને દુ ખ છે એ વાતનુ કે, તે મારાથી અત્યાર લગી એ વાત છુપાવી કેમ ?"

મે કહ્યુ કે, "તારી આ વાત તો મારે માટે પણ એક તાજા સમાચાર જેવી જ છે' પરતુ મને નથી લાગતુ કે એને મારા બોલ પર વિશ્વાસ બેઠો હોય તે પછી થોડા જ વખતમાં એ શહેર છોડી ચાલ્યો ગયો ને ક્રિસ્ટમસમાં તો મે એક છાપામાં વચ્યું કે, સાર્વજનિક સ્નાનગૃહમાં રેઝરથી ગળાની નસ કાપી નાખી એણે આત્મહત્યા કરી છે।

મારી જિદગી તો એ જ કષ્ટદાયક કપરો માર્ગ વટાવની રહી હતી મે એક દારૂના ગોદામમાં એના પીપ ગબડાવી મેજવાળા ભેયગામાં ગોઠવવાની ને બાટલીઓ ભરી એને બૂચ લગાડવાની નોકરી લીધી આ કામમા મારો અ બો દિવસ ચાલ્યો ગરો સાંજે મે દારૂના ભઠ્ઠીની ઑફિસમાં પત્ર મૂકચો. પણ પહેલે જ દિવસે કારખાનાના મૅનેજરની પત્નીના પાળેલા શિકારી કૂતરાએ મારા પગ હુમલો કર્યો, એની ખોપરી પર મારા પજાનો એક મુક્કો પડતાં એ ત્યાંનો ત્યાં ઢગલો થઈ પડચો. તત્ત ને તરત બીજી જ ઘડીએ મને નોકરી પરથી પાણીચુ મળી ગયુ

એક દિવસ ખરાબ મોસમને ટાણે, મે મન સાથે નક્કી કર્યું કે મારે મારાં કાવ્યો વી. જી કોરોલેન્કોને દેખાડવાં ત્રણ દિવસથી બરફનું તોફાન ફૂકઈ રહ્યુ હતુ, રસ્તાઓ પર બધે બરફના ઢગલા વળી ગયા હતા ઘરનાં છાપ। બરફની પોંચાવાળી ટોપી પહેરીને બેઠાં હતાં, જાણે રૂસરી કાનટોપી પહેરેલ પ ખીવર ન હોય બારીઓના કાચ હિમના પડળથી ઢ કાઈ ગયા હતા, આકાશમાં ફિક્કો અ ખોને આંજતો, સૂર્ય ઉત્કટ રીતે તપી રહ્યો હતો વ્લાદિમિર ગાલાકતીઓનોવિચ કોરો-

સેન્ટો શહેરને છેડે, બે મજલાવાળા એક લાકડાના મકાનમાં રહેતા હતા એમની ઓસરીની સામેના પથ્થરજડ્યા રસ્તા પર એક પાતળા બાંધાનો આદમી વિચિત્ર જેવી રુવાંટીદાર ટોપીમાં, કાન મફલરમાં વીંટાળી, ઘેંટાના ચામડાનું બંડી, ઘૂંટણ લગી પહોંચતું જેકેટ પહેરી, ઘૂંટણ લગીના વ્યાટકા ફેલ્ટના જોડા પગમાં નાખી, કુશળ હાથે એક ભારે વજનદાર પાવડો ચલાવતો બરફ ખસેડવા મંડી પડ્યો હતો.

રસ્તા પર વહી આવતા હિમરાશિને કાપતો હું એ ઓસરી નજીક પહોંચ્યો.

"તારે કોનું કામ છે ભાઈ ?"

"કોરોલેન્કોનું."

"હું જ કોરોલેન્કો."

જેના પર હિમકણ વરસી વરસી ઠરેલાં હતાં તેવી બરાબર રૂ, વાંકડિયા વાળવાળી દાઢીથી શોભતો ચહેરો મારા ભણી ઊંચો થયો. ને એ ચહેરામાંની ભદ્રતાથી ભરેલી બે ભૂખરી આંખોએ મારી સામે દૃષ્ટિ માંડી. મેં એને એકદમ ઓળખ્યો નહિ. તે દિવસે રસ્તે મળેલ ત્યારે મેં એનો ચહેરો બરાબર જોયેલો નહિ. પોતાના પાવડાના દાંડાનો ટેકો લઈ ઊભા ઊભા એણે શાંતિથી મારી વાત સાંભળી લીધી. મેં એને મારા આગમનનું પ્રયોજન કહ્યું. તે પછી કંઈક યાદ કરતો હોય એમ આંખો ઝીણી કરતાં એણે કહ્યું :

'નામ તો તારું સાંભળેલું લાગે છે. તું એ જ માણસ તો નહિ જેને વિષે મિખાઈલો એન્ટોનોવિચ રોમાસે એક વાર મને લખેલું — આ લગભગ બે માસ પહેલાંની વાત ?'

પછી મને લઈને ઓસરીનાં પગથિયાં તરફ જતાં જતાં એણે પૂછ્યું :

"તને ટાઢ નથી વાતી ? કપડાં તો કેટલાં ઓછાં પહેર્યાં છે તેં !

ને હળવા સાદે એણે ઉમેર્યું, જાણે પોતાની જાનને જ કહેતો હોય એમ "ભારે ખડતલ માણસ — રેશમાસ હોશિનાર *બેએલ કોને ખબર આજે કયાં હશે એ?"

એક નાનો, ખૂણામાંના બગીચા તરફ પડતા બારણાવાળો ઓરડો રાચરચીનાથી ખીચોખીચ ભરાયેલો હતો — બે ઢાળિયાં મેજ, ચોપડીઓના થોડા, ત્રણ ખુરસી — એ ઓરડામાં અમે બેઠા એણે હાથરૂમાલ લઈ પોતાની દાઢી લૂછતા લૂછતાં, મારા લખાણની હસ્તપ્રતનાં પાનાં ઉથલાવવા માંડયાં

' હું આ વાંચી જઈશ તારા હસ્તાક્ષર કેવા વિચિત્ર છે! તદ્દન સાદાસીધા ને ચોખ્ખા — છતાં વાંચવા જરા મુશ્કેલ લાગે છે"

મારી હસ્તપ્રત એના ઘૂટણ પર પડી હતી ,ને એ ત્રાંસી નજરે ઘડીક એનાં પાનાં ભણી તો ઘડીક મારા ભણી જોતો મને કંઈક વ્યગ્ર બનાવી રહ્યો પછી કહે ' તે આમાં એક જગાએ 'ઝિગમૅગ' શબ્દ વાપર્યો છે એમા તારી કંઈક ચૂક છે — ખરો શબ્દ 'ઝિગઝૅગ' હોવો જોઈએ '

ચૂક' છે, એમ કહેવા પહેલાં એણે જે થોડી વાર લગાડી, એ ઉપરથી મને લાગ્યુ કે પડોશીનું સ્વમાન ન ઘવાય એવી રીતે કેમ વર્તવુ તે કોરોલેન્કોને આવડે છે

"રેશમાસે મને લખેલુ કે, ખેડૂતો તો એને દારૂગોળા દાગીને ઉડાડી મૂકવાના હતા ને એક વખત તો એને સળગાવેલો પણ ખરો — ખરી વાત છે'"

આ વાત કરતાં કરતા હસ્તપ્રતનાં પાનાં ઉથલાવવાનુ તો એનુ ચાલુ જ હતું

મને કહે · "પરભાષાના શબ્દો આપણે નાછૂટકે જ વાપરવા

* યુક્રેનિયન

જોઈએ. બાકી એને બાકાત રાખવાનો નિયમ જ બરાબર છે આપણી રશિયન ભાષા પૂરતી સમૃદ્ધ છે સૂક્ષ્મમાં સૂક્ષ્મ લાગણીઓ, ભાવ ને અર્ધછાયાઓ વ્યક્ત કરવા પૂરતી શબ્દસામગ્રી એમાં પડેલી છે"

સામાન્ય ભાવે વાત કરતો હોય એમ, રોમાસ વિષે ને ગામડાની હાલત વિષે પૂછપરછ કરતાં એણે કહી નાખ્યું :

"કેવો સંયમી ને કઠોર ઉમનાભર્યો ચહેરો છે, તારો!" ને હસતાં હસતાં ઉમેર્યું, "તારું જીવન બહુ કપરું છે, નહિ!"

એની સુજનતા ભરી વાણીમાં ક્યાંય વોલ્ગા પ્રદેશની કર્કશતા નહોતી. પણ તેમ છતાં મે એનામાં વોલ્ગાના પાયલોટ સાથેનું એક વિચિત્ર સામ્ય પણ જોયું — ને તે કેવળ બેઠી દડીના, પહોળી છાતીવાળા એના બાંધામાં ને તીક્ષ્ણ દૃષ્ટિમાં જ નહિ, પરંતુ એના ભલમનસ ઈભર્યા સૌમ્ય ચારિત્ર્યમાં — જે, રેતાળ પટવાળી ચા ખડકાળ કાંઠાવાળી, વાંકીચૂકી ગતિ કરનાર નદીને કાંઠે વસનારા લોકોમાં, હમેશા જોવા મળે છે

"તું ઘણી વાર અશિષ્ટ શબ્દોનો ઉપયોગ પણ કરે છે — મને એમ લાગે છે તું એને બહુ જોરદાર માને છે લોકો ઘણી વાર એમ માનતા હોય છે

મે એને કહ્યુ : "હું જાણું છું કે મારાં લખાણમાં અશિષ્ટતા તરફ કંઈક ઝોક રહેલો હોય છે પણ શિષ્ટ સૌમ્ય શબ્દો ને લાગણીના પરિચયમાં હું ભાગ્યે જ આવેલો છું. ને આજ સુધી મને ક્યાંય એવું કામ પણ મળ્યું નથી કે જ્યાંથી હું એના પરિચય માટેનો પ્રયત્ન પણ કરી શકું"

એક શોધક દૃષ્ટિ મારા તરફ ફેંકતાં એણે મમતાભર્યા સાદે વળી કહેવા માંડ્યું :

"તું લખે છે કે, હું આ દુનિયામાં વિરોધ સુનદ કરવા આવ્યો છું ને એમ હોવાને કારણે .". અહીં 'એમ હોવાને કારણે' વાળી

રચના નહિ ચાલે. ભાષામાં એથી બેહૂદો વળાંક આવી જાય છે. તને પોતાને નથી લાગતું ?"

આ બધું મારે માટે નવીન હતું. પણ મને પોતાને તત્કાલ આ ટીકાનું તથ્ય સમજાઈ ગયું.

આગળ ચાલતાં, મારા એક કાવ્યમાં, કોઈ એક જણ દેવળનાં ખંડિયેર પર "ગરુડની જેમ" બેઠેલો હોવાની વાત આવી...

"આવી રીતે બેસવા માટે એ કંઈ બહુ યોગ્ય સ્થળ તો ન જ કહેવાય ને એ જેટલું કૂડું લાગે છે, એટલું ભવ્ય તો લાગતું નથી જ." કોરોલેન્કોએ હસતાં હસતાં કહ્યું.

ને પછી તો એણે એક પછી એક મારી 'ચૂક' વીણી વીણીને આપવા માંડી. એની સંખ્યા જોઈને જ હું તો લગભગ બસિયાણો પડી ગયો. મારા ગાલ તો સળગતા અંગારાની માફક તગતગવા લાગ્યા. મારી માનસિક સ્થિતિ જોઈને કોરોલેન્કોએ હસતાં હસતાં મને ગ્લેબ ઉસ્પેન્સ્કિની કેટલીક ભૂલોની વાત કરી. એ તો વળી એથીય ચઢિયાતી હતી. પણ હવે હું એવી સ્થિતિએ પહોંચી ગયો હતો કે મારા કાન કશું જ ગ્રહણ કરી શકતા નહોતા, ચિત્ત કશું જ સમજી શકતું ન હતું ને મને શરમના માર્યા હવે તો ક્યાંક નાસી છૂટવાનું જ મન થતું હતું. ને એ તો જાણીતી વાત છે કે, લેખકો ને અભિનેતાઓ બધા, રુવાંટીદાર કૂતરા જેવા, આળી ચામડીના હોય છે.

એને મળીને ઘેર ગયા પછી થોડા દિવસ તો હું ઉદાસીનતા ને હતાશામાં ડૂબેલો રહ્યો.

પણ મને લાગ્યું કે, આ લેખક કંઈક નિરાળો જ હતો. એ કોરોનિન જેવો ભગ્નહૃદય કે તરત સામાનું દિલ જીતી લે તેવો તો નહોતો જ — કે સ્તારોસ્તિન જેવો અજબ માણસ પણ નહોતો. સદા ઉદાસ એવા સ્વેદેન્તસોવ-ર્ઈઝાનોવ્સ્કિ જોડેય એને સરખાવી શકાય એમ નહોતો. એ સ્વેદેન્તસોવે મને એક વાર કહેલું,

"વાર્તા તો એની હોવી જોઈએ, જે વાચનના ચિત્ત પર સીધો આઘાત કરે એ એક લાકડી જેવી હોવી જોઈએ કે જેના વડે વાચકને ભતાવી શકાય કે, એ કેવો પશુ છે!"

એના શબ્દોમાં મારી ચિત્તવૃત્તિનો કંઈક પડઘો પડતો હતો કોરો લેન્કો પહેલો જ લેખક હતો જેણે મારી સાથે વજનદાર શબ્દોમા, માનવીય શબ્દોના અર્થ ને આકારની — પરના સૌંદર્યની વાત કરી હતી. એના વક્તવ્યમાંથી સ્ફુટ થતા સરળ ને સુગમ સત્યે મને આંજી નાખ્યો હતો હૈયામાં એક શકા મે અનુભવ્યુ કે, લખવુ એ કંઈ એટલી સુગમ વસ્તુ નથી મે એની સાથે બે કલાક ગાળ્યા હશે. એણે મારી સાથે ઘણી ઘણી વાતો કરેલી, પરતુ એમાં મારાં કાવ્યના વસ્તુ વિષે, યા એના મર્મ વિષે, એક શબ્દ એ બોલેલો નહિ હુ સમજી ગયો કે આની પાસેથી એ વિષે કશુ જ સારુ હુ સાંભળવા પામવ નો નથી

પપ્પવાડિયા પછી, રાતા વાળવાળો એક શાસ્રો ને આનદી માણસ એન. આઈ ક્રિયાગીન મને મારા લખાણની હસ્તપ્રત પાછી આપવા આવ્યો એણે કહ્યુ :

'કોરોલેન્કોને એમ લાગ્યુ કે એણે તને બહુ ભિવડાવી દીધો છે એ કહે છે કે તારી પાસે લેખનની બક્ષિસ છે પણ માણસે કોઈ કશા તત્ત્વજ્ઞાનનો ઓપ ચડાવ્યા વિના વાસ્તવિકતાને જ નજર સામે રાખી લખવુ જોઈએ. એ કહે છે કે તારી પાસે વિનોદની શક્તિ છે, જોકે એ જરા બરછટ છે છતાં, એ બહુ સારી વસ્તુ છે, ને એણે કહ્યું કે તારાં કાવ્યોમાં ઉકળાટ છે '

હસ્તપ્રતના પૂઠા પર પેનસિલ વડે ખૂણા ખૂણાવાળા હસ્તાક્ષરમાં લખેલું હતું

"તારાં ગીતો પરથી તારી કાવ્યશક્તિનુ માપ કાઢવુ જરા અઘરું છે, છતાં તારી પાસે કંઈ શક્તિ છે, એમ મને લાગે છે તારા જીવનમાં તે જે કંઈ અનુભવ્યુ છે, તે વિષે તુ કંઈક લખ ને એ મને બતાવજે

કાવ્યની મુલવણી કરવાની શક્તિ તો મારી પાસે નથી, છતાં, મને લાગે છે કે, તારાં કાવ્ય સમજવાં જરા મુશ્કેલ લાગે તેવાં છે. જોકે એમાંની કોક કોક એકલદોકલ પંક્તિઓ ઘણી જ ચોટદાર ને અદ્ભુત છે—વી. કે"

હસ્તપ્રતમાંના લખાણ ને એના વસ્તુ વિષે એક શબ્દ નહિ? આ વિચિત્ર માણસને એમાં શું જોવા મળ્યું હશે?

હસ્તપ્રતના બંડલમાંથી બે કાગળિયાં સરી પડ્યાં. એક કાગળ પર 'પર્વતારોહકને ઉદ્દેશી પર્વતની ઉક્તિ' નામે કાવ્ય હતું, બીજા પર 'શેતાને પૈડાને શું કહ્યું?' મને આજે યાદ નથી કે શેતાને પૈડા સાથેની ચર્ચામાં ચોક્કસ શું કહેલું, યા 'પર્વતની ઉક્તિ'માં શું હતું મેં એ આખી હસ્તપ્રતના ફાડીને લીરેલીરા ઉડાડી એને મારા ચૂલામાં નાખી દીધી ને લખાણના મર્મ વિષે, મેં મારા જીવનમાં જે કંઈ અનુભવ્યું હતું એના પરના ચિંતનમાં હું ડૂબી ગયો.

મારા કાવ્યમાં મેં જે બધું લખ્યું હતું તે મારા જીવનમાં અનુભવેલી વાત જ હતી. ને પેલી કવિતાઓ! એ તો કોઈ અકસ્માતથી જ એના ભેગી મુકાઈ ગયેલી. એ તો મારા એક ગુપ્ત રહસ્યસમી હતી. મેં કદી કોઈને આજ લગી એ બતાવેલી નહિ ને હું પોતે પણ એમાં લખેલી વસ્તુને ભાગ્યે જ સમજતો હતો.

મારા સાથીઓમાં હતો એક મોરોક્કો ચામડાની બાંધણીવાળો કાવ્યગ્રંથ તેમાં ફ્રાંસિસ કોપે, જીન રિચેપિન, થોમસ હુડ ઉપરાંત બીજા પણ કેટલાક કવિઓનાં કાવ્યોના, બારિકોવા ને લિખાચોવે કરેલા, અનુવાદ હતા. મારે મન, ફ્રૈફાનોવનાં કરુણ ગીતિ-કાવ્યો તો શું પણ, પુશ્કિન કરતાં પણ એનું મૂલ્ય ઊંચું હતું.

પેલા જુવાન માણસે નાડસનનાં વખાણ કર્યાં. પણ જૂની પેઢી તો નાડસનને પણ નીચી નજરે જોતી.

સન્માનનીય વ્યક્તિઓ કે જેમનો હું અંતરથી આદર કરતો, એ લોકો મને એક ગંભીર વ્યક્તિ લેખતા, અઠવાડિયામાં બે વખત મારી

સાથે "ગૃહઉદ્યોગોના મહત્ત્વ વિષે, જનતાની જરૂરિયાતો ને બુદ્ધિજીવીઓના કર્તવ્ય વિષે", ને જે કદી — કોઈ કાળે ખેડૂતોમાં પગદંડો જમાવી શકશે નહિ તેવો મૂડીવાદનો સડો તથા સોશ્યલિસ્ટ રંગથા વગેરે બાબત ચર્ચા કરતા. ને હવે એ બધા લોકો જાણી જશે, કે હું તો તરંગી કાવ્યો લખું છું! અને એ લોકોની દયા આવી, જેમને બિચારાને મારે વિષે પોતાનું મમતાભર્યું, ગંભીર વલણ બદલવું પડવાનું હતું!

ને મેં નિર્ણય કર્યો કે હવેથી કદી હું કાવ્યો તો શું પણ ગદ્ય પણ લખવાનો નથી. ને ખરેખર જ, નિઝની-નોવગોરોદમાં રહ્યો ત્યાં સુધી — લગભગ બે વરસ લગી — મેં કશું જ લખ્યું પણ નહિ જોકે કોક વાર મને કંઈક લખવાની અદમ્ય ઇચ્છા થઈ આવતી ખરી.

પરંતુ અત્યંત ગ્લાનિ સાથે હું મારા એ ડહાપણને સર્વપાપહારા અગ્નિદેવને સમર્પણ કરી દેતો.

*

વી. જી. કોરોલેન્કો ઉદ્દામ બુદ્ધિજીવીઓના જૂથથી કંઈક અળગા રહેતા ત્યારે હું એમની વચ્ચે જંગલી કાગડાઓના પરિવારથી ઘેરાયેલા ચકલા જેવી લાગણી અનુભવતો હતો.

આ લોકો જેના ખાસ પ્રશંસક હતા તેવો લેખક એન. એન. ઝ્લાતોવ્રાત્સ્કી. એના વિષે બોલતાં એ લોકો કહેતા કે, "ઝ્લાતોવ્રાત્સ્કી માણસના આત્માનો મેલ ધોઈ નાખી, એને ઉન્નત બનાવે છે"

યુવાનોને તાલીમ આપનારા એક કાર્યકર્તાએ આ લેખકની કૃતિઓના વાચનની ભલામણ કરતાં કહ્યું કે "ઝ્લાતોવ્રાત્સ્કી જરૂર વાંચો, હું એને અંગત રીતે ઓળખું છું, બહુ પ્રામાણિક માણસ છે."

ગ્લેબ ઉસ્પેન્સ્કી ખૂબ ઉત્સાહપૂર્વક વંચાતો, તેમ છતાં એના વિષે એ સંશયવાદી હોવાનો ભય સેવાતો. ને ગ્રામવિસ્તારને માટે તો એનું આ વલણ અક્ષમ્ય જ મણાતું એ લોકો કેરોનિન, માચતેન ને

ઝાસોદિમ્સ્કી વાંચતા, પોતાપેન્કોનાં લખાણ પર પણ ઊડતી નજર ફેરવી જતા : જાણે, 'લાગે છે તો ઠીક...' એવા ભાવથી.

મામિન–સિબિર્યાક એમનો માનીતો લેખક હતો, જોકે એના વિષે એમ પણ કહેવાતું કે, 'એનું વલણ' કંઈક 'અસ્પષ્ટ' 'ધૂંધળું' ખરું.

તુર્ગેનેવ, દોસ્તોયેવ્સ્કી, ને લિયો તોલ્સતોય વગેરે — આ બધા એમની ગણનામાંથી બાકાત રહી જનારા લેખકો. લિયો તોલ્સતોય તો ધાર્મિક પયગમ્બર ગણાય એમને વિષેનાં, આ લોકોનાં મન્તવ્યનો સાર એ હતો કે, "એ તો બેવકૂફનો પાઠ ભજવી રહેલ છે."

મારા મિત્રો કોરોલેન્કો વિષેનો મારો અભિપ્રાય જાણતા નહોતા. એ નિર્વાસનની સજા કાપી આવ્યો હતો, ને એણે 'માકારનું સ્વપ્ન' નામની વાર્તા લખી હતી. આ બંને વસ્તુઓ એવી હતી જે ભારપૂર્વક એને એમની દૃષ્ટિએ પણ માન્ય કરવા પ્રેરી રહે. પરંતુ તેઓના મતે, એની વાર્તાઓમાં કશુંક એવું શંકાસ્પદ તત્ત્વ હતું જે, સાહિત્યના રસિયા લોકોમાં આત્મવિસ્તાર વિષે ખોટો ખ્યાલ બંધાવતું હતું. ને એતો જેનાથી બિલકુલ ટેવાયેલા નહોતા

કોરોલેન્કો વિષે અભિપ્રાય આપતાં તેઓ કહેતા : "એ માણસ કેવળ પોતાના મસ્તકથી લખે છે; ત્યારે, ખરી રીતે લોકોને સમજવા હોય તો તે માટે, માણસે પોતાના અંતરથી મથવું પડે."

'ઇન ધી નાઈટ' નામની લેખકની એક સુંદર વાર્તામાં લેખકના 'આધ્યાત્મિક વલણ'ના બીજાણુ જડી આવવાને કારણે જ એ ખાસ અવજ્ઞાને પાત્ર ઠરેલા. લેખકનું આધ્યાત્મિક વલણ જ એમની દૃષ્ટિએ એક અપરાધ હતું હતુ. કોરોલેન્કોના વર્તુળના જ એક સભ્યે — ઘણું કરીને એ આઈ. બોગ્દાનોવિચે જ — એ વાર્તાની મજાક ઉડાવવાના ઉદ્દેશથી જ, કટાક્ષથી ભરપૂર ને સ્પષ્ટ રીતે દંશ દાખવતી, એક પ્રતિ-વાર્તા પણ લખી હતી.

"તદ્દન કચરો!" એસ. જી. સોમોવ, જે કંઈક અંશે પોતાની

ખાસિયતવાળા માણસ હતા ને યુવાનો પર જેઓ સારી એવી અસર ધરાવતા એમણે એ વાર્તા વિષે પોતાનો ચુકાદો આપતાં કહી નાખેલું : "જન્મ આપવાના શારીરિક કાર્યનું વર્ણન તે કંઈ લલિત સાહિત્યનો વિષય ન હોઈ શકે — ને એમાં વળી કાળાં બીટલ્સ (એક પ્રકારનાં જીવડાં)ને ખેંચી લાવવાની શી જરૂર હતી? એ...એ...તોલ્સતોયની નકલ કરવા જાય છે. કોરોલેન્કો એમ કરે જ છે."

પણ એ સમયે, કોરોલેન્કોનું નામ શહેરને ખૂણે ખૂણે...તમામ વર્તુળોમાં ગુંજતું થઈ ગયું હતું. સાંસ્કૃતિક ક્ષેત્રે એ એક મહત્ત્વની વ્યક્તિ બની ગઈ હતી, જે લોહચુંબકની માફક સૌનું આકર્ષણ કરી સહાનુભૂતિ તેમ જ વિદ્વેષ બન્ને જાગ્રત કરતી હતી.

જેમને એના વિષે બીજું કશું જ કહેવા જેવું સૂઝતું નહિ તેઓ કહેતા : "એ લોકપ્રિય થવા મથી રહ્યો છે."

એ દિવસોમાં એક સ્થાનિક બંકમાં મોટી ચોરી થયાનો કિસ્સો બહાર પડેલો. આ એક તદ્દન સામાન્ય બીના હતી છતાં તેનાં અત્યંત નાટકીય પરિણામો આવેલાં. અનેલું એવું કે ચોરીના કિસ્સામાં જે મુખ્ય ગુનેગાર પકડાયેલો તે, આખા પ્રાંતમાં "હૃદયના ભુક્કા બોલાવનારા સિંહ" તરીકે ઓળખાતો; ને તે જેલમાં મરી ગયેલો તે પછી એની પત્નીએ હાઈડ્રોક્લોરાઈડ એસિડમાં તાંબાની ધાતુનું દ્રાવણ પી આત્મહત્યા કરેલી. એ બાઈને સ્મશાને લઈ ગયા તે પછી તરત એના પ્રેમીએ એની કબર આગળ જઈ, બંદૂકની ગોળીથી આત્મહત્યા કરેલી. ઉપરાંત, આ કેસમાં સંડોવાયેલા બીજા પણ બે જણનાં વારાફરતી મોત થયેલાં. અફવા એવી હતી કે, આ બધાએ પણ આત્મહત્યા કરી છે.

'વોલ્ગા હેરલ્ડ' નામના છાપામાં કોરોલેન્કોના લેખ છપાતા. આ બેંકવાળા બનાવ વિષે એમણે લખેલા લેખો છપાયા તે જ વખતે આ બધી કરુણાજનક ઘટનાઓ બની આવી લાગણીવાળા લોકોએ તો કહેવા માંડયું કે, "સમાચારપત્રમાં લેખ લખીને" કોરોલેન્કોએ "માણસોની કતલ થવાની" પરદુ મારા વકીલ સદાયક એ. આઈ.

લેનિને ઉત્કટતાપૂર્વક દલીલો કરીને બધાને સમજાવ્યું કે, "દુનિયાની કોઈ ઘટના કલાકારને માટે પરાયી — અજાણી નથી"

પણ સૌને એ વાતની ખબર હતી કે, બીજાને બદનામ કરવા જેવું સહેલું કામ બીજું નથી, ને સંકુચિત વૃત્તિવાળા લોકોએ કોરોલેન્કો પર તરેહ તરેહના આક્ષેપોના વરસાદ વરસાવવામાં બાકી રાખ્યું નહિ.

એ મંદગતિએ સરતાં વર્ષોમાં જીવનનું ચક્ર બહુ ધીમું ફરતું, કોઈ એક અદૃશ્ય કમાન પર સવાર થઈ, એવા જ અદૃશ્ય હેતુ યા લક્ષ્ય ભણી ગતિ કરતું ને આ કમાનના ચકરાવે ચઢેલો એ બાંધી દડીનો ભારે શરીરવાળો માણસ પણ પેલા પાઇલોટની જેમ વધુ વધુ ઊંચે ચઢતો થઈ ગયો હતો. સ્કોપ્તીનો* કેસ અદાલતમાં ચાલી રહ્યો હતો, ત્યારે કોરોલેન્કો જાહેર જનતાને માટે અલાયદી રાખવામાં આવેલી બેઠકોમાંની એક બેઠક પર આસન જમાવી આરોપીના મૃત્યુ-સમા ચહેરાનાં રેખાચિત્રો પોતાની નોટ બુકમાં આંકી રહ્યો હતો એમ્સ્ત્વો એસેમ્બ્લીના હૉલમાં પણ એનો ભેગ થઈ જતો ને ધાર્મિક સરઘસો નીકળતાં ત્યાંય, એની હાજરી હોય જ—નહિ જેવું મહત્ત્વ ધરાવતી પ્રત્યેક ઘટના એના શાંત સૌમ્ય ચિત્તનું આકર્ષણ કર્યા વિના રહેતી નહિ.

જુદી જુદી રીતે પણ ઉલ્લેખનીય એવા કેટલાક લોકોનું એક સારું એવું વર્તુળ એને ઘેરીને રહેવા લાગ્યું હતું એમાં હતા — એન. એફ્ આનેસ્કી — જે એક ઉત્કટ સ્ફૂર્તિવાળા મનના માણસ હતા, એસ વાઈ યેલ્પાત્યેવ્સ્કી — જે પોતે એક ડૉક્ટર ને લેખક બને હતો, ને સ્વભાવે બહુ ભલો, આનંદી, ને દૃઢ માનવતાપ્રેમી માણસ હતો . તથા એન્જલ એ બોગ્દાનોવિચ — એક સારો વિચારક ને જરા રૂક્ષ કડપવાળો આદમી, જેને "ક્રાન્તિકારી સદ્ગૃહસ્થ' તરીકે સૌ ઓળખતા, એ આઈ ઈવાન્સીન પિસારેવ, એ એ સાવેલ્યેવ—જે એમ્સ્ત્વો

* એક ધાર્મિક સંપ્રદાય

બોર્ડનો ચેરમેન હતો, અપોલોન કાર્લિન — જે એક ટૂંકામાં ટૂંકા, પરંતુ એક જ્વલંત એવા જાહેરનામાનો લેખક હતો, જેના જેવું એક લખાણ મેં આજ લગી જોયું નથી. આ લખાણ હતું — બંધારણની માગણી કરો. (ડિમાન્ડ એ કૉન્સ્ટીટ્યૂશન !) આ ત્રણ જ શબ્દો લખેલાં ચોપાનિયાં, ૧૮૮૧ની સાલમાં, એણે નિઝની-નોવગોરોદ શહેરની દીવાલો પર ચિટકાવી દીધેલાં.

કૅરોલેન્કોનો આ સમાજ મજાકમાં 'સોસાયટી ઑફ સોબર ફિલોસૉફર્સ' ('સ્વસ્થ તત્ત્વજ્ઞાનીઓનો સમાજ') તરીકે ઓળખાતો. એ સમાજના સભ્યો ઠીક સુંદર વ્યાખ્યાનો પણ આપતા. કારેલિને સેઇન્ટ-જસ્ટ પર ને ચેત્પલેવ્સ્કીએ 'નવી કવિતા' વિષે આપેલાં વ્યાખ્યાનો તો મને અમસ્ર યાદ છે એ દિવસોમાં ફૅફાનોવ, કુંમ, ડોગિન્સ્કી, મેડવેડસ્કી, મિન્સ્કી, મેરેઝોવ્સ્કીની કાવ્યકૃતિઓ એ જ પ્રકાશમાં વંચાતી. ઝેમ્સ્ત્વોના આંકડાશાસ્ત્રના નિષ્ણાત એન આઈ. ડ્રિયાગીન, કિરિલ્યાકોવ, એમ. એ. પ્લોત્નીકોવ, કૉન્સ્તાન્તિનોવ, શ્મિદત, ને બીજા કેટલાક, રશિયન ગ્રામવિસ્તારનો ગંભીરપણે અભ્યાસ કરી ચૂકેલા લોકો, આ 'શાણા તત્ત્વજ્ઞાનીઓના સમાજ'ના ગણાતા.

આમાંની પ્રત્યેક વ્યક્તિ બેડૂતના સમગ્ર જીવનને સમજવા માટેના અભ્યાસ પર ઘણી ઊંડી અસર પાડી ગયેલ છે. વળી આ વ્યક્તિઓ પોતે જ ગામડાની ગૂઢરહસ્યમય જિંદગીમાં ઊંડો રસ ધરાવનાર એવા બીજા અનેક લોકોના આકર્ષણનું કેન્દ્રબિંદુ બનેલી હતી. દરેકની પાસેથી કંઈક ને કંઈક શીખવા મળે એવું હતું.

ગામડાંના જીવન પ્રત્યેનું આ ગંભીર છતાં સમગ્રપણે તટસ્થ એવું વલણ મને પોતાને ઘણું જ ઉપયોગી લાગતું. આ રીતે કૅરોલેન્કોના વર્તુળની અસર વધી રહી હતી — ને તે સમાજના એવા વિભાગોમાં કે જે, આજ પૂર્વે, સાંસ્કૃતિક અસરથી બિલકુલ કોરા રહી ગયેલા ગણાતા હતા.

મારો એક મિત્ર હતો — પિમેન વ્લાસ્યેવ. એ મત્સ્ય ઉદ્યોગના

ઇજારદાર જેવા કેપ્ટન માર્કોવને ત્યાં વાડાના ચોકીદાર તરીકે કામ કરતો. જેનો શરીરનો બાંધો ઈશ્વરે કંઈક ઉતાવળે અડવા હાથે ઘડી નાખેલ હોય એવા એક સામાન્ય બુચિયા નાકવાળા ખેડૂત જેવો તે લાગતો. એક દિવસ એના માલિકની ગેરકાનૂની દાનત વિષે વાત કરતાં એણે મને ધીમા, કઈક છાની વાત કરતો હોય એવા, સાદે કહ્યું :

"એ જરૂર એમ કરવાનો...મને ખાતરી છે. પણ એ બાપડો કોરોલેન્કોથી બહુ બીએ છે. આ કોરોલેન્કો...એક અજબ માણસ છે. પિટસબર્ગથી અહીં આવીને રહેલો છે. એ પરદેશના રાજાનો ભાણેજ થાય એ લેકો એને પરદેશથી પગાર આપીને બધી વાતની દેખરેખ રાખવા અહીં લઈ આવ્યા છે — એમના ગવર્નર પર પણ એમને વિશ્વાસ નથી તો! ને આ પેલા કોરોલેન્કોએ તો કોણ જાણે શું કર્યું છે–આખી ઉમરાવોની જમાતમાં ભગવાનનો દાબ બેસાડી દીધો છે!*

પિમેન એક અભણ માણસ હતો, પણ જબરો સ્વપ્નશીલ. એને પ્રભુ પ્રત્યે કોઈ અસાધારણ પ્રફુલ્લતાભરી શ્રદ્ધા હતી ને એ આસ્થાપૂર્વક નજીકના જ ભવિષ્યમાં દુનિયાનાં "તમામ જુઠ્ઠાણાંઓ "નો અંત આવી જવાની રાહ જોઈ રહ્યો હતો.

"તું તારે બેફિકર રહેજે, વહાલા દોસ્ત! થોડા જ વખતમાં આ બધાં જુઠ્ઠાણાંનો અંત આવી જવાનો છે એક પછી એક એ જુઠ્ઠાણાં પોતાની જાતે જ એકબીજાને ગળી જઈ, એનો સમૂળગો અંત આણી દેવાનાં છે." આ શબ્દો બોલતાં એની લુખ્ખી, ભૂખરી આંખો અદ્દભુત રીતે ઘનનીલ બની કોઈ અનેરા આનંદથી ચમકી ઊઠી ને જાણે

---

* એસ એલ્પયોવ્સ્કી નામના લેખકે તો છાપીને જાહેર કરેલું કે, વી. જી. કોરોલેન્કો 'એન્ગ્લીસ્કી પ્રિન્સ' — 'ઇંગ્લેંડનો રાજકુમાર' છે, એવી વાત બુદ્ધિજીવીઓએ ફેલાવેલી છે. મેં એને લખેલું કે, એ વાત તદ્દન ખોટી છે. એ દંતકથા નિઝની-નોવગોરોદથી આવેલી છે ને મારા મતે એ વાત બનાવનાર પિમેન વ્લાસયેવ છે. ને મેં ૧૯૦૩માં વ્લાદિમિરકાઇ ખાતે બાલાખ્ના સુથારને મોએ સાંભળેલી.

એમાંથી વહી રહેલ પવનીલ કિરણો હમણાં ફીક્કાં પડી જશે, એવું લાગવા માંડ્યું.

એ શનિવારે અમે બંને જણા સાર્વજનિક સ્નાનગૃહમાં ગયા, ને ત્યાંથી એક ઉપાહારગૃહમાં ચા પીવા ચાલ્યા ગયા. અચાનક પિમેન એની મમતાભરી દૃષ્ટિ મારા મોં ભણી માંડી કહેવા લાગ્યો :

"એક...પળવાર ..થોભી જા જરા"

એના હાથમાં પકડેલી ચાની રકાબી સહેજ ધ્રૂજી ઊઠી એણે રકાબી જાળવીને ટેબલ પર મૂકી દીધી, ને હાથ વડે પોતાની છાતી પર ક્રૂસનું નિશાન કરી, એ કેમ જાણે કંઈ સાંભળતો હોય એમ કાન માંડી રહ્યો.

"શું હતું, પિમેન?"

"તને ખબર છે, મારા દોસ્ત! એક દિવ્ય વિચાર હમણાં જ મારા આત્માને સ્પર્શ કરી ગયો. ને એનો અર્થ એ છે, ભગવાન મને થોડા જ વખતમાં પોતાની પાસે બોલાવી લેશે..."

"જા જા, હવે...એવી વાતો જવા દે તું...આવો સરસ તંદુરસ્ત માણસ."

"ચૂપ ..!" એણે ગંભીરતાપૂર્વક પણ પ્રસન્નચિત્તે કહ્યું, ' એક શબ્દ બોલીશ નહિ—એ હું જાણું છું"

બીજા જ ગુરુવારે એક ઘોડા પરથી પડીને એ મરી ગયો.

*

૧૮૮૬ થી ૧૮૯૬નાં દસ વર્ષને—નિઝની નોવગોરોદ માટે જરાય અતિશયોક્તિ વિના કહી શકાય કે, એ 'કોશલેન્કો યુગ' હતો. પણ આ વસ્તુ મુદ્રણમાંય અનેક વખત પ્રગટ થઈ ચૂકેલી છે

એ. એ. ઝારુબિન—એક સ્નાનના ક્લબનો માલિક ને શહેરનો એક 'સાહસિક દેવાળિયો,' ને એક નામચીન પાત્ર એણે એના અનિય

દિવસો, ચુસ્ત તોલ્સતોયવાદી તરીકે, શરાબનો ત્યાગ કરવાનો પ્રચાર કરતાં વિતાવેલા. એણે ૧૯૦૧ની સાલમાં મને કહેલું :

"કોરોલેન્કોના સમય દરમિયાન જ મને સમજાયું કે મારે જીવવું જોઈએ એ રીતે હું જીવતો નથી"

પોતાના જીવનપરિવર્તનની બાબતમાં એ કંઈક મોડો જાગેલો —"કોરોલેન્કોના સમય દરમિયાન" એની ઉંમર પચાસ વટાવી ચૂકેલી પણ તેમ છતાં એણે જીવનમાં પલટો લાવવાની બાબતમાં ઉપેક્ષા સેવી નહિ, અર્થાત્ પુરાણી રૂઢ પ્રણાલીનો એણે અંત આણી દીધો — રશિયનની રીતે

"હું બહુ માઠો રહેતો," એણે મને કહેવા માંડ્યું : "મારો ભત્રીજો સેમ્યોન મને જોવા માટે આવેલો. આજે તો એ નિર્વાસનની સજા ભોગવી રહ્યો છે — તું જાણે જ છે ત્યારે એ વિદ્યાર્થી હતો. એક દિવસ એણે મને કહ્યું, 'તમને કંઈક વાંચી સંભળાવું?' ને એણે જે ચોપડી મારી પાસે વાંચી તેનું નામ હતું — 'માકારનું સ્વપ્ન'. એ વાર્તાએ મને રડાવી દીધો કેટલી સુંદર એ વાર્તા! તો, એક માણસ બીજા પર દયા લાવી શકે છે...એમ ને? બસ, એ વાર્તા સાંભળી તે ઘડીથી હું બદલાઈ ગયો. મે મારા એક સાગમાં સારા મિત્રને બોલાવી મંગાવ્યો. ને એને કહ્યું, 'આમ જો ..ઓ ...ના બચ્ચા! આ વાંચ તો ખરો!' એ વાંચી ગયો ..ને કહે ' આ નરી નિંદા છે' હું એકદમ ચિડાઈ ગયો એના પર. ને એને માટે હું શું માનું છું, તે એના મોં પર કહી આપ્યું મે કહ્યું : 'તું બદમાશ છે' ને તે દિવસથી અમે કટ્ટા દુશ્મન બની ગયા હું એનો કરજદાર હતો. એણે મને કનડવા માંડ્યો પણ મે તો એની પરવા જ કરી નહિ. મે મારો ધંધો બંધ કરી દીધો હવે મારા આત્માનો એની સાથે મેળ બેસી શકે એમ જ નહોતો મને દેવાળિયો જાહેર કરવામાં આવ્યો, ને એ માટે ત્રણ વર્ષ જેલમાં રહી આવ્યો જેલમાંય હું મારી જાતને કહેતો : 'આજ લગી બહુ બેવકૂફ બન્યો. હવે બસ.' ને જેવો

જેલમાંથી છૂટ્યો કે હું પહોંચ્યો કોરોલેન્કો પાસે એમ કહેવા કે 'બસ હવે તું મારો ગુરુ બન ને મને કંઈક શીખવ.' પણ તે વખતે કોરોલેન્કો શહેરમાં નહોતો એટલે હું ગયો આપણા લિયો તોલ્સતોય પાસે મેં એને કહ્યું કે, ભાઈ આમની વાત આમ છે એણે કહ્યું 'બહુ સારી વાત છે તદ્દન સાચી વાત છે' ને બસ તે દિવસનો પકડેલો આ રસ્તો! ને ગોર્કિ સાવેની સાન ઠેકાણે કેમ આવી તે જાણે છે? એનું કારણ કોરોલેન્કો ને એવા તો બીજા કેટલાય જણા બતવું તને, જેની વાત હું જાણું છું — જેઓ કેવળ પોતાના આત્માનો અવાજ સાંભળીને જ જીવ્યા છે અને અમે વેપારી હોઈશું, ને અમારા આત્માની આસપાસ બહુ ઊંચી ઊંચી દીવાલો ચણાઈ ગઈ હશે છતાં એ દીવાલો ઓળંગીનેય સત્ય અમારા લગી પહોંચે છે ખરું"

આ પ્રકારનાં વર્ણનો મારે મન અતિ મૂલ્યવાન છે એ બતાવે છે કે કેવા નિરનિરાળા માર્ગે થઈ સંસ્કૃતિની સુગંધ જગતની જાતિઓના જીવનમાં ને એમનાં નૈતિક મૂલ્યોમાં પોતાનું સ્થાન જમાવી લે છે!

ઝારુબિન, ભારાવદાર સફેદ દાઢીવાળો માણસ — ઝીણી ઝીણી, સહેજ રેતાળ પડતી, નિસ્તેજ આંખો ને નકશીદાર સુરેખ ચહેરો. એની આંખની કીકી કાળી ભમ્મર, કંઈક અંદર ધસી આવેલી, મણકા જેવી દેખાતી. એની આંખને કારણે એનો દેખાવ કંઈક જડીપણાના ભાવવાળો. એણે 'કાયદાના રખેવાળ' તરીકેની કીર્તિ જમાવી દીધેલી. કોઈ પોલીસે કોઈ એક માણસ પાસેથી ખોટી રીતે એકાદ કોપેક પડાવી લીધેલો. એની સામે ઝારુબિને પોલીસમાં ફરિયાદ નોંધાવેલી. મેજિસ્ટ્રેટે એની ફરિયાદને પાયા વગરની કહી કાઢી નાખી તો એ બુઢ્ઢો પોતાના કાગળિયાં લઈ ને છેક પિટર્સબર્ગ પહોંચી ગયેલો ને સેનેટ સુધી લડેલો, ને પોલીસે નાગરિકો પાસેથી પૈસા લેવા નહિ, એ જાતનો મનાઈ હુકમ કઢાવી વિજયોની જેમ નિઝની નોવગોરોદ પાછો ફરેલો તે પછી કેનવો સર્ટ ને એ પહેરવો 'નિઝની-નોવગોરોદ બુલેટિન'ની ઑફિસમાં તનીને કહે, 'લો, આ હુકમ છાપો' પણ સેન્સર, ગવર્નરના હુકમથી,

એ ઑર્ડરને છપાઈને બહાર પડતાં અગાઉ પ્રૂફમાંથી જ રદ કરાવી નાખ્યો. તો ઝારુબિન પહોંચ્યો ગવર્નર પાસે. કહે, 'તું કાનૂનને નથી માનતો શું, મારા મિત્ર?" (એ લગભગ બધાંને તું કહીને જ સંબોધતો) આખરે એ ઑર્ડર છપાયો, ત્યારે એને જંપ વળ્યો.

લાંબો કાળો ડગલો પહેરીને એ શહેરના રસ્તાઓ પર ફર્યા કરતો. એના રૂપેરી વાળનાં જુલફાંને ઢાંકતી એક વિચિત્ર હૅટ માથા પર મૂકતો, પગમાં ઘૂંટણ લગીના મખમલની પટ્ટીથી મઢેલા જોડા હોય. બગલમાં કાગળિયાથી ફાટું-ફાટું ચામડાનું મોટું પાકીટ હોય, જેમાં 'નશાખોરી નિયમન સમાજ'ના નિયમોને લગતાં કાગળિયાં, ને તે ઉપરાંત શહેરીઓની થોકબંધ ફરિયાદો નોંધેલી હોય. એ પોલીસોને ગાળાગાળી કરતા રોકતો, ગ્રામ્ય ભાષા નહિ વાપરવા સમજાવતો. ચોરે ને ચૌટે જે કોઈ ઝઘડા મારામારી થાય, એમાં વચ્ચે પડી બધાંના મન ઠારવાનું કામ કરતો — ખાસ કરીને સશસ્ત્ર ઘોડેસવાર પોલીસના વર્તન પર દેખરેખ રાખવાનું કામ કરતો ને પોતાના એ કાર્યને નામ આપેલું એણે 'સત્યની સાધના'.

એ દિવસોમાં એક ખ્યાતનામ પાદરી ઈયોન ક્રોન્સ્તાદસ્કી નિઝની–નોવગોરોદ આવેલો. એના પ્રશંસકોનાં જૂથનાં જૂથ સ્થાનિક દેવળની આસપાસ ઊભરાઈ રહ્યાં હતાં. ઝારુબિને એમની નજદીક જઈ પૂછ્યું: "અહીં આટલા બધા ભેગા થયા છો, વાત શી છે?"

એક જણે જવાબ આપ્યો: "એ બધા ઇવાન ક્રોન્સ્તાદસ્કી બહાર આવે, એની રાહ જોતા ઊભા છે."

"ઓહ! પેલો શાહી દેવળનો નટ કે ..?...મૂર્ખાઓ...!"

પણ કોઈએ ઝારુબિનને આંગળી સરખી અડાડી નહિ. એક શ્રદ્ધાળુ માણસે એને બાંય ખેંચીને બાજુએ બોલાવી લીધો ને ચિંતાતુર ભાવે કહ્યું,

"ઝટ...તમારા પગ ઊપડે એટલી ઝડપથી અહીંથી દૂર જતા રહો, ભગવાનની ખાતર, એલેક્ઝાન્ડર એલેક્ઝાન્ડ્રોવિચ "

શહેરની સર્વસાધારણ પ્રજા આદરભર્યા કુતૂહલથી એની સાથે વર્તતી, ત્યારે કેટલાક એવાય હતા, જે એને 'એવકૂફ' કહેતા. બહુમતી આ બુઢ્ઢાને પોતાના 'રખેવાળ' તરીકે યાદતી, ને એની પાસેથી તરેહ-તરેહના ચમત્કારોની આશા સેવતી એ ચમત્કારો પછી ભલેને ગમે તે પ્રકારના હોય – માત્ર સુધરાઈના સત્તાવાળાઓને અળખામણા હોય એટલું એમને બસ હતું

૧૯૦૧માં વળી મારે જેલ જવાનું આવ્યું. ઝારુબિન તે વખતે તો મને ઓળખતો પણ નહિ; છતાં એણે સરકારી વકીલ ઉતિન પાસે જઈ મારી મુલાકાતની માગણી કરી

"તું કેદીનો કંઈ સગો થાય છે?" ઉતિને એને પૂછ્યું.

"ના, મે એને કદી જોયેલ નથી; ને એ કેવો હશે એની કલ્પનાય નથી."

"તો એની મુલાકાત તને નહિ આપી શકાય"

"પણ તે ઈસાના ધર્મનો નવો કરાર વાંચેલો છે? એમાં શું કહેલું છે? ને ભલા માણસ, જો તું એ 'નવો કરાર' જાણતો જ ન હોય તો પછી લોકો પર કેસ શી રીતે ચલાવે છે!"

પણ સરકારી વકીલ પાસે તો એનો પોતાનો આગવો કરાર હતો, ને એ કરારની રૂએ એણે એ બુઢ્ઢાની વિચિત્ર માગણી તદ્દન નકારી કાઢી

ઝારુબિન, જો કે, પેલા અળખામણ રશિયનોમાંનો જ એક હતો — જેઓ પોતાના જટિલ જીવનને અંતે, જ્યારે એમને કશું જ ગુમાવવાનો ડર ન રહ્યો હોય ત્યારે, 'સત્યના ચાહક' બની ગયેલા છે ને ખરેખર ધૂની સિવાય બીજું એમને કહી પણ શું શકાય?

*

બીજો એક વેપારી — એન. એ બુગ્રોવ. એના શબ્દો તો વળી અત્યંત સૂચક છે — એટલું જ નહિ વધુ સાર્થક પણ ખરા એક લખપતિ, માનવદયાવાદી, 'ઓલ્ડ બિલિવર' પંથનો, ને બધી રીતે કાબેલ માણસ. નિઝની-નોવગોરોદમાં એ સાર્વભૌમ રાજવી જેવો દરજ્જો ભોગવતો. એક વખત કાવ્યમય ઊર્મિવશતાની શેહમાં આવી જઈ એણે ફરિયાદ કરી :

"આપણે વેપારીઓ — નહિ એવા શાણા, નહિ બળવાન કે નહિ કાબેલ. આપણી ઉમરાવશાહી હજી આપણે ખંખેરી કાઢી નથી, ત્યાં તો બીજા આપણા પર રુઆબ છાંટી રહ્યા છે. દા. ત. આ તમારા ઝેમ્સ્ત્વોના સભ્યો, ને આ કોરોલેન્કો જેવા ભરવાડો. કોરોલેન્કો તો ખાસ કરીને ભારે અણગમો પેદા કરે એવો ગૃહસ્થ છે. દેખાવે જોયો હોય તો સાવ સાદોસીધો માણસ. પણ સૌ એને ઓળખે, જ્યાં જુઓ ત્યાં એ તમને પેઠેલો દેખાશે..."

આ અભિપ્રાય મેં લગભગ ૧૮૯૩ની વસંતમાં સાંભળ્યો હશે. જ્યારે હું આખા રશિયાનો ને કોકેસસનો ખૂબ લાંબો પ્રવાસ ખેડી નિઝની-નોવગોરોદ પાછો ફરેલો ત્યારે. આ સમય દરમિયાન—લગભગ ત્રણ વર્ષના ગાળામાં — કોરોલેન્કોની જાહેર વ્યક્તિ તેમજ લેખક તરીકેની ગણના ઘણી ઊંચી હતી. દુષ્કાળ સામે એણે આપેલી લડત, માથાભારે ગવર્નર બારાનોવ સામે એણે ઝીલેલી ટક્કર, ને 'ઝેમ્સ્ત્વોના કાર્યવાહી પર એની અસર 'ને કારણે એની ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાયેલી હતી હું માનું છું કે, એની 'હંગ્રી ઈયર' ('ભૂખ્યું વરસ') નામની કૃતિ આ દરમિયાન બહાર પડી ચૂકેલી.

નિઝની-નોવગોરોદના એક વતનીએ — તદ્દન મૌલિક ચારિત્ર્ય ધરાવનાર માણસે — આપેલ કોરોલેન્કો વિષેનો ચુકાદો મને બરાબર યાદ રહી ગયો છે :

"કોઈ સંસ્કારી દેશમાં હોત તો, પરગણામાં સત્તાધારીઓ સામે

વિરોધપક્ષના નેતાનું કામ કરી રહેલ આવા માણસે 'સાલ્વેશન આમી'–('મુક્તિ ફોજ') યા 'રેડ ક્રોસ' જેવી કોઈક પ્રવૃત્તિનું સંચાલન કર્યું હોત — યા તો એથીય મહત્ત્વનું, કોઈ આંતરરાષ્ટ્રીય સાંસ્કૃતિક કાર્ય કરી દેખાડ્યું હોત. પણ આ રશિયાની અનુકૂળ પરિસ્થિતિમાં તો કદાચ એની શક્તિ ઝીણી ઝીણી તુચ્છ બાબતો પાછળ વેડફાઈ જશે અફસોસની વાત છે કે કુદરતની આવી અમૂલ્ય બક્ષિસ આપણા જેવા ભિખારીઓના હાથમાં આવી પડી છે તદ્દન મૌલિક, સાવ નવીન ઘટના છે — એના જેવા બીજા કોઈનો તો હું વિચાર જ કરી શકતો નથી અર્થાત્ આપણા ઇતિહાસમાં એનો સમોવડિયો મને તો કોઈ જ જડતો નથી."

"એની સાહિત્યકાર તરીકેની પ્રતિભા વિષે તારું શું માનવું છે?"

"મને લાગે છે કે, એને પોતાની શક્તિ વિષે પૂરો ભરોસો નથી — ખરેખર એ સારું નથી જ. મન ને હૃદયનાં તમામ લક્ષણોથી એ એક વિશિષ્ટ પ્રકારનો સમાજસુધારક છે પરંતુ મને લાગે છે કે, આ વસ્તુ જ એને પોતાની કલાવંત તરીકેની બક્ષિસની કદર કરતાં રોકે છે, અલબત્ત, જો એ સમાજસુધારક તરીકેની પોતાની કામેલિયતનો મેળ એની સાહિત્યિક પ્રતિભા સાથે સાધી શકે તો એનો આત્મવિશ્વાસ અને હિંમત ઓર વધી જાય એમ છે. મને લાગે છે કે એ પોતાની જાતને લેખક તરીકે 'અનેક વસ્તુઓમાંની એક' તરીકે ગણે છે .'સૌથી પહેલી ને પ્રથમ..' તરીકે નહિ."

આ શબ્દો બોબોરીકિનની 'ઓન ધી ડિક્લાઇન' ('પડતીનો કાળ') વાર્તાના પાત્રના જેવા જિંદગીથી હતાશ, શરાબી, છતાં અત્યંત સરકારી ને કામેલ માણસને મોઢેથી ઉચ્ચારાયેલા હતા જો કે એ મનુષ્યજાત પ્રત્યે ઘૃણાના ભાવથી જોનારો હતો એને મોઢેથી કદી કોઈનું સારું સાંભળવા મળતું નહિ એટલું જ નહિ, સૌના પ્રત્યે એની અસહિષ્ણુતા જ પ્રકટ થતી જોવા મળતી આવા માણસને મોઢે કોરોલેન્કો વિષે આવા શબ્દો નીકળે એનું મૂલ્ય મારે મન ઘણું હતું

પણ હવે આપણે ૧૮૮૯–૧૮૯૦ નાં વર્ષોમાં પાછા ફરીએ.

હું તમને આગળ કહી ગયો છું તે મુજબ, 'હવેથી કશું જ લખવું નથી' એવી મન સાથે ગાંઠ વાળી લીધી હોવાથી, હું કોરોલેન્કોને મળવા પણ ગયેલો નહિ કોઈ વાર એકાદ ક્ષણને માટે રસ્તે ચાલતાં અમારો ભેટો થઈ જતો, અથવા તો કોક મિત્રને ત્યાં ભેળી થયેલ મડળામાં અમે મળી જતા. ત્યાં તો એ ચૂપચાપ શાંતિથી લોકોના ઝઘડા સાંભળતો હોય. એની આ શાંતિ કોણ જાણે કેમ મને મૂંઝવનારી લાગતી. કેમ જાણે મારા પગ હેઠળની ધરતી કંપી ન રહી હોય, ને હું જ્યાં જતો ત્યાં — હું જોઈ શકતો કે — એની આસપાસ એક પ્રકારનો ક્ષોભ ગોટાઈ રહેતો. બધા ઉશ્કેરાટમાં આવી, વાદવિવાદ કરતા પૂછતા : 'આ માણસ પાસે એવાં તે કયાં કારણો છે?—કયો આધાર છે?' હું હિંમત ભેગી કરી, કદી એના સુધી પહોંચી જઈ, એને સવાલ કરી શક્યો નહિ કે, એવું શુ છે જે તને આટલી શાંતિ અને સ્વસ્થતા બક્ષે છે?

મારા મિત્રો નવાં પુસ્તકો લઈ આવ્યા. એમાં હના રેડકિનના મોટા ગ્રંથો ને એથીય ભારે થોથાં : શ્પેગ્લોવે લખેલ હિસ્ટરી ઑફ સોશ્યલ સિસ્ટીમ્સ ('સમાજપદ્ધતિઓનો ઇતિહાસ'), માર્કસનું 'કૅપિટલ', લોખવિત્સ્કીનું રાજ્યબંધારણ પરનું એક પુસ્તક, ને તે ઉપરાંત વી. કલુચેવ્સ્કી, કોરકુનોવ, સર્ગેયેવિચ ઇત્યાદિ લોકોનાં લિથોગ્રાફથી છાપેલાં વ્યાખ્યાનો.

અમારી સાથેના યુવાનોનો એક વિભાગ માર્કસના લોખંડી તર્ક પ્રત્યે ખૂબ આકર્ષિત થયેલો હતો એમાંના મોટા ભાગના લોકો એોરર્જેતની 'ધી ડિસાઈપલ' નામની નવલકથા બહુ ઉત્સુકતાપૂર્વક વાંચતા. શેન્કેવિચની 'વિધાઉટ ડોગ્મા', ઢેદલોવની 'સાશેન્કા' ને 'નૂતન માનવી' વિષેની વાર્તાઓ વાંચતા. આ બધા લોકોમાં નવું કઈ હોય તો વ્યક્તિવાદ પ્રત્યેની એમની આકાંક્ષાઓ પ્રત્યેનું એમનું સ્પષ્ટવક્તાપણું આ નવું વલણ ખૂબ જ લોકપ્રિય હતું : ને જુવાનિયા તો એના અમલ માટે અધીરા બની જતા, ને સામાજિક સવાલો

ઉકેલવા અંગેની જવાબદારી બુદ્ધિજીવીઓની છે—એ વાતને ફોગટ શબ્દોમાં વખોડી કાઢી, એની ઠેકડી ઉડાડવા લાગતા.

આ 'નૂતન'ના વાધા સજેલ લોકોમાંની કેટલીક વ્યક્તિઓએ માર્ક્સની વિચારપદ્ધતિમાં રહેલ નિયતિવાદમાં પોતાનો આધાર શોધી લીધો.

એ એફ. ત્રોઈત્સ્કી એક સારો વક્તા ને ઉગ્ર વાદવિવાદ કરનાર માણસ હતો. યારોસ્લાવ્લ એકલેસીઆસ્ટીકલ સ્કૂલ (ધાર્મિક પાઠશાળા)માં તે ભણી આવ્યો હતો ને પાછળથી તેણે કૂર્સ્કમાં જઈ પોતાનો દાક્તરી ધંધાનો આરંભ કરી દીધો. એણે કહેલું :

"ઐતિહાસિક અનિવાર્યતા પણ આખરે તો દેવળે શીખવેલ નિયતિ જેવી જ રહસ્યમય ને ગૂઢ છે. એ પણ નસીબની માન્યતા જેટલી જ ભેદભરી ને એટલી જ કષ્ટદાયક છે. ભૌતિકવાદ એ ચિત્તના દેવાળિયાપણાની પેદાશ છે. આવા ચિત્ત માટે જીવનનાં અનેકવિધ પાસાંઓને આત્મસાત્ કરવાનું અશક્ય હોય છે. આથી તે બધી વિવિધતાઓને એકમાત્ર અને સમગ્રમાં સરળ હેતુમાં જેમ તેમ ઘટાવી દે છે. બધું અતિ સરળ બનાવીને જોવાની વૃત્તિ પ્રકૃતિની સૃષ્ટિ માટે તદ્દન પરાયી ને વિરોધી છે. સરળમાંથી જટિલ તરફ ગતિ કરવી એ જ એના વિકાસક્રમનો નિયમ છે. બધું સરળ કરીને સમજવા-સમજાવવાની માગણી એ આપણી માનસિકતાનો રોગ છે. એ બતાવે છે કે હજી આપણી ચિત્તશક્તિ કમજોર છે. આ સૃષ્ટિની અરાજકતાભરી ઘટનામાંથી કોઈ એક સંવાદી હેતુ શોધી કાઢવા અક્ષમ છે."

કેટલાક એવાય હતા, જેમને એડમ સ્મિથના 'ઈગો' પરત્વેના સૂત્રનો ટેકો હતો. આ સિદ્ધાન્તમાંથી આધાર મળી રહેતાં તેઓ ખુશ હતા. અને વિચારસરણી એમને મન બિલકુલ સંતોષકારક હતી. આમાં માનનારા લોકો સામાન્ય રીતે, શબ્દના સાધારણ અર્થમાં જેને 'ભૌતિકવાદી' કહી શકાય તેવા બની ગયા. એમાંના મોટા ભાગના લોકો સાવ ભોળે ભાવે એવી દલીલ કરતા કે—

"માનવીને પ્રગતિને પંથે દોરી જનાર ઐતિહાસિક આવશ્યકતા જેવું કંઈક હશે, તો પછી બધું જ આપોઆપ આપણાથી સ્વતંત્ર રીતે વિકાસ પામશે."

ને ઉપેક્ષાના ભાવે મોઢેથી સિસોટી વગાડતા તેઓ બેઉ હાથ પોતાનાં ગજવાંમાં ખોસી દેતા. અને વર્તમાનમાં ખેલાઈ રહેલ વાગ્યુદ્ધોના કેવળ દર્શકો તરીકે તેઓ જે થાય તે જોયા કરતા — તારની વાડ પર બેસી કૂકડાઓની ભયંકર સાઠમારી નીરખી રહેલ કાગડાઓની જેમ. એ જુવાનિયાઓ "શૌર્યોજ્જ્વલ ભૂતકાળના રક્ષકો — જ્યોતિર્ધરો" પ્રત્યે ઉપહાસ પ્રકટ કરતા ઉદ્દનાઈપૂર્વક હસતા. ઉપહાસભર્યા આ હાસ્ય માટેનાં પ્રસંગો ઉત્તરોત્તર વધતા જ જતા.

મારી લાગણી તો આ "જ્યોતિર્ધરો" પ્રત્યે આદરથી ઝૂકેલી રહેતી. ભલેને તેઓ ધૂની ગણાતા હોય તોપણ અંતરથી તેઓ અસાધારણ પવિત્ર આત્માઓ હતા. 'બહુજન' પ્રત્યેના એમના ઉમળકાને કારણે એમને હું એક પ્રકારે સંતની કોટિના પુરુષ ગણતો. 'બહુજનસમાજ', 'લોકો' — એ જ એમનાં પ્રેમ, કાળજી ને પુરુષાર્થનાં લક્ષ્ય હતાં. એમનામાં રહેલ વીરતાનું તત્ત્વ શું હતું, ને હાસ્યાસ્પદ તત્ત્વ શું હતું, તે હું જાણતો હતો. પરંતુ તેમ છતાં તેમની તરંગશીલતા, અથવા તો કહો કે તેમનો સામાજિક આદર્શવાદ મને ગમતો. હું જોઈ શકતો કે, એમણે લોકો વિષે બહુ રંગભરી છબી દોરેલી. હું એ પણ જાણતો કે એમણે જે લોકોની છબી દોરેલી હતી, તેવા લોકો આ પૃથ્વી પર હસ્તી જ ધરાવતા નહોતા. આ પૃથ્વી તો ધીરજવાળા, ખધા, ટૂંકી દૃષ્ટિના સ્વાર્થી ખેડૂતોથી વસેલી છે, જેઓને પોતાનાં હિત સિવાયની બીજી કોઈ વસ્તુ સાથે કશી જ લેવાદેવા નથી, જેઓ પોતાનાં હિત સિવાયની પ્રત્યેક વસ્તુને કંઈક સંશય ને દ્વેષની વૃત્તિથી નિહાળે છે. ઉપરાંત, આવા ખેડૂતો કર્તવ્ય વધુ વહેમીલા ને દ્વેષીલા પૂર્વગ્રહો ધરાવનાર ધૃષ્ટ માનવદ્રોહીઓથી આ પૃથ્વી વસેલી છે. એ ઉપરાંત આ પૃથ્વી પર રુવાંટીદાર પડછંદ દેહવાળા વેપારીઓ પણ વસે છે, જેઓ ખાઈ પીને મસ્ત રહી શકાય

એવી, આત્મતુષ્ટિભરી પામરની જિંદગી જીવી રહ્યા છે.

પરસ્પર વિરોધી મતોના દિનબદિન વધુ ને વધુ ફેલાતા બનતા જતા અરાજક સંઘર્ષમાંથી, હૃદય ને બુદ્ધિના જંગમાંથી પ્રકટ થતું સત્ય પણ, જાણે ખંડિત સ્વરૂપે પ્રગટ થાય છે. મતમતાંતરોના આ ઘોંઘાટમાં મારા હૃદયે મારે 'નિકટનું ને પ્યારું' એવું કશું જ મને હાથ લાગતું ન હતું.

આવા પ્રત્યેક ઝંઝાવાત પછી ઘેર પાછો ફરીને હું, સ્વરૂપ યા તો વિચારને કારણે મારા મન પર આઘાત કરી રહેલો પેદા કરનાર સૂત્રોનું, ટાંચણ કરી લેતો.

એના વક્તાનો ચહેરોમહોરો, એના હાવભાવ, દ્વિવચાલ ને એની આંખોની ચમક સુધ્ધાં એ નોંધમાં લઈ લેતો આ લોકો પોતાના વિરોધી પર, વાક્બાણો દ્વારા, તેના મર્મસ્થાને ફટકો લગાવવામાં સફળ થતા ત્યારે જે આનંદ અનુભવતા તે જોઈને, હમેશાં મને વિચિત્ર પ્રકારની રમૂજ થતી શિવ ને સૌંદર્યની, માનવતા ને ન્યાયની વાતો કરનારા આ જ લોકોને હું જ્યારે ઉલ્લાસમાં કલહખોર વાર્તાલાપમાં સરી પડી, એકબીજાના સ્વમાન પર ઘા કરતા ને વારંવાર એકબીજાને ઉતારી પાડવાની જ પેરવીઓ રચતા, નિરંકુશ ઉશ્કેરાટ ને દ્વેષનો ભોગ બનેલા જોતો ત્યારે મને બહુ વિચિત્ર લાગતું

વિચારને વ્યક્ત કરવા માટે જરૂરી એવી શિસ્ત યા કહો કે પદ્ધતિ, જે નિશાળની કેળવણીથી મળે છે તે, મારી પાસે હતી નહિ. અને મેં જે સામગ્રી ભેગી કરી હતી તેને માટે ગંભીર પ્રવૃત્તિ આવશ્યક હતી, અને તેના જ અનુસંધાનમાં એટલી નિવૃત્તિ મળવી પણ જરૂરી હતી — આ બંને (આવશ્યક કેળવણી અને આવશ્યક નિવૃત્તિ) મારી પાસે ન હતી. પુસ્તકો — કે જેમાં મને અખૂટ શ્રદ્ધા હતી, અને જીવન — કે જેને વિષે હું સારી એવી જાણકારી ધરાવવાનો દાવો કરી શકું એમ હતો, તે બંને વચ્ચેનો વિરોધાભાસ મારા મનને વિચલિત કરી મૂકતો.

હું જોઈ શકતો હતો કે મારામાં શાણપણ આવી રહ્યું હતું, પરંતુ સાથે સાથે એમ પણ લાગતું હતું કે, આ જ વસ્તુ મને બગાડી રહી છે. જેમ તેમ ઠાંસી ઠાંસીને વસ્તુઓ ભરી દીધી હોય, એવા વાસણની માફક મારી પાસે ઘણી બધી વીગતો હતી. મને મારો આગવો સૂરીલો કંઠ હતો છતાં અમારા સમૂહગીતના એકતાનમાં રએને ભંગ પડે તેની મને ખૂબ ચિંતા રહેતી તેથી, શક્ય એટલી કોશિશ કરી — બીજા અનેકની જેમ — હું પણ મારા સંયત સૂરે એમાં તાન પુરાવ્યે રાખતો. જો કે આ મને બહુ આકરું લાગતું. પોતાની આસપાસનાને રાજી રાખવાની મમતાભરી ઇચ્છાથી વર્તવા જતાં હું મારી જાત પ્રત્યે જ ખોટો વ્યવહાર કરનાર માણસની બેહૂદી સ્થિતિમાં મુકાઈ જતો.

જેમ કઝાનમાં, બોરિસોગ્લેબ્સ્કમાં, ઝારિત્સિનમાં — તે જ પ્રમાણે અહીં પણ—બુદ્ધિજીવીઓનું નિરીક્ષણ કરતાં કરતાં મારું મન ક્ષોભ ને ચિંતાથી ભરાઈ જતું. મોટા ભાગના સુશિક્ષિત લોકોને પોતાના ગુજરાન પૂરતી કમાણી કરવા માટે દીનહીન દશામાં જીવન ટકાવતાં પોતાની કીમતી શક્તિઓને વેડફી નાખવી પડતી. એમની આસપાસ બૌદ્ધિક વેરાન રણવિસ્તાર પથરાયેલો રહેતો. મને વ્યગ્ર બનાવી મૂકનાર સૌથી મોટી કોઈ વસ્તુ હોય તો તે આ જ હતી. હું જોઈ રહ્યો હતો કે નિરનિરાળી શક્તિઓની બક્ષિસ લઈને આવેલા આ લોકો પણ એમના પોતાના જ પ્રદેશમાં એટલા બધા પરાયા હતા કે ન પૂછો વાત; એટલું જ નહિ, તેઓ તદ્દન આશંકા ને તિરસ્કારથી ભરપૂર એવા વિદ્વેષભર્યા વાતાવરણમાં શ્વાસ લેતા જીવી રહ્યા હતા ને એમને ચોમેરથી ઘેરીને રહેનારું આ કાદવિયા કમળ જેવું વાતાવરણ જીવનની શાપિત 'બેવકૂફીભરી' ક્ષુદ્રતાઓથી ગાઢ બનેલું રહેતું.

ને હું મનમાં મનમાં ગુંચાયા કરતો કે આવું જીવન જીવનારા બુદ્ધિજીવીઓ લોકોના આમસમૂહમાં ભળી જઈ, એને ઊંચે લાવવા માટેનો પુરુષાર્થ શું કામ નહિ ખેડતા હોય? જેમનાં શૂન્ય જીવન મને તદ્દન નિરર્થક લાગતાં હતાં, એમના આત્માની દરિદ્રતા, એમના જીવનનો વિચિત્ર

ધસડ્યો'તો, ને એ સૌને માથે એમની એકબીજા પ્રત્યેની ઉપેક્ષાભરી નિષ્ઠુરતા મારા મનને પીડનારી બની જતી.

મેં બહુ જ પરિશ્રમપૂર્વક વિરલ એવા મૂલ્યવાન ટુકડાઓ સંઘર્યા કર્યા હતા — જે અપૂર્વ હતા, માયાળુ, નિરપેક્ષ ને સુંદર હતા. ને હજી આજે પણ માણસમાં રહેલી માનવતાનાં એ ઉદાત્ત લક્ષણો મારી સ્મૃતિમાં તાજાં થઈ આવે છે પરંતુ હું તો આધ્યાત્મિક રીતે ભૂખ્યો માણસ હતો, ગૂંગળાવી નાખે એવાં પુસ્તકોના વિષમાત્રથી મારા આત્માની તૃષા છીપે એમ નહોતી. મારે બુદ્ધિને સંતૃપ્ત કરે એવી કૃતિઓનો — શૌર્ય, સાહસભર્યા પરાક્રમો ને બંડનો ખપ હતો.

મારા આવા કાળ દરમિયાન મારે એક વાર કેરોલેન્કો સાથે ચિરસ્મરણીય એવો વાર્તાલાપ થયેલો.

એક ઉનાળાની રાતે, હું વોલ્ગા કાંઠેની ઊંચી પાળે ઑટોસ વિસ્તારના એક બાંકડા પર બેઠો બેઠો, વોલ્ગા પ્રદેશના વેરાન ખેતરે ને ને કાંઠા પર ઊભેલાં વૃક્ષોની ડાળીઓ વચ્ચે થઈ નદીના વહેણને નીરખી રહ્યો હતો. ત્યાં એકાએક મારી નજરે પડ્યા વિના, પોતાના પગરવથી પણ મારું જરા સરખું ધ્યાન પોતાના ભણી દોર્યા વિના, કેરોલેન્કો આવીને મારી પાસે, બાંકડા પર બેસી ગયા હતા ને એમણે પોતાનો ખભો અડાડી મને સહેજ ટઢોળ્યો ને કહ્યું કે, "તું તો વિચારમાં ભારે લીન હતો! મને તારી ટોપી ઉપાડી લેવાનું મન થયું. પણ પછી મને થયું કે, એમ કરવા જતાં તું નાહકનો ચમકી જશે." એમના આ શબ્દોએ જ મારું ધ્યાન એમના તરફ ખેંચ્યું.

એ તો બહુ દૂર રહેતા હતા, છેક શહેરને બીજે છેડે. તે વખતે રાતના બે વાગ્યાનો સમય હશે દેખીતી રીતે જ તેઓ ખૂબ થાકેલા હતા. બાંકડા પર બેસી, એમણે હેટ કાઢી નાખી, પોતાનું વાંકડિયાં ઝુલ્ફાંવાળું માથું ખુલ્લું કર્યું ને પોતાના હાથરૂમાલ વડે આખો ચહેરો લૂછી નાખ્યો.

' તું બહુ મોડા સુધી બહાર રહે છે?" એમણે પૂછ્યું

"તમે પોતે પણ ."

"હા, ભાઈ, ખરી રીતે મારે એમ કહેવું જોઈતું હતું કે આપણે બહુ મોડા સુધી બહાર રહીએ છીએ. ખરું ને?"

બે ચાર આડી તેડી સામાન્ય વાતો પછી એમણે મને પૂછ્યું: "લોકો કહે છે તું સ્કવોર્તસોવના વર્તુળમાં છે કેવો છે એ માણસ?"

પી. એન સ્કવોર્તસોવ એ દિવસોમાં માર્ક્સવાદી વિચારસરણીનો એક ઉત્તમ વ્યાખ્યાતા હતો એણે 'કેપિટલ' સિવાય બીજું કશું વાંચ્યું નહોતું ને પોતે 'કેપિટલ' વાંચ્યાનું એને બહુ ગૌરવ હતું પી. બી સ્રુવેનો 'ક્રિટિકલ નોટસ' નામનો લેખ પ્રકટ થયો તે પૂર્વે બે વર્ષ અગાઉ, એણે વકીલ શ્યેગ્લોવના દીવાનખાનામાં બેસીને સ્રુવેએ રજૂ કરેલ સિદ્ધાંતોના જ પાયા પર વ્યાખ્યાન આપેલું. ને મને બરાબર યાદ છે કે, એનું એ વક્તવ્ય સ્રુવે કરતાં પણ સચોટ ને જોરદાર હતું. આ લેખ પછી સ્વોર્કતસોવની ગણના એક નાસ્તિક બડખોર તરીકે થવા લાગી પરંતુ એથી એની આસપાસ રચાઈ રહેલ યુવાનોના વર્તુળને કઈ વિઘ્ન નડ્યું નહોતું. પાછળથી આ વર્તુળમાં ભેગા થનારા યુવકોમાંના કેટલાય લોકોએ સોશ્યલ ડેમોક્રેટિક પાર્ટીના સંયોજનમાં ખૂબ મહત્ત્વનો ભાગ ભજવેલો સાચા શબ્દોમાં કહીએ તો સ્કવોર્તસોવ 'આ દુનિયાનો માણસ' જ નહોતો એ એક તપસ્વી હતો ઉનાળો હોય કે શિયાળો, એક પાતળો એવો કોટ ને ઘસાઈ ગયેલા જોડાભેર એ રખડતો હોય અડધું ભૂખમરાનું જીવન જીવતો — સતત પોતાની 'જરૂરિયાતોમાં ઘટાડો' કરતા જવાના પુરુષાર્થમાં મચ્યો રહેનારો — એ અઠવાડિયાંનાં કેવળ ખાંડ ફાકીને કાઢી નાખતો ને આ ખાંડનું પ્રમાણ પણ આખા દિવસમાં ૭ ઔંસ જ નક્કી એમાં તલભાર વધારેય નહિ કે ઓછુય નહિ ખોરાકના આ અખતરાઓ હેઠળ એના શરીરનું બંધારણ ટક્કર ઝીલી શક્યું નહિ ને આખરે કિડનીની ગંભીર બીમારીમાં એ પટકાઈ પડેલો.

ને નીચા બાંધાનો ને દેખાવમાં તદ્દન સામાન્ય લાગે એવો માણસ હતો, પરન્તુ એની નીલી આંખોમાં જે તેજ ચમકતું ને એના મુખ પર જે સ્મિત ખીલી ઊઠતું, તે પરથી ખ્યાલ આવતો કે આ એક એવો સદ્‌ભાગી માણસ છે, જેની આગળ સત્યે પોતાની જાતને પૂર્ણ સ્વરૂપે પ્રકટ કરી દીધી છે — ને બીજા કોઈની શક્તિ નથી કે એના સુધી પહોંચી શકે પોતાના મતથી જુદા પાડનાર દરેક પ્રત્યે એ કંઈક હળવા તિરસ્કારપૂર્વક વર્તતો. એને એમની કંઈક દયા આવતી, પરંતુ એના વર્તનમાં આક્રમક તત્ત્વ નહોતું. સસ્તી તમાકુમાંથી જાતે જ વાળેલી જાડી સિગરેટને સોળ ઇંચ લાંબી વાંસની નળીમાં નાખીને એ ફૂંકતો, ને સિગરેટ ન પીતો હોય ત્યારે એ નળી એના પાટલૂનના પટ્ટામાં, કિરપાણની જેમ ખોસેલી રહેતી.

પાવેલ નિકોલાયેવિચ સ્કવોર્ત્સોવને મે વિદ્યાર્થીઓના એક ટોળા વચ્ચે ઘેરાયેલો જોયેલો આ વિદ્યાર્થીઓ એકી સાથે એક આગન્તુક—
1 અનુપમ સુંદરી ભણી ધસી રહ્યા હતા. સ્કવોર્ત્સોવ આ છેલબટાઉ જુવાનિયાઓ જોડે સ્પર્ધા કરતો ને પેલી યુવતીનું ધ્યાન આકર્ષિત કરવા મથતો, એના સિગારેટ હોલ્ડર સાથે દબદબાભરી રીતે હાસ્યાસ્પદ લાગતો, ગૂંગળાવી નાખે એવા ભૂખરા ધુમાડાના વાદળ વચ્ચે આખો ભૂખરો લાગતો ઊભેલો હતો. ઓરડાને એક ખૂણે ઊભેલી એની આકૃતિ ભઠ્ઠીના સફેદ ટાઇલ્સની પશ્ચાદ્‌ભૂમાં પોતાની છાયા આંકતી, એના પાંડિત્યના શાંત કિરણ ફેંકતી હતી પુરાણધર્મપંથીની ભાષામાં વજનદાર શબ્દોના ઘોષ વરસાવી, કાવ્ય, સંગીત, નાટ્ય, નૃત્યનો ઇન્કાર કરતો, અને પેલી સુંદર યુવતીને ધુમાડાના વાદળ વડે આવરી લેતો ઊભો હતો

સૉક્રેટીસે, ઘણાં વર્ષો પૂર્વે કહેલું કે, આનંદપ્રમોદ એ હાનિકારક વસ્તુ છે," એણે ઝનૂનમાં આવી દલીલ કરી.

પેલી જાજરમાન, અખરોટના લાકડા જેવા રંગના વાળવાળી, પાતળા કપડાનું સફેદ બ્લાઉઝ પહેરેલી યુવતી, વ્યાખ્યાતાને સાંભળતી,

સુંદર આંખોની દૃષ્ટિ વડે અક્કડ વિનયપૂર્વક, આ તપસ્વી પ્રત્યે મીટ માંડી જોઈ રહી હતી — એથેન્સની સુંદરીઓ ટીચિયા નાકવાળા સોક્રેટીસ ભણી જોઈ રહેતી એવી જ દૃષ્ટિએ કેમ જાણે એની મૌન છતાં પ્રકટ એવી દૃષ્ટિ એને પૂછતી હતી :

"પણ તું હવે ક્યારે અટકીશ? તું ક્યારે અહીંથી જઈશ?"

સ્કવોર્તસોવે એ યુવતી આગળ પુરવાર કરી આપ્યું કે કોરોલેન્કો એક ગજબ આદર્શવાદી ને અધ્યાત્મવાદી છે, ને સાહિત્ય — કે જે એ કદી વાંચતો જ નહિ — એ તો 'નારોદિઝમ'(લોકપંથી દળો)ના સડી ગયેલા શબને જીવંત બનાવવા માટેનો પ્રયાસ માત્ર છે.

આખરે સિગારેટ-હોલ્ડરને પોતાના પટ્ટામાં ખોસી દઈ, એણે ત્યાંથી વિદાય લીધી. પોતાની આંખો વડે એને વળાવતી પેલી યુવતીએ થાકના માર્યા, સોફા પર — અત્યંત નાજુકતાપૂર્વક 'હાશ' કરતાં લંબાવી દેતાં, એના પ્રત્યે કરુણાનો ભાવ વ્યક્ત કરતી હોય એમ ઉદ્ગાર કાઢ્યા :

"ભલા ભગવાન! આ તે કંઈ માણસ છે? ના ના, ધુમ્મસિયો દિવસ જ જુઓ!"

કોરોલેન્કો હસ્યા, પણ મારી વાતને એમણે છેક સુધી શાંતિથી ઝીણી આંખે નદી ભણી જોઈ રહેતાં, સાંભળ્યા કરી. અંતે મૃદુ સ્વરે આશ્વાસન આપતા હોય એવા કંઠે કહે :

"તારા શ્રદ્ધેયની પસંદગી બાબત બહુ ઉતાવળો ન થતો, કારણ મને લાગે છે કે આજકાલ લોકો ધ્યેય સુધી પહોંચવા માટે જે પ્રયાસ કરવા જોઈએ તે કરતા નથી, પરંતુ બસ મન ફાવે તે એકાદાની વરણી કરી લે છે. તું જુએ છે ને કે, આ ભૌતિકવાદ, એની સરળતાને કારણે એટલો મન લોભાવનારો લાગે છે કે આજે ફેશન બની રહ્યો છે! ખાસ કરીને, જે લોકો પોતાને માટે વિચાર કરવાના પણ એદી છે એવા લોકોને તે પોતાના તરફ આકર્ષી રહ્યો છે. છેલબટાઉ જુવાનિયા

એનો અતિ ઉત્સાહપૂર્વક સ્વીકાર કરી લે છે એ તો નવીનતા માત્રના આગ્રહ છે એમના સ્વભાવ સાથે, એમની આશાઆકાંક્ષાઓ સાથે એનો મેળ બેસે કે ન બેસે, તોય "

ખૂબ વિચારપૂર્વક તેઓ બોલી રહ્યા હતા કેમ જાણે, પોતે પોતાની જાત સાથે વાત કરતા હોય વચમાં વચમાં બોલવાનુ બંધ કરી તેઓ નદી કિનારાના નીચેના ભાગમાં વરાળ બહાર કાઢતી પાર્ટીપનો ઉચ્છ્વાસ સાંભળતા કાન માંડી રહેતા, યા નદીમાંથી ઊડતો સાઈરન પક્ષીનો અવાજ સાંભળ્યા કરતા

એમણે કહ્યુ કે, "આ જીવનની ઘટનાને સમજાવવા માટેનો બુદ્ધિ પૂર્વકનો પ્રત્યેક પ્રયાસ આપણી સ્તુતિ ને આદરને પાત્ર ઠરે છે પરતુ સાથે સાથે આપણે એય યાદ રાખવુ જોઈએ કે, 'આ જીવન અસંખ્ય ને અદ્ભુત રીતે જટિલ એવા વળાંકોથી' બનેલું છે ને એથી જ એને તર્કના ચોખૂણિયા ચોકઠામાં ગોઠવવા મથવુ એ અતિ કપરુ કામ છે"

'આ વળાંકોને, એકબીજાનો છેદ ઉડાડી જતી માનવની કાર્યરેખાઓને ને એમના અનુબંધોને વ્યવસ્થાનો સ્પર્શ પણ કરાવી શકે એ રીતે ગોઠવી આપવા મુશ્કેલ છે'

આટલુ બોલી એમણે એક ઊંડો શ્વાસ લીધો, ને પછી પોતાની હેટ વડે વીંઝણો ઢોળવા લાગ્યા

મને એમના વક્તવ્યની સરળતા ને એમનો સુજનતાભર્યો ચિંતનાત્મક સૂર ગમ્યો પરતુ ખાસ કરીને માર્ક્સવાદ વિશે એમણે જે કઈ કહ્યુ તે, જો કે બીજા શબ્દોમાં, મારા માટે જાણીતુ હતુ એક પળ માટે એ બોલતા અટક્યા ત્યારે મે એમને ઉતાવળા ઉતાવળા પૂછી નાખ્યુ 'તમારા મનને આવુ શાંત, સ્વસ્થ ને સમતોલ બનાવનાર એવી તે કઈ વસ્તુ છે તમારી પાસે? '

એમણે હેટ માથા પર ગોઠવી મારા મુખ સામે દૃષ્ટિ માંડી સ્મિત કરતાં કહ્યુ

"મારે શું કરવું તે હું જાણું છુ, ને હું જે કંઈ કરું છુ, તેની ઉપયોગિતામાં મને વિશ્વાસ છે. પણ તેં મને આવો સવાલ શાથી પૂછયો?"

તે પછી મે એમની આગળ મારા મનની વ્યાકુળતાઓ ને ચિંતાઓનું બયાન આપવુ શરૂ કર્યું. એ મારાથી સહેજ આઘા, આગળ સરકીને બેઠા, જેથી સહેજ ઝૂકીને બેસતાં તેઓ મારુ મોં સારી રીતે જોઈ શકે. ને પછી ખૂબ ધ્યાનપૂર્વક મૂગા મૂગા બધુ સાંભળવા લાગ્યા.

તે પછી એમણે મૃદુ સ્વરે કહ્યુ:

"તુ જે કહે છે, એમાં અપાર સત્ય ભરેલુ છે. તારી નિરીક્ષણ-શક્તિ બહુ સારી છે"

ને સહેજ હસીને પોતાનો હાથ મારા ખભા પર મૂકતાં કહે:

મને કલ્પનાય નહોતી કે આવા સવાલ તને મુઝવતા હશે મને તો તારા વિષે જુદો જ ખ્યાલ આપવામાં આવેલો......લોકો તને એક આનંદી, ખરછટ જુવાન તરીકે ને બુદ્ધિજીવીઓ પ્રત્યે વિદ્વેષ ધરાવનાર માણસ તરીકે ઓળખે છે..."

ને એમણે બુદ્ધિજીવીઓ વિષે બહુ કડક ભાષામાં આલોચના શરૂ કરી. કહે: "હમેશાં, લગભગ બધે ઠેકાણે, તેઓ લોકોથી અળગા પડી ગયેલા છે પરંતુ એનું કારણ એ છે કે, તેઓ હમેશાં આગલી હરોળમાં રહેતા આવ્યા છે — કદાચ એ તેઓનું ઐતિહાસિક કર્તવ્ય છે."

'તમામ લોક આંદોલનમાં તેઓ મેળવણનું (આથાનું) કામ કરી રહ્યા છે તમામ નવી ઇમારતોમાં તેઓ પાયાના પથ્થર સમાન છે સોક્રેટીસ, ગિયાર્ડાનો, બ્રુનો, ગેલેલિયો, રોબેસ્પીઅરી, આપણા પોતાના ડિસેમ્બ્રિસ્ટો, પેરોવ્સ્કાયા, ઝેલ્યાબોવ — ને નિર્વાસનની સજા કાપતા આજે ભૂખમરો વેઠી રહ્યા છે તે બધા. ઉપરાંત આજની આ કાળી રાતેય, પીઠ વાળી ચોપડી પર ઝૂકી, આંખો ખેંચતા, ન્યાય માટેની લડત કાજે જેઓ પોતાની જાતને તૈયાર કરી રહ્યા છે, — અલબત્ત, સૌથી

પહેલાં તો જેમને જેઈ જ જોવાની છે — એ તમામ લેકો સૌથી વધુ ક્રિયાત્મક એવી જીવનશક્તિનું પ્રતિનિધિત્વ કરનારા છે. તેઓ સૌથી વધુ લાગણીશીલ ને જીવનશક્તિના હાથમાંના પાણીદાર શસ્ત્ર જેવા છે..."

ઉત્તેજનામાં એ પોત ની બેઠક પરથી ઊભા થઈ ગયા, ને બાંકડાની સામે જ આમથી તેમ આંટા મારતાં એમણે આગળ ચલાવ્યું :

"પૃથ્વીના પટ પર પ્રથમ બુદ્ધિવાદીએ દેખા દીધી, તે ઘડીથી માણસજાતે પોતાનો ઈતિહાસ ઘાવ નું કામ પોતાને દસ્તક લીધેલું છે. પ્રોમેથ્યુઅસની દંતકથા એટલે અગ્નિ પેદા કેમ કરવો એ શોધી કાઢનાર માણસની કથા. આ રીતે એક્કો ઝાટકે એણે માણસને પશુથી જુદો પાડી દીધો તે બુદ્ધિજીવીઓની જે ઊણપો બતાવી તે બધી સાચી છે — એમનું પુસ્તકિયાપણું — જીવન સાથેનો વિચ્છેદ — પરંતુ સવાલ એ છે કે, આને આપણે ઊણપો યા ભૂનો કહીશું કે બીજું કંઈ?

"કોઈક વાર સાચી વસ્તુને જોવા માટે સીધી દૃષ્ટિ માંડવી એ જરૂરી હોય છે નજીક આવવું એટલું જરૂરી નથી હોતું સહેજ દૂર સરીને ઊભા રહેવું જરૂરી હોય છે. ને તારાથી ઉંમરવાન ને કંઈક અનુભવી તરીકે હું તને સલાહ આપું છું કે, દોષો કરતાં સારા ગુણો પ્રત્યે વધુ લક્ષ આપવુ, એવ એક મોટી વસ્તુ છે આપણે બધા જ દોષો ખોળી કાઢવા તરફ વધુ પ્રવૃત્ત રહેનારા છીએ, કારણ એ બહુ સહેલું કામ છે; ને કદાચ આપણામાંના દરેકને એથી કંઈક ને કંઈક લાભ પણ મળી રહેતો હશે. પણ વોલ્ટેર એક મેધાવાન પુરુષ હોવા છતાં બહુ ખરાબ માણસ હતો તેમ છતાં ખોટી રીતે દોષિત ઠરાવેલા માણસનો બચાવ કરીને એણે એક મહાન કાર્ય કર્યું, એમ જરૂર કહી શકાય. એણે કાળમુખા વહેમોનો ઉચ્છેદ કર્યો. પણ એની વાત હું અહીં નથી કરતો હું એવી વસ્તુ તરફ ઈશારો કરી રહ્યો છું જેને માટે કોઈ આશા નહોતી એવા હેતુનો એણે સફળતાપૂર્વક બચાવ કર્યો — એ એક દુર્ગમ સાહસનું જ કામ તો છે!"

"એણે માન્યુ માણસનું સૌ પ્રથમ કર્તવ્ય કોઈ હોય તો તે અનુકમ્પાશીલ માનવી બનવાનુ. ન્યાય આવશ્યક ખરો ઝીણા ઝીણા તણખામાંથી એ જ્યારે ભડકો બનશે ત્યારે, ધરતીના પટ પર પથરાઈ રહેલા ગંદવાડને, જુઠાણાને એ સાફ કરી નાખશે ને ત્યારે જ જીવન એનો આ શોકમય, દમનકારી પરિવેશ બદલશે દઢતાપૂર્વક, પોતાની જાતની યા બીજાની પરવા કર્યા વિના, તમામ વસ્તુ બાજુએ મૂકીને પહેલા ન્યાયની જીવનમાં સ્થાપના કરો — આપણે જો કઈ કરવાનુ હોય તો તે આ જ છે"

દેખીતી રીતે એ થાકી ગયેલા લાગતા હતા ખૂબ લાંબો વખત એમણે સતત બોલ્યા કર્યું હતું પાછા પોતાની બેઠક પર આવી બેસી જતાં આકાશ ભણી દૃષ્ટિ ફેરતાં એમણે કહ્યુ

"બહુ મોડુ થઈ ગયુ — અથવા તો એમ કહેને કે, વહેલી પરોઢ થઈ ગઈ — જો તો ખરો, કેટલું બધુ અજવાળુ લાગે છે ! ને મને લાગે છે કે વરસાદ પણ પડવાનો ઘર ભણી જવાનો વખત થયો કહેવાય"

મારુ રહેઠાણ તો નજીક જ હતુ પરંતુ એમને માર્ઈન ગે માર્ઈન છે જવાનું હતુ મે કહ્યુ: "ચાલો હુ તમારી સાથે આવુ છુ' ને એમ કહી ઊંઘે ઘોરતા શહેરના રસ્તા પર થઈ, ઘનઘોર વાદળાં છાયેલ આકાશ હેઠળ અમે માર્ગ કાપવા માંડ્યો

"વારુ, તો હમણાં તું કઈ લખે છે?"

"ના"

"કેમ કશુ લખતો નથી તું?"

"મને વખત જ નથી મળતો"

"એ તો બહુ ખોટુ કહેવાય તારે જો લખવુ જ હોય તો સમય તો તને મળી જ રહેવાનો હું પ્રામાણિક રીતે માનું છુ — મને લાગે છે

કે — તારામાં એ શક્તિ છે પણ ખરું કહું તો, સાહેબ ! તમરું ચિત્ત ઠેકાણે નથી "

ને એમણે બેચેન જીવના ગ્લોમે ઉરપેન્રકીની વાત કરવા માંડી, પણ એટલામાં તો એ ઉનાળામાંય ધોધમાર વરસાદ તૂટી પડ્યો ને એણે આખા શહેરને રૂપેરી જળમાં ઢબૂરી દીધું અમે થોડીક વાર ખડકોના દરવાજાની ઓથ લઈ ઊભા રહી ગયા, પણ જોયું કે વરસાદ તો કંઈ એમ ઘડીમાં થંભે એવો લાગતો નથી, એટલે એકબીજાની વિદાય લઈ વિખૂટા પડ્યા.

# વ્લાદિમિર કોરોલેન્કો

હું તિફ્લીસથી નિઝની-નોવગોરોડ પાછો ફર્યો, તે વખતે વી. જી. કોરોલેન્કો પિટર્સબર્ગ ગયેલા

એ વખતે મારા હાથમાં બીજું કંઈ કામ ન હતું મેં થોડીક વાર્તાઓ લખી નાખી ને રેઈનહાર્ટના વોલ્સ્કી વેસ્તનિકમાં મોકલી આપી કોરોલેન્કોનાં લખાણોને લીધે આ સામયિક, ઠીક ઠીક નામ જમાવી, આખા વોલ્ગા પ્રદેશમાં સૌથી વધુ લાગવગ ધરાવતું પત્ર બની ગયેલું

મારી વાર્તાઓ હેઠળ મેં દસ્તખત કરેલા — 'એમ જી.' યા તો 'જી વાઈ' એ વાર્તાઓ તત્ત છપાઈ પણ ગઈ રેઈનહાર્ટે મારી ખુશામત કરતો એક લાંબો પત્ર ને સાથે ઘણા બધા પૈસા — લગભગ ત્રીસેક રૂબલ — પણ મને મોકલી આપ્યા અમુક કારણોસર — જે વિશે આજે મને કશું જ યાદ રહ્યું નથી — મેં વાર્તાઓ લખ્યાની ને છપાવ્યાની વાત મારા નિકટમાં નિકટના એન ઝેડ વાસિલ્યેવ તેમ જ એ આઈ લાનિનથી પણ એક 'ગુપ્ત રહસ્ય'ની જેમ, બહુ ચીવટપૂર્વક છુપાવી રાખેલી, આ વાર્તાઓને મેં પોતે ખાસ એવું મહત્વ આપેલું નહિ, ને એથી જ મને કદી કલ્પનાય આવેલી ન'હ કે આ વાર્તાઓ મારું નસીબ ઘડનારી બની જશે પણ રેઈનહાર્ટે કોરોલેન્કો આગળ લેખકની ઓળખ છતી કરી દીધેલી, એટલે કોરોલેન્કો પિટર્સબર્ગથી પાછા આવ્યા તે પછી એમણે મને સંદેશો કહાવી મોકલ્યો કે, "મારે તને મળવું છે' હજી તેઓ, લેમ્કે નામના સ્થપતિએ શહેરને છેડે બાંધી આપેલ, લાકડાના મકાનમાં જ રહેતા હતા. રસ્તા પર પડતા એક ઓરડામાં તેઓ ચા પીતા બેઠા હતા એ

ઓરડાની બારીની પાળી પર ને ખૂણે ખૂણે બધે ફૂલ મૂકેલાં હતાં—જ્યાં ત્યાં છાપાં ને ચોપડીઓ વેરાયેલાં હતાં

એમનાં પત્ની ને બાળકો ચા પીવાનું પતાવી, બહાર ફરવા જઈ રહ્યાં હતાં આ વખતે એ મને કંઈક વધારે તંદુરસ્ત, વધારે આત્મવિશ્વાસભર્યા ને વાંકડિયા જુલ્ફાંવાળા લાગ્યા

"અમે તારી વાર્તા જ વાંચતાં હતાં—'ધી સિસ્કીન'—વારુ, તો તે હવે મુદ્રણના બીબાંમાં દેખા દેવા માંડી ખરી. આના અભિનંદન તને! ને હું જોઉં છું કે તું બહુ છૂટપૂર્વક રૂપકોનો ઉપયોગ કરી રહ્યો છે અલબત્ત, રૂપક પણ સારી વસ્તુ છે, પરંતુ એય જો વિવેકવૃત્તિનો પૂરો ઉપયોગ કરીને ઘડ્યું હોય તો, ને છૂટ—એ પણ કંઈ કોઈ ખરાબ લક્ષણ તો નથી જ'

ને મારી સામે ઝીણી આંખે જોતાં, એમણે થોડાક વધુ મમતાના શબ્દો વાપર્યા ઉનાળાના તાપે એમની ગરદન ને કપાળ પરની ત્વચાને ઘેરો રંગ આપી કમાવી આપી હતી એમની દાઢીને રંગ ચઢાવેલો હતો ભૂરા સુતરાઉ કપડાના ખમીસ ને કાળા પાટલૂન પર ચામડાનો પટ્ટો ને ઘૂંટીથી ઉપરના જોડામાં એ એવા લાગતા હતા જાણે કોઈ દૂરનો પ્રવાસી હોય, ને હમણાં જ અહીંથી ય ઊપડી જવાનો હોય. એમની શાણપણભરી સૌમ્ય આંખોમાં આંતરિક પ્રસન્નતાનો ચમકાર વર્તાતો હતો

મેં એમને કહ્યું કે, "મેં બીજી પણ કેટલીક વાર્તાઓ લખી છે ને એમાંની એક તો 'કાવકાઝ' (કૉકેશસ) નામના છાપામાં છપાઈ પણ ગઈ છે"

"તું તારી સાથે લેતો નથી આવ્યો એકાદી! ..બહુ ખોટું કર્યું તેં! તારું કામ બહુ મૌલિકતાવાળું છે તું જે કંઈ લખે છે, એમાં બધાનો મેળ સાધીને લખાયેલું નથી હોતું. લખાણ કંઈક અખાડ ખખડિયું કહેવાય, પણ એ ઘણું રસપ્રદ તો છે જ લોકો કહે છે કે તું

ભારે રસાળ માણસ છે હું પણ એવો જ છુ. આખો ઉનાળો વોલ્ગાના પ્રદેશમાં પગે કરીને રખડ્યા કર્યું છે મે, હું છેક કેગ્ઝેનેટસ ને વેત્લુગા સુધી જઈ આવ્યો. તું ક્યાં ફર્યો છે?"

ને જ્યારે મે મારા ગજાપાદના અહેવાલની રૂપરેખા એમની સામે દોરી આપી ત્યારે, મધુ મુશુાલના એ મોતી ઊડ્યા :

"ઓહહો! ત્યારે તુ તો ઘણી બધી ધરતી પગ તળે કાઢી આવ્યો! એટલે જ તો આટલા વખતમા — કેટલા વર્ષ થયાં? હ નવુ વરસમાં — તુ આટનો બધો ઘડાઈ ગયો છે ને એથી તારી શક્તિ પણ ઘણી જ વધી હશે "

મે હજી હમણાં જ એમની એક વાર્તા વાચેલી — 'ધી રિવર પ્લેઝ' નામની એ વાર્તા વાંચીને એનાં વર્ણનોનું માદર્શ પીનાં મને ખુબ જ આનદ થયેલો એ વાંચી મને એના લેખક પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી થયેલી મે ઉત્સાહમાં આવી એ વાર્તાની વાત કરવા માંડી :

"હુ માનુ છુ કે માછીમાર ત્યુલિનમાં તમે જીવનના સત્યને અદ્ભુત કુશળતા વડે પ્રગટ કરેલું છે — 'એક ઘડીના વીર પુરુષ'ના સ્વભાવવાળા પેલા ખેડુ-પાત્રના આલેખનમા તમે કમાલ કરી છે. એ પાત્ર એવુ છે જે ઘડીના છઠ્ઠા ભાગમા એક ભવ્ય રીતે ઉમદા એવુ વીરતાભર્યું સાહસ પણ કરી દેખાડે, ને એનો એ બીજી ઘડીએ પોતાની પત્નીને માર મારી અધમૂઈ કરી નાખનાં કે પોતાના પડોશીનું માથુ દડા વડે ભાગનય, પાછુ વળી જોવા ઊભો ન રહે એના કૃપાળુ સ્મિત વડે ને વિવેકભર્યા — જાણે રગરગના ઊંડાણનાં ફૂલ હોય એવા — શબ્દોનો ઘોષ ચલાવી તમારુ દિલ જીતી લેતય વાર નહિ, ને તે પછી તરત, અચાનક, કશા જ કારણ વિના, ગદા જોડા વડે તમારા મોં પર લપડાક ચોડી દેતય ખચકો નહિ કૌઝમા મિનીનની માફક એક પળે એ મોટા લોકઆંદોલનનો નેતા પણ બની જાય ને પછી એક દારૂડિયાની જેમ ઢીંચીને જિંદગી વેડફી પણ નાખે '

કોરોલેન્કો મારા અસ્પષ્ટ વક્તવ્યને વચમાં રજમાત્ર દખલ કર્યા વિના ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા, ને એમણે આખો વખત મારી સામે નજર માંડી જોયા કર્યું — હું મુંઝાઈ જાઉં એટલી હદે. વચમાં વચમાં આંખો મીંચી દઈ ટેબલ પર હાથ વડે ટકોરા માર્યા કરતા થોડી વારે પોતાની બેઠક પરથી ઊભા થઈ જઈ, ભીંતને અઢેલી ઊભા રહેતાં, ધીમું ધીમું હસતાં, વિનોદભર્યા સ્વરે એમણે કહ્યું :

"તું બહુ અતિશયોક્તિ કરે છે પણ એટલું કહી શકાય કે વાર્તા સારી છે એથી વધારે કશું જ નહિ ને હું કહી દઉં કે મને પોતાને ય એ ગમે છે પરંતુ બેડું તરીકે સર્વસામાન્ય દૃષ્ટિએ એ પાત્ર કેવું છે, યા ર્‌યુલિન કોના જેવો છે — એ વિષે હું કઈ જ જાણતો નથી. પણ તું એ બધું બહુ સરસ રીતે કહે છે. તું બહુ સ્પષ્ટ ને અદ્‌ભુત રીતે વ્યક્ત કરી શકે છે તારી ભાષા બહુ જોરદાર છે એ વાર્તાના તારાં વખાણમાંથી, હું જે સમજ્યો તે આ, મે કહ્યું તે .ને તારી વાતો સાંભળતાં માણસને લાગે કે તે ખૂબ ખૂબ જોયેલું છે ખૂબ ખૂબ વિચારેલું છે ને એ બદલ હું તને અભિનંદન આપું છું — મારા અંતઃકરણપૂર્વક ..મારા આત્માના ઊંડાણમાંથી ."

એમણે પોતાનો ખરબચડો — કુહાડી ચલાવી ને હવેસાં મારી મારી આંટણ પડી ગયેલો — હાથ મારી ભણી લંબાવી દીધો. એમને લાકડાં ચીરવાના ને એવા તમામ પ્રકારના શારીરિક શ્રમમાં બહુ આનંદ આવતો

"ચાલ, તો હવે મને કહે કે, તે શું શું જોયું ?"

મેં એમને તરેહ તરેહના સત્યશોધકોની વાત કરી — મારી યાત્રા દરમિયાન, જેમની સાથે માર્ગ ભેરા થઈ ગયેલો ને જેઓ સેંકડોની સંખ્યામાં એક શહેરથી બીજે શહેર, એક મઠથી બીજે મઠ રઝિયાના ચકરાવા લેતા માર્ગોની ધૂળ ખૂંદતા ભટકી રહ્યા હતા

બારી બહાર રસ્તા પર નજર માંડતાં કોરોલેન્કોએ કહ્યું

"પણ એ બધા મોટે ભાગે રખડેલ જ હોય છે. જિંદગીમાં અસફળ નીવડેલા સાહસિકો, તિરસ્કાર જન્મે એવી હદે પોતાની જાતના આસક્ત લોક! અને, તારું ધ્યાન ખેચાયું છે ખરું કે એ બધા જ લગભગ ખરાબ મિજાજના હોય છે! એમના મોટા ભાગના લોકો એવા હોય છે જેમને 'પવિત્ર સત્ય'ની કંઈ પડી જ નથી હોતી આરામભર્યું જીવન ને કોક ને કોકના ગળે પડવાનો મોકો એ શોધના ફરે છે."

આટલી શાંતિપૂર્વક બોલાયેલા એ શબ્દો મારા હૈયે ગણુંકો જગાવી ગયા, ને તત્ક્ષણ એણે મારા મનમાં, હું જે એક અસ્પષ્ટ ભાવની છાયા અનુભવી રહ્યો હતો, તે સત્યને મારી આગળ છતું કર્યું.

કોરોલેન્કોએ આગળ ચલાવ્યું : "એમાંના કેટલાકને તો ઝીણું કાંતવાની એવી સરસ આવડત હોય છે! એમની પાસે તમને ભાષાનું પ્રાચુર્ય જોવા મળે એમની બધી વાતોમાં એવો મુલાયમ રેશમ જેવો વણાટ હોય!"

'સત્યના શોધકો' આ જ તો બધાં 'નારોદનિસ્ટ' લોક-સાહિત્ય માટેનાં ચરિત્ર પૂરાં પાડનારાં પાત્રો હતાં, ને કોરોલેન્કો એ બધાને 'રખડેલ કહી વખોડી રહ્યા હતા ને એમને 'તુંડમિજાજી' કહી ભાંડયા તે વધારામાં! આ તો લગભગ નિંદા જેવું લાગે, પરંતુ કોરોલેન્કોની જીભે ઉચ્ચારાયેલા આ શબ્દોમાં વજન હતું, એની પાછળ અનુભૂતિનું બળ હતું ને એમના આ શબ્દોએ, એમના ચિત્તની આધ્યાત્મિક સ્વતંત્રતા માટે, મારા મનમાં જે ખ્યાલ બંધાયો હતો તેને મજબૂત બનાવ્યો.

"તું કદી વોલ્હીનિયા અથવા તો પોરોસ્યા ગયો છે? અત્યંત સુંદર સ્થળ!"

મે જ્યારે એમને ઓઆન ક્રોન્સ્તાદસ્કી સાથેના, માથે આવી પડેલા, વાર્તાલાપની વાત કરી ત્યારે એમણે ઉત્સુકતાપૂર્વક મને પૂછ્યું :

"તું એના વિષે શું માને છે? કેવા પ્રકારનો માણસ છે એ!"

"એ માણસ સાચી આંતરિક શ્રદ્ધાથી ભરેલો માણસ છે— આપણા ગામડાના પાદરીઓ જેમ ભલા ભોળા પ્રામાણિક ભાવે શ્રદ્ધા ધરાવનારા હોય છે, તેવો. મને તો એવું લાગે છે જાણે પોતાની લોકપ્રિયતાથી એ પોતે જ ભડકેલો છે. એ એનાથી જીરવાય એવી વસ્તુ નથી. એને જોતાં તમને એવી લાગણી થાય કે જાણે એની બાબતમાં બધું જ જેમ તેમ વેરવિખેર છે...કેમ જાણે પોતાની ઇચ્છાથી એ કશું કરતો નથી. જાણે આખો વખત એ ડગલે ને પગલે પોતાના ભગવાનને પૂછ્યા કરતો હોય : 'આ બરાબર છે!' ને આખો વખત એક પ્રકારનો ડર એના મનમાં રહ્યા કરતો હોય, જાણે, ના, આ તો નહિ."

"આ તારી વાત કાનને કંઈક વિચિત્ર લાગે છે." કોરોલેન્કોએ કહ્યું.

તે પછી એમણે મને લુહાયાનોવના ખેડૂતો ને કેરઝેનેટના મનથી જુદા પડેલા લોકો સાથે પોતાને થયેલી વાતો કહેવા માંડી. ભાષાની સૂક્ષ્મતા ને હાજરજવાબી વિનોદવૃત્તિનો ઉપયોગ કરતાં એમણે મને એ લોકોના અજ્ઞાનની, ને એમની ભાષા વાપરવાની ચતુરાઈની વાત કરતાં કુતૂહલપૂર્વક સૂચવ્યુ કે, ખેડૂતની ઉપાસના ને અજાણ્યા માણસો વિષે અવિશ્વાસ છતાં એની શિષ્ટતા — એ બે જબરી વસ્તુઓ છે : અને પછી ઉમેર્યું : "મને કોક વાર લાગે છે કે, રશિયા જેવું આટલી બધી વિવિધતાવાળુ આધ્યાત્મિક જીવન કદાચ બીજે ક્યાંય નહિ હોય. જો કે આમ કહેવું એ કંઈક વધારે પડતું ગણાય. પરંતુ એટલું તો વિના ખચકાયે કહી શકાય કે, વિચાર ને શ્રદ્ધાની બાબતમાં અનંત વિવિધતા ધરાવનાર ચરિત્રો આ આપણા દેશ જેટલી સંખ્યામાં બીજે ક્યાંય નહિ હોય."

ને એમણે આમ વિસ્તારના આધ્યાત્મિક જીવનનો ઊંડો અભ્યાસ કરવાની આવશ્યકતા પર ભાર મૂકતાં કહ્યું : "માનવજાતિના શાસ્ત્રનો

અભ્યાસ કરનારાઓથી આ કામ પતવાનું નથી. આપણે તદ્દન જુદી રીતે વધુ નિકટતાથી, ઊંડાણમાં ઊતરીને એ વિષયને સ્પર્શવો પડશે. જે ગામડું — જે આપણા જેવા તમામની જન્મભૂમિ છે, એમાં પણ ય એવું નઠારું ઘાસ પગ ઊગી નીકળેલું હોય છે. આ ભૂમિમાં બીજની વાવણી માટે જેટલી મહેનતની જરૂર છે તેટલી જ સાવધતા ને કાળજી પણ જરૂરી છે જ. આ ઉનાળામાં જ મારે એક જુવાનિયા સાથે વાતચીત થઈ એ કંઈ બેવકૂફ કહેવાય એવો તો નહોતો જ. એણે પૂરી ગભીરતાપૂર્વક મને કહ્યું કે, ' ગામડાંઓમાં કુલકોનો (શ્રીમંત ખેડૂતોનો) વિકાસ એ એક પ્રગતિની નિશાની છે, કારણ કુલકો મૂડી જમાવી રહ્યા છે, ને રશિયાને એક ડીમાદી દેશ બનવા માટે મૂડીનો ખપ છે આજે. ને આ જાતનો પ્રચાર જો ગામડાં સુધી ફેલાઈ જાય...'

આટલું બોલી એ હસવા લાગ્યા.

મને બારણા સુધી વળાવવા આવતાં એમણે વળી પાછી મારા શિક્ષણ પ્રાપ્તિ માટેની પોતાની શુભેચ્છા પ્રકટ કરી

મે એમને સવાલ કર્યો : " તમને શું લાગે છે . હું લખી શકીશ ખરો ? "

" અલબત્ત, તું લખી શકશે જ તો ! " એમણે ઉદ્‌ગાર કાઢયા ને કંઈક વિસ્મય પ્રગટ કરતાં બોલ્યા · " કેમ વળી ? તું તો અત્યારેય લખે જ છે ને તારું લખાણ છપાવે છેય ખરો — એથી વધારે શું જોઈએ ? તારે કંઈ સલાહ સૂચનની જરૂર હોય તો બેનાશક લખાણ લઈને આવજે--આપણે એની ચર્ચા કરીશું "

એમની પાસેથી વિદાય લેતાં હું સંપૂર્ણ તાજગી અનુભવી રહ્યો હતો — ધામધર્યા દિવસનો થાકયોપાકયો માણસ કોઈ વનપ્રદેશના ઝરણામાં ડૂબકી મારીને બહાર નીકળ્યો હોય એવો।

કોરોલેન્કો પ્રત્યે મારા હૃદયમાં પુષ્કળ આદરની લાગણી જાગી હતી, તેમ છતાં કોણ જાણે કેમ હું એમની સાથે નિકટતા અનુભવી

શકતો નહિ એ વાત મારા મનને ઉદ્વેગ કરાવનારી હતી. અલબત્ત, આનું કારણ કદાચ એક જ હતું, ને તે એ કે, હું એ વખતે શિક્ષકો ને સલાહકારોથી કંઈક થાકેલો હતો, ને એમનાથી મારું મન વિશ્રાંતિ ઝંખી રહ્યું હતું, કેવળ સમભાવ ભર્યા મિત્ર સાથે, મારા અંતરને કોરી રહેલ બાબતો વિષે, સાદીસીધી વાતો કરવા તલસી રહ્યું હતું. પણ જેવો હું મારા મન પર પડેલી છાપો લઈને મારા શિક્ષકો પાસે જતો તેવા જ તેઓ એને કાપી કૂપી, જોડ સાંધા કરી, તે વખતની ફેશન મુજબ તેઓ પોતે રાજકીય-ફિલસૂફીની જે દુકાનના ઘરાક હોય તે પ્રમાણે — એમાંથી ઘાટ ઘડવા બેસી જતા ને હું એ વસ્તુ પણ જોઈ શકતો હતો કે, એ સિવાય બીજી કોઈ રીતનો ઘાટ ઘડવાની ક્ષમતા જ એ બિચારાઓમાં ન હતી ને મને લાગતું કે આ લોકો મારા માલને બગાડી રહ્યા છે

પંદરેક દિવસ પછી હું મારી એક પરીકથા ને એક વાર્તા લઈને કોરોલેન્કો પાસે ગયો. પરીકથા હતી—'માછીમાર ને પરી' ને વાર્તા હતી — 'બુઢ્ઢી ઈઝરગીલ' — જે મેં તાજી જ લખેલી હતી. કોરોલેન્કો ઘેર ન મળ્યા, એટલે મારા લખાણની હસ્તપ્રત એમને ત્યાં મૂકીને હું પાછો વળી ગયો. બીજે દિવસે મારા પર એમની ચિઠ્ઠી આવી : "આજે સાંજે આવજે થોડી વાતો કરીશું"

હું ગયો ત્યારે એ મને પગથિયા પર જ, હાથમાં કુહાડી સાથે, જોવા મળ્યા. મને કહે "એમ નહિ માનતો કે વિવેચન માટેનું મારું સાધન આ છે" ને હાથમાંની કુહાડી ઝુલાવતાં એમણે કહ્યું : "આ તો માત્ર ભંડારિયામાં એક અભરાઈ નાખવાની હતી, તેને માટે .. હા, પણ તારે માટેય સજા તો તૈયાર જ છે .."

એમની આંખોમાં ટીખળનું સ્મિત ડોકાયું, ને કોઈ અભ્યસ્ત રશિયન ગામડિયણ બાઈના જેવી તાજી ગોઠાયેલી રોગીની મેઢમ વેરી રહ્યા ને બોલ્યા :

"મેં આખી રાત લખેલું. રાતે વાળુ કર્યા પછી થોડું સૂઈ લીધેલું. ઊંઘમાંથી જાગ્યો ત્યારે મને થયું કે મારે કંઈક કામ શોધી કાઢવું પડશે."

પંદર દિવસ પહેલાં જોયેલો તે કરતાં આજે એ મને કંઈ જુદો જ માણસ લાગ્યો. મને આજે એને માટે જરાય એવી લાગણી થઈ નહિ કે, મારો કોઈ શિક્ષક યા સલાહકાર છે. મારી સામે એક સરસ આદમી ઊભો હતો, જે મિત્રભાવે આખી દુનિયાની વાતોમાં રસ ધરાવતો હતો.

"વારુ તો," કહી એમણે ટેબલ પર પડેલી મારા લખાણની હસ્તપ્રત હાથમાં લીધી, ને એના વડે પોતાના ઘૂંટણ થાબડતાં મને કહ્યું :

"હું તારી પરીકથા વાંચી ગયો. આખો દિવસ મુસેટની કવિતાઓ ને તેમાંય ખાસ કરીને માદામ મિસોવરકાયાએ કરેલા અનુવાદ વાંચ્યા કરનારી કોઈ યુવતીએ આ વાર્તાઓ લખી હોત તો હું કહેત કે, 'ખરાબ નથી લખી. પણ તું હવે ઝટ પરણી જા, શું સમજી?' પણ તારા જેવો તગડો આદમી આવી કૂંળી કૂંળી કવિતાઓ લખે, એ તો લગભગ નાલેશી જ કહેવાય. ને કડક ભાષા વાપરીએ તો એક ગુનો જ ગણાય...તેં ક્યારે લખ્યુ આવું બધુ?"

"હું તિફ્લીસ હતો ત્યારે લખેલું."

"ત્યારે એમ વાત છે! આખી વાર્તામાંથી નિરાશાવાદ ટપકે છે. તું જાણે છે પ્રેમમાં નિરાશાવાદ એટલે ભયંકર લાંબી બીમારી. વ્યવહારથી તદ્દન વેગળો એવો સિદ્ધાંત છે એ. અમે ઓળખીએ છીએ તમને — ઓ નિરાશાવાદીઓ — અમે તમારા વિષે અગાઉ બહુ સાંભળેલું છે..."

ને ખધાઈપૂર્વક મારી સામે આંખ મિચકારતાં ધીમું હસી લઈ, વળી પાછું ગંભીરતાપૂર્વક કહેવા માંડ્યું :

"આ શોકગીતિકાઓને જો તારે પ્રસિદ્ધ કરવી હોય તો એનો

એક જ રસ્તો છે, એને એકલીને જુદી છાપી નાખવી જોઈએ તદ્દન મૌલિક વસ્તુ છે. તું જો કબૂલ થતો હોય તો લાવ, હું છપાવી આપીશ, તને. 'બુઢ્ઢો ઈઝરગીલ' એ કંઈક પેલી વાર્તા કરતાં વધારે સારી છે. બધુ નક્કર. પણ ત્યાંય...વળી પાછી તારી કારુણિકા ટપકી પડે છે ..! આ રસ્તે કશુ સારું નીપજવાનું નથી...તું કદી જેન ગયો છે? હારતો વળી...આ બધુ ફરી તને એ તરફ જ ધસડી જશે..."

ઘડીક અટકી હસ્તપ્રતનાં પાનાં ઉથલાવતાં એ કહેવા લાગ્યા :

"આ બહુ વિચિત્ર છે એક પ્રકારની પ્રેમસાધના જ તો એનો તો ક્યારનો અંત આવી ગયેલો છે આ લાગણીરસને એની કબર માંથી છૂટનો ક્યૈં કંઈ લાભ થાય કે નહિ, એ બાબત મને બહુ શંકા છે. મને એમ લાગે છે કે આ લખાણમાં તુ તારું સ્વત્વ ખગતી શક્યો નથી. તું વાસ્તવવાદી છે — રંગદર્શી તો નહિ જ — નક્કર વાસ્તવવાદી. અમુક એક જગાએ, જ્યાં પેલા પોલીસવાસીની વાત આવે છે ત્યાં, કંઈક બિલકુલ અંગત વાત જેવું મને લાગ્યુ-ખરું કે નહિ!"

"તમારી વાત ખરી પણ હોય"

"આહહા! જોયુ? હુ તને કહી'દઉં', અમે તમારા લેકો વિષે કંઈક તો જાણીએ છીએ હોં! પણ તારે અંગત વસ્તુઓ બાજુએ મૂકી દેવી જોઈએ — એને વચ્ચે લાવે તે અસત્ય છે. અલબત્ત, જે બહુ સંકુચિત રીતે અંગત હોય છે, તેની જ વસ્તુની વાત કરું છું હું."

તેઓ ખૂબ સરળતાથી સહજ આનંદી ભાવે બોલી રહ્યા હતા. એમની આંખોમાં પ્રસન્નતાનો ચમકાર હતો હુ વિસ્મયપૂર્વક એમના મોં સામે ટગી રહ્યો — કેમ જાણે આજ પહેલાં મેં એમને કદી જોયા ન હોય! હસ્તપ્રતને ટેબલ પર ફગાવી તેઓ મારા તરફ ફર્યા. અને એમના હાથ મારા ઘૂંટણ પર મૂકી કહે:

"આમ જો...હું તારી સાથે તદ્દન ચોખ્ખે ચોખ્ખી વાત કરું! હું ખાગે જ તને ઓળખું છું, આજ સુધી તારા વિષે કંઈ કંઈ

સાંભળેલું છે. પણ આજે મારી સગી આંખે તને જોઈ રહ્યો છું તારે જે રીતે જીવવું જોઈએ એ રીતે તું નથી જીવતો. તારી આસપાસનું વાતાવરણ જોઈએ તે પ્રકારનું નથી. મને લાગે છે કે તારે અહીંથી ચાલ્યા જવું જોઈએ. અથવા તો પછી કોઈ સારી સરખી છોકરી જોઈને પરણી જવું જોઈએ"

"પણ હું પરણેલો છું."

"એ જ મોટો વાંધો છે ને!"

મેં એને કહ્યું કે, "આ વાત ન ચર્ચાય એ જ હું પસંદ કરું છું"

એમણે દિલગીરી વ્યક્ત કરી. ને મજાક કરવા માંડી, ને પછી એકાએક ગંભીર બની જતાં ચિંતાથી વ્યાકુળ સ્વરે કહ્યું:

"ઓહ! તેં જાણ્યું, રોમાસ પકડાઈ ગયો તે? કેટલો વખત થયો એ વાતને? મેં તો હજી ગઈ કાલે જ સાંભળ્યું. એ સ્મોલેન્સ્કમાં હતો? ત્યાં શું કરતો હતો એ?"

"રોમાસ 'નારોદનોયે પ્રાવો' (લોક-અધિકાર) નામનું છાપખાનું ચલાવતો હતો, પોતાના ઘરમાં જ. પોલિસે એ બંધ કરાવી દીધું..."

"બેચેન જીવડો!" કોરોલેન્કોએ કંઈક વિચારમાં ઊંડા ઊતરી જતાં કહ્યું: "હવે પાછા એ લોકો એને ક્યાંનો ક્યાં મોકલી દેશે! એની તબિયત કેવી છે? બરાબર? પહેલાં તો એ અલમસ્ત ને ખડતલ હતો."

ને પોતાના પહોળા ખભા હલાવતાં એમણે એક લાંબો નિશ્વાસ મૂક્યો

"એ બધી વસ્તુઓ એવી છે, જેની આજે જરૂર નથી. એ રીતે કશું જ થઈ શકે નહિ. આસ્તિયેંવનો કિસ્સો આમાં દષ્ટાંતરૂપ છે. એ આપણને શીખવે છે કે, ગમે તે એક 'કાનની' કામ હાથમાં લઈને બેસી જાઓ — ને રોજિંદા જીવનમાં રહી સંસ્કાર કેળવવાનું કામ કરો. આ એકહથ્થુ સત્તાખોરી એ તો સડેલો દાંત છે. અલબત્ત, એનાં મૂળ

તો મહુ ઊંડા ને વિસ્તરેલાં છે પણ આપણી પેઢીએ એને ઉખાડી પાડવાની કોશિશ નથી કરવાની — આપણે એને મૂળમાંથી ઢીલો કરી નાખીએ તો બસ છે ને 'કાનૂની' રીતે જીવીને એટલું એક કામ કરતાંય વર્ષો જશે'

એમણે ક્યાંય લગી આ વિષે બોલ્યા કર્યું, ને એમ લાગતું હતું કે, આ એમના જીવનનો — જીવંત શ્રદ્ધાનો વિષય હતો.

એલદોત્યા સેમ્યોનોવ્ના અંદર આવ્યાં, ને એમની પાછળ બાળકોએ આવી ધુમરાણ મચાવી મૂકી. હું ઊભો થયો, ને એમની રજા લઈ મે પ્રસન્ન હૃદયે ત્યાંથી વિદાય લીધી.

એ તો જાણીતી વાત છે કે નાનકડા પરગણામાં બધે કાચની દીવાલો હોય છે — બધા જ તમારે વિષે બધું જાણતા હોય છે. તમે મંગળવારે બે વાગ્યે શું વિચારતા હતા, ને શનિવારે મધરાતની પ્રાર્થના પહેલાં તમે શું કર્યું તેની સુધ્ધાં તેઓને ખબર હોય છે. દરેક માણસને તમારા અંતરતમ રહસ્ય ને ઇરાદાઓની જાણ હોય છે, ને જો તમે એમની આપેલી ભવિષ્યવાણી પ્રમાણે, એમની તમારે વિષેની ધારણાઓને સાચી ઠરાવવામાં, રજમાત્ર પાછા પડ્યા તો તેઓ તમારા પર રોષે ભરાય છે.

અલબત્ત આખું શહેર જાણતું થઈ ગયું હતું કે કોરોલેન્કોને હું ગમું છું ને એ માટે મારે અનેક પ્રકારની સલાહો સાંભળવી પડતી. જેમ કે,

"ચેતતો રહેજે, નહિ તો તારા જેવાનું તો માથું જ ફેરવી નાખે એમનો માણસ છે એ—એ લોકો આપણા કરતાં સવાયા ડાહ્યા હોય છે!"

ને પી. ડી. બોબોરિકીનની 'આખરે ઠેકાણે આવ્યો.' (કેઈમ ટુ હિઝ સેન્સિસ) નામની તે સમયની લોકપ્રિય વાર્તા ભણી અંગુલિ-નિર્દેશ થતો. એ વાર્તામાં એક ક્રાંતિકારીની વાત આવતી હતી. તેણે 'કાયદેસર' રીતે ઝેમ્સ્ત્વોમાં કામ કરવા માંડ્યું હતું, ને અંતે તે

પોતાની છત્રી ને ઍરી બંને ગુમાવી બેઠેલો.

"તું તો એક ડેમોક્રેટ છે, તારે જનરલો પાસેથી શું શીખવાનું છે—તું તો ખરેખરો—જનતાનો પુત્ર કહેવાય."—એ લોકો મને કહેતા.

પણ મને તો ઘણા લાંબા વખતથી અનુભવ થઈ ગયો હતો કે હું તો જનતાનો ઓરમાન દીકરો છું. આ લાગણી વખત જતાં વધી હતી, પણ ઘટી ન હતી. ને મેં તો કહ્યું જ હતું કે, હું જેટલો ઓરમાયો છું, એટલા જ ઓરમાયા નારોદનિકો પોતે છે, એવું મને તો લાગ્યા કરે છે. ને મેં જ્યારે એમની આગળ આવી વાત કરી, ત્યારે એ લોકો મને ઠપકો આપવા લાગ્યા.

કહે: "જોયું, એમણે તને ચેપ લગાડી જ દીધો છે!"

યારોસ્લાવલ લિસેમના વિદ્યાર્થીઓના એક જૂથે મને એમની એક મિજલસમાં આવવાનું આમંત્રણ આપ્યું હતું. મેં એમની આગળ કંઈક વાંચ્યું. એમણે મારે શરાબની પ્યાલીમાં વોડકા રેડ્યો ને મનમાં મનમાં વિચાર્યું કે મને કશી જ ખબર પડવાની નથી. પરંતુ મેં એમનું આ છળ પકડી પાડ્યું. ને હું સમજી ગયો કે મને ખૂબ પાઈ ને બેસુધ બનાવવાની આ એમની પેરવી હતી...પણ એ લોકો એવું શા માટે કરવા માગતા હતા, એની મને કંઈ ગમ પડી નહિ. એમાંના એક અહંકારી, દમિયલ છોકરાએ મને ધમ્પન બંધાવતાં કહ્યું:

"સૌથી મોટું કોઈ કામ હોય તો તે આ બધા જ વિચારો, આદર્શો ને એવી તમામ વસ્તુઓને શયતાનને હવાલે સોંપવાનું છે. તદ્દન સાદું ને સરળ લખવું! જહાન્નમમાં જાય બધા વિચારો!"

આ બધી સલાહ-સૂચનાઓથી હું ખરેખર ગળે આવી ગયો હતો.

કોરોલેન્કો પણ, બધી જ જાણીતી વ્યક્તિઓની જેમ, સામાન્ય લોકોના આવા અનેક પ્રકારોનું નિશાન હતા. કેટલાક એવા પણ હતા

જેઓ, કૅરોલેન્કોના લોકો પ્રત્યેના વિવેકભર્યા વનગુની પ્રામાણિક રીતે કદર પણ કરતા કેટલાક એમના આદર અંદરના કનહોમાં સંડોવીને એ લેખકને પણ કનુષિત કરવાની કોશીશ કરતા, ત્યારે કેટલાનું કામ જ એ હતુ કે "હું મંદ સ્વરે એમની નિંદાનો રસ પીરસ્યા કરવો. મારા પોતાના કેટલાક મિત્રો હતા જેમને એમની વાર્તાઓ બિલકુલ પસંદ નહોતી તેઓ. તેઓ કહેતા :

'એ તારો પેલો કૅરોલેન્કો ભગવાનમાં માને છે!"

અમુક ખાસ કારણોસર "મૂર્તિનું અનુસરણ' વાર્તા તેઓને ખાસ અણગમતી હતી, અને તેઓ 'નૃવંશશાસ્ત્ર'ને જ એક અસર ગણતા.

પાવેન યાકુબિકને મુખ્ય આ જ ભાવ સાથે ગીતાન્તેખ લખેલો તેઓ એમ પણ કહેતા, કે આ વાર્તાના નાયક મોચીનું પાત્ર તો છે ઉસ્પેન્સ્કીની વાર્તા 'મોગલ્સ ઓફ રાસ્તેર્યાએવા સ્ટ્રીટ'માંથી ઉપાડી લીધેલું છે આ વિવેચકોને જોતાં મને વોરોનેઝનો એક પાદરી સાંભરી આવતો જેણે મિખ્નુકો માખ્ખાઈના પ્રવચનોની ઝીણવટભરી વર્ણનો સાંભળ્યા પછી ઉશ્કેરાટમાં આવી પૂછેલું :

'તું એમ કહે છે કે, રશિયામાં પાપુઆનને લઈ આવનારો એ છે? ને લાવ્યો તો પાપુઆનને જ શા માટે લાવ્યો? ને તેય વળી એકને જ લાવ્યો?"

આખી રાત ગ્રામપ્રદેશમાં રખડી રઝળીને ઘેર પાછો ફરતો હતો ત્યાં કૅરોલેન્કો મને એમના મકાનની ઓસરી આગળ મળ્યા.

'તું ક્યાંથી ફૂટી નીકળ્યો, અત્યારમાં?" એમણે વિસ્મયભેર પૂછ્યું, 'ચાલ, હું પણ ફરવા જ નીકળું છું કેવું સુંદર પ્રભાત છે! ચાલ આવે છે મારી સાથે?"

એમનો ચહેરો જોતાં જ લાગ્યું કે આખી રાત એમને પણ વગર ઊંઘે જ કાઢેલી છે આંખોની આસપાસ રાતાં કુંડાળાં થઈ ગયાં

હતાં, ને એ લુખ્ખી સુકી ને થાકેલી હતી. એમની દાઢી પણ અસ્તવ્યસ્ત ગૂંચવાયેલી હતી, કપડાં પણ જેમ તેમ પહેરેલાં હતાં.

"મેં તારી 'આન્ડાક આરૂખીપ ઈન વોરૂમાર' વાર્તા વાંચી — ખરાબ ન કહેવાય. માસિકમાં છપાવવા લાયક તો ખરી જ. છપાવવા લાયક તો ખરી જ. એ છપાવ્યા પહેલાં તેં મને કેમ દેખાડી નહિ! ને કેમ તું મને સમૂળગો મળવા નથી આવતો!"

મેં એમને કહ્યું કે પેલે દિવસે એમણે મને મારા તરફ પીઠ ફેરવી, મૂંગાં મૂંગાં હાથ લંબાવી, ત્રણ રૂબલની લોન આપેલી, એ વાતે મારું મન જરા અસ્વસ્થ હોવાથી મારા પગ આ તરફ ઊપડતા નહોતા. મને એથી ખૂબ દુઃખ થયેલું. પૈસા ઊછીના લેવા જેવું અળખામણું બીજું કોઈ કામ નથી, ને અત્યંત ભીડમાં આવી પડું તો જ એ રીતે હાથ લંબાવું છું.

તેઓ ભવાં સંકોચી કંઈક ઊંડા વિચારમાં ડૂબી ગયા. પછી કહે :

"મને તો એવું કંઈ યાદ પણ આવતું નથી. પણ તું કહે છે — એટલે એવું બન્યું તો હશે જ. પણ એવી એકાદી નાનકડી ભૂલ માટે તો તારે મને ક્ષમા કરવી જોઈએ. મને લાગે છે કે, તે વખતે મારું મન બગડેલું હશે. હમણાંનું ઘણી વાર એવું થઈ જાય છે. એકાએક મગજમાં વિચારો ઊભરાવા લાગે છે. ને પછી જાણે કોઈ પાતાળકૂવાને તળિયે જઈ બેઠો હોઉં એવી લાગણી અનુભવું છું. મને કંઈ જ દેખાતું નથી. ને કંઈક સાંભળવાની ઉત્સુકતાથી હું મારા કાન સરવા કરી બેઠો રહું છું..."

મારો હાથ પોતાના હાથમાં લેતાં, મારી આંખો સામે આંખ માંડી એ બોલ્યા :

"ભૂલી જા એ વાત. તને મારા પર રીસ કરવાને કોઈ કારણ નથી. તારા પ્રત્યે મને ખૂબ સારી લાગણી છે. ને તને એવી વાતનું ખોટું લાગે જ, એ પણ સ્વાભાવિક છે. કંઈ એમ એટલી સહેલાઈથી

આપણાં મન દુભાવાનાં નથી હોતાં. ને એ જે બન્યુ તે ખરાબ જ છે એ વિષે શંકા નથી. પણ હવે ભૂલી જા એ વાત ..મારે તને કંઈક વાત કરવાની છે — તુ પુષ્કળ લખે છે, બહુ ઉતાવળ કરે છે એમાં તારી વાર્તાઓમા જ્યાં ને ત્યાં એવું અધૂરિયુ અધકચરુ લખાણ આવ્યા કરે છે 'આરખોપ'માં વરસાદનું જે વર્ણન કર્યું છે તે નથી તો કાવ્ય બનતુ કે નથી એને લયબદ્ધ ગદ્ય તરીકે ઓળખી શકાય એવુ બહુ ખોટુ કહેવાય"

મારી બીજી વાર્તાઓ વિષે પણ ખૂબ લંબાણથી એમણે ક્યાંય લગી મારી સાથે વાતો કરી ને દેખીતી રીતે જ મને સમજાઈ ગયુ કે મારી લખેલી એકે એક વસ્તુ એ ખૂબ ધ્યાનપૂર્વક ચીવટથી વાંચી જાય છે ને આ વસ્તુ મારા હૃદયને ખૂબ ઘેરી રીતે સ્પર્શી ગઈ

મે એમનો આભાર માન્યો, ત્યારે એમણે મને કહ્યુ : "આપણે એક બીજાને મદદ કરવી જોઈએ. આપણે કેટલા થોડા .ગણ્યાગાંઠ્યા જ તો છીએ, ને તેમાં વળી દરેકને પોતપોતાની મુસીબતો વળગેલી જ હોય છે !"

ને પોતાના અવાજને ધીમો કરી નાખતા એમણે મને પૂછ્યુ.

"તે સાંભળ્યું છે કે નહિ? રોમાસના કેમમાં ઈરિતોગિના નામની કોઈ છોકરી પણ સંડોવાયેલી છે ..એ વાત સાચી કે ખોટી?"

હું આ છોકરીને ઓળખતો હતો. એક જહાજના તૂતક પરથી એણે નદીમાં પડતું મૂકેલું, ત્યારે પાણીમાં પડી મે એને બહાર કાઢેલી,—એ મારી ને એની ઓળખાણ એને બહાર કાઢવાનું કામ તો બહુ સહેલુ પડેલું, કારણ એણે ડૂબી મરવા જે પાણી પસંદ કરેલાં તે સાવ છીછરાં હતાં. એ એક રંગ વિહોણી મૃદ જેવી છોકરી હતી. એને હિસ્ટીરિયા જેવી કંઈક બિમારી હતી, ને જૂજુ બે લવાની માંદગી વૃત્તિ. પાછળથી સારાતોવના સ્તોલિપીન પરિવારમાં એ ગવર્નેસનું કામ કરતી. મેદિસમાલિસ્ટોએ આપ્તેકરસ્કી ટાપુ પર

આવેશ એ પ્રધાનના મામ્ય રહેઠાણ પર બૉમ્બ ફેંક્યો તે વખતની હોનારતમાં આ છોકરીનું નામ મરેલાંની યાદીમાં નીકળેલું.

આમ, મારે એના વિષે જે કંઈ કહેવાનું હતું તે મેં કહી નાખ્યું. તે પછી કોરોલેન્કોએ લગભગ રોષ વ્યક્ત કરતા હોય એ રીતે કહ્યું :

"એવાં છોકરાંને આવી બધી જોખમભરી ઘટનાઓમાં સંડોવવાં એ એક ગૂનો જ છે. હું ચાર વર્ષ પૂર્વે એ છોકરીને મળેલો. હાં તો ચાર નહિ ને વધારે વર્ષ પણ થયાં હોય—એના વિષેનો મારો અભિપ્રાય તારા કરતાં તદ્દન જુદો જ છે. એક મીઠડી છોકરી, જીવનના અન્યાયોથી દુ:ખી થનારી...એ ગમે તે કોઈ ગામડામાં એક સારી શિક્ષિકા બની શકી હોત. લોકો કહે છે, પોલિસની ઊલટતપાસમાં એણે કેટલાંક રહસ્યો ખુલ્લાં કરી દીધેલાં. પણ જાણી જાણીને એ શું જાણતી હોત ? રાજકારણના એ મિથ્યા દેવ* ( Baal )ને ચરણે આવાં છોકરાંને બળી તરીકે વધેરવાં એ બિલકુલ ઉચિત નથી.

એમણે પગલાંની ઝડપ વધારી, ને માગ પગમાં તો, છોલાઈ છોલાઈને, ફોલ્લા ઊઠી ગયેલા હતા. એટલે હું, અડબડિયાં ખાવા લાગ્યો, પાછળ પડવા લાગ્યો.

"કેમ શું થયું છે તને ?"

"સધીવા."

"બહુ વહેલો કહેવાય ! મારા મને, તેં છોકરી વિષે જે કંઈ કહ્યું તે બધું ખોટું છે. પણ એકંદર તું બહુ સારી રીતે બધું કહી શકે છે. આમ જો જરા કોશિશ કરીને, હવે થોડું લાબું લખનો જા...માસિકને માટે. એવું લખવાનો સમય પાકી ગયો છે હવે. એ લોકો છાપશે પણ ખરા. ને મને લાગે છે કે તું હવે તારી જાત માટે કંઈક બહુ ગંભીરતાપૂર્વક વિચારતો થા."

* ફિનિશિયન દેવતા

મને યાદ નથી કે એ સલુણી સવાર પછી એમણે મારી સાથે આવી મોદક રીતે કદી વાતો કરી હોય — બે દિવસની સતત હેલી પછી ઊપડેલું એ પ્રભાત...ને તાઝગી ભરી હરિયાળીથી ઝૂમતાં ખેતરો વચ્ચે.

યહુદીઓના સ્મશાન આગળ થઈ વ્હેતા નાળાને કિનારે અમે ક્યાંય લગી બેસી રહેલા, ને ઘાસ તરણાં ને ઝાડની ઘટાને પાંદડે પાંદડે ઠરેલ ઝાકળબિંદુનું સૌંદર્ય ગાતા, એ મારી આગળ વાડથી ઘેરાયેલા વસવાટમાં વસતા યહુદી લોકોના જીવનમાં કરુણતા ને વિનોદની છાંટવાળી જીંદગીનું વર્ણન કરી રહ્યા હતા, ત્યારે એમની આંખ હેઠળ થાકની છાયા ઘેરી ને ઘેરી બની રહી હતી.

અમે શહેર ભણી પાછા ફર્યા, તે વખતે નવના ટકોરા તો ક્યારના પડી ચૂક્યા હતા. છૂટા પડવાનો રસ્તો આવતાં મેં એમની વિદાય લેવા માંડી ત્યારે વળી એમણે મને યાદ દેવરાવ્યું :

"તો હવે તું લાંબી વાર્તા લખવાનો પ્રયાસ કરજે...કરવાનો કે નહિ ?"

હું ઘેર પહોંચ્યો ને તરત લખવા બેસી ગયો — 'ચેલકાશ'ની વાર્તા — ઓડેસાના એક રખડુની કથા. નિકોલાયેવ શહેરની હોસ્પિટલના વોર્ડમાં એ મારા પડોશના ખાટલામાં હતો. મેં બે દિવસ લગી લખ્યા જ કર્યું. ને ત્રીજે દિવસે મારી હસ્તપ્રતની એ રફ નકલ જ કોરોલેન્કો પર મોકલી આપી.

બે એક દિવસ પછી ભેગા થયા ત્યારે એમણે મને મમતાપૂર્વક અભિનંદન આપતાં કહ્યું,

"તેં મને આ વખતે મોકલી એ વસ્તુ પણ ખરાબ નથી. કેમ જાણે એક સળંગ કપડામાંથી વેતરી કાઢેલી..."

એમનાં આ વખાણથી હું મુંઝાઈ ગયો.

એ સંધ્યાએ એમના એ નાનકડા અભ્યાસખંડમાં મારાથી સ્હેજ છેટેની એક ખુરસી પર બેસતાં ઉત્સુક ભાવે એમણે મને કહ્યું :

"જરાય ખરાબ ન કહેવાય! પાત્રોને કેમ ઘડવાં એ તને આવડે છે. તારાં પાત્રો — તારા લોકો...આપ મેળે બોલના ચાલના ને આપસૂઝથી કામ કરનારાં હોય છે એમના વિચાર પ્રવાહમાં તારા તરફથી કોઈ પ્રકારની દખલ થતી નથી. એમની લાગણીઓના વેગને અણસ્પર્શ્યો રહેવા દઈને એમની પાસે કામ લેતાં તને આવડે છે. આ કળા બધાને સાધ્ય નથી હોતી. ને સૌથી ઉમદા વસ્તુ તો એ છે કે, તું લોકોનો એમના જેવા ને તેવા સ્વરૂપે, સ્વીકાર કરી લે છે. મેં તને કહ્યું ને કે તું વાસ્તવવાદી છે."

પણ ઘડિક અટકીને ધીમું હસતાં એમણે ઉમેર્યું : "પણ સાથે સાથે એ વાત પણ એટલી જ સાચી છે કે તું રંગદર્શી છે. ને આમ જો મારી સામે! હજી તો અહીં આમ બેઠાં બેઠાં તને માંડ પાએક કલાક થયો હશે, એટલામાં તો તે આ ચોથી સિગરેટ ફૂંકી નાખી."

"હું બહુ અસ્વસ્થ પ્રકૃતિનો છું."

"પણ તારે એવા ન રહેવું જોઈએ. તું આખો વખત બેચેન હોય છે ને કદાચ એટલે જ લોકો કહેતા હશે કે તું બહુ પીએ છે. તારા શરીરમાં હાડકાં ને ચામડાં સિવાય બીજુ છે શું? તારે એટલી બધી સિગરેટ ન પીવી જોઈએ એથી તો તને કશો આનંદ મળતો નથી...તને થયુ છે શુ, એ તો કહે મને?"

"મને જ ખબર નથી ..'

"ને તારા પીવા વિષે ..સાચી વાત છે એ?"

"નર્યું જુઠાણું"

"ને કહે છે કે તુ તરેહ તરેહનાં ધાંધલ..."

ને એમ કહેતાં સ્થિર દૃષ્ટિએ તેઓ મારી સામે જોઈ હસ્યા ને મારા વિષે પોતે સાંભળેલી એક ગપનું સરસ રીતે બયાન કરવા લાગ્યા.

તે પછી એમણે પેલા યાદગાર શબ્દો ઉચ્ચાર્યા :

"જેવો કોઈ માણસ સહેજ પણ જાણીતો થયો કે લોકો પહેલાં તો એના માથા પર જ ફટકો લગાવવાના — ને તે, માત્ર ખાત્રી કરી લેવા જ... એક વિદ્યાર્થીએ મને આ કહેલું... પણ મશ્કરીની વાત જવા દઈએ. ભલેને એ લોકો તારા તરફ ગમે તેમ વર્તે, તારે એની પરવા કરવાની જરૂર નથી : આપણે તારી 'ચેલ્કાશ' વાર્તાને 'રૂસ્કોયે બોગાત્સ્ત્વો' (રશિયન વૈભવ)માં છપાવીશું. એનાં બધાં લખાણોની મોખરે — એય એક કદર છે, આદરનું સ્થાન છે. જોકે એમાં વ્યાકરણ અંગેનાં કેટલાંક સ્ખલનો પણ છે, જે એનો રંગ બગાડી નાખે છે, એ મેં સુધારી લીધાં છે. એ સિવાય હું એને ક્યાંય અડ્યો નથી — તારે જોઈ લેવી છે એક વાર ?"

અલબત્ત, મેં ના પાડી દીધી

ઓરડીમાં આંટા મારતાં મારતાં, બેઉ હાથની હથેળીઓ ભેગી કરી મસળતાં એમણે કહ્યું :

"તારી સફળતાથી હું બહુ ખુશ છું."

એમના મુખની પ્રસન્નતામાં મેં એમના દિલની સચ્ચાઈની ઝાંખી કરી. આ માણસ સાહિત્ય વિષે એવી રીતે વાત કરતો હતો જાણે, પોતાની ચાહનાને પાત્ર એવી કોઈ સ્ત્રી પરના પોતાના શાંત સભ્ય ચિરંજીવ દૃઢ એવા પ્રેમની વાત કરતો હોય. એ માણસ પર મારું મન વારી જવા લાગ્યું. એની સાથે એકાંતમાં ગાળેલી એ સુખી ક્ષણો હું ભૂલી ભૂલી શક્યો નથી. હું મૂંગો મૂંગો એની આંખો સામે જોઈ રહેતો. બીજાને માટે એમાં એટલો બધો આનંદભરેલો હતો કે બસ

બીજાને માટેનો આનંદ એ એવી અનોખી વસ્તુ છે કે, ભાગ્યે જ બહુ થોડા લોકો એનો અનુભવ કરી શકતા હોય છે. ને છતાં દુનિયાની ઉમદા વસ્તુઓમાંની એક વસ્તુ છે એ.

મારી નજીક આવી, પોતાનો ભારે હાથ મારા ખભા પર મૂકનાં કોરોલેન્કોએ કહ્યું

"આમ જો, તુ શામાટે આ જગા છોડીને ચાલ્યો નથી જતો? દાખલા તરીકે તુ સમારા જઈ શકે. 'સમારા ગેઝેટ'માં મારો એક મિત્ર કામ કરે છે. જો તું કહે તો હું એને લખુ એ તને ત્યાં જરૂર કામ આપી શકશે. બોલ, ત્યારે લખુ એને?"

"કેમ ભલા, હું અહીં કોઈને નડતર રૂપ છુ શુ?"

"ના, બીજા લોકો તારા માર્ગમાં નડતરરૂપ છે"

દેખીતી વાત હતી કે શરામી તરીકેની મારા વિશેની અફવાઓ એમણે સાચી માની હતી, અને "સાર્વજનિક સ્નાનગૃહમાંના ભખેડા" તથા મારી "હિણુપતભરી" રીતભાતો — જેમાંની મુખ્ય વસ્તુ હતી મારો ગરીમી કોરોલેન્કોની શહેર છોડી ક્યાંક ચાલ્યા જવાની આ ઉદ્દભગી સલાહથી મારુ દિલ દુભાતુ હતુ સાથે સાથે 'દુર્ગુણોની ખીણુ માંથી મને ઉગારી લેવાની એમની ભાગણી મારા દિલને સ્પર્શી જતી.

કઈક ઊર્મિઓનો આવેગ અનુભવતાં મે એમને મારા જીવન વિષે વાત કરી. તેઓ ભવાં સંકોડતા ને ખભા હલાવતા મૂગા મૂગા લાગણીપૂર્વક મારી વાત સાંભળી રહ્યા

"પણ તું તારી મેળે જોઈ શકે છે કે, આ બધુ કેટલુ અસભવ છે" એમણે કહ્યુ "તારે આ બધી બેવકૂફી સાથે શુ લેવાદેવા? ના, તું મારી વાત કાને ધર, ને ભલો થઈને આ સ્થળ મૂકી ક્યાંક બીજે ચાલ્યો જા. તારા જીવનની પદ્ધતિ જ બદલી નાખ "

મે એમની સલાહ માની લીધી

પાછળથી જ્યારે મે 'સમારા ગેઝેટ'માં યેગુદિલ ખ્લામિદાના તખલ્લુસ હેઠળ રેજની રોજ ખરાબ વાર્તાઓ લખવા માંડી ત્યારે કોરોલેન્કોએ મને પત્ર લખીને મારી કૃતિઓની બહુ સખત શબ્દોમાં ઠેકડી ઉડાડતો કડક આલોચના પણ કરેલી, પણ એ બધુ મિત્રભાવે

એવો એક પ્રસંગ હજી મને બરાબર યાદ છે

'સ્કુકિન'ના ઉપનામથી કાવ્યો લખનારો એક કવિ — જેનામાં એના નામ બરાબર ગુણ હતા — એની ભયંકર કંટાળાજનક કૃતિઓથી હું ગળે આવી ગયેલો હતો. એક જ લાંબો કાગળ ચીતરીને એ લાંબી કવિતાઓ મારા પર મોકલ્યે રાખતો. એમાંની એકે એક ન સુધારી શકાય એવા વ્યાકરણના છબરડાથી ભરેલી, મરી મટીને મથો તોય કશું તથ્ય જ ન નીકળે એવી, એને છાપવી જ અશક્ય. નામ રોશન કરવાની લાલસાએ આ માણસને એક મૌલિક વિચાર સૂઝી આવ્યો. એણે ગુલાબી કાગળ પર પોતાની કવિતા છાપીને, એ કાગળિયાંની બધા દુકાનદારોને લ્હાણ કરી. ખોરાકની વસ્તુ સામગ્રી વેચનારાઓ એના આ કાગળમાં ચાહનાં પડીકાં, મિઠાઈનાં ખોખાં, સાર્ડિન માછલીના ડબ્બા ને સોસેજ વીટી વીંટીને પોતાના ઘરાકોને આપે ને એ રસ્તે પોતાની અમુક ફૂટ લાંબી — કવિતા કે જેમાં એણે પૂરી ગંભીરતાથી સુધરાઈના સત્તાવાળાઓ, અમીર ઉમરાવ વર્ગના માણસો, શહેરના ગવર્નર ને બિશપ વગેરેની પ્રશંસા કરી એમને છાપરે ચઢાવેલા. આમ દુકાનના ઘરાકોને એમની ખરીદી માટે ઈનામ અપાતું હોય એમ આ કવિની કવિતા વહેંચવામાં આવતી.

આ બધા મહાનુભાવો, સૌ પોતપોતાની રીતે, નામીચા તો હતા જ, ને એમના તરફ લોકોનું ધ્યાન દોરાય એ માટે લાયક જ હતા. પણ એમાં ખાસ કરીને બિશપનું વ્યક્તિત્વ વિશેષ ધ્યાન ખેંચે એવું હતું

એણે બળજબરીથી એક તાતાર છોકરીને દીક્ષા આપેલી, ને એના એ કૃત્યે આખા જિલ્લામાં વસતા તાતારોમાં લગભગ રમખાણ સળગી ઊઠે એવી સ્થિતિ પેદા કરેલી. વળી એણે ખ્રિસ્તી*

---

'સ્કુકિન' કંટાળો (રશિયામાં 'સ્કુકા') શબ્દ પરથી લેવામાં આવેલો છે.

* એક ધાર્મિક સંપ્રદાય.

સંપ્રદાયના કેટલાક લોકો સામે એક વિચિત્ર આક્ષેપ મૂકી — મને ખબર છે કે — તદ્દન નિર્દોષ લોકોને સજા પણ કરાવેલી.

એની સૌથી ભવ્ય સિદ્ધિ કોઈ હોય તો તે એ હતી કે, એક વખત એ પોતાના વિસ્તારમાં પ્રવાસે નીકળ્યો હતો ત્યારે, એક ખરાબ મોસમના દિવસે, એકાન્ત જંગલ જેવા પ્રદેશમાં એની બગી બરાબર એક નાનકડી ઝૂંપડી આગળ તૂટી પડી. નછૂટકે એને ખેડૂતની એ ઝૂંપડીમાં આશરો લેવો પડેલો. ખેડૂતના ઘરની એક અભરાઈ ઉપર ઈશુની મૂર્તિની બાજુમાં જ એણે જીવની પ્લાસ્ટર ઑફ પેરિસમાંથી બનાવેલ, છાતી લગી ઘડેલી પ્રતિમા મૂકેલી જોઈ. તે પછી પૂછપરછ કરતાં, ને ખેડૂતોના ઘર ઝૂંપડાંની તલાશી લેતાં એને જાણવા મળ્યું કે, બીજાં અનેક ઘરોમાં ઈશુની મૂર્તિની જોડાજોડ ઑલિમ્પસના દેવતાની ને વિનસ (ગ્રીક લોકોની સુંદરતાની દેવી)ની મૂર્તિઓ પણ જોવામાં આવી. પણ આ બધી મૂર્તિઓ ક્યાંથી આવી એ વિશે કોઈ એને કશું જ કહી શક્યું નહિ

આમ પ્રાચીન રોમના દેવતાઓની પૂજા કરનારા સમારાના મૂર્તિપૂજકો સામે અદાલતમાં કામ ચલાવવા માટેનો પૂરતો મસાલો એને મળી ગયો. 'એ' કાફિરોને એણે જેલમાં નખાવ્યા, એટલું જ નહિ, પોલિસની તપાસમાં એમ પણ આવ્યુ કે, બ્યાટકા નામની સૈનિક વસાહતમાં પ્લાસ્ટરનાં પૂતળાં બનાવી વેચનારા એક ફેરિયાને લૂંટી લઈ, આ લોકોએ મારી નાખેલો, ને બધાએ ભેગા મળી, મિત્રભાવે એનો માલ વહેંચી લીધેલો આ વસ્તુ પૂરવાર થતાં સુધી એ લોકોને બિચારાને જેલમા જ સડવુ પડેલુ.

ટૂંકાણમાં કહું તો, મને ગવર્નર પ્રત્યે, બિશપ અને એ આખા શહેર પ્રત્યે, અરે, સમગ્ર વિશ્વ ને ખુદ મારી જાત પ્રત્યે, ને તે ઉપરાંત બીજી અનેક વસ્તુઓ પ્રત્યે ભયંકર અસંતોષ જાગી ગયો હતો. ને પરિણામે મને જેના પ્રત્યે ભયંકર સૂગ હતી એનાં જ ગુણગાન કરવા આવેલા એ કવિ પર હું રોષ ને ઉશ્કેરાટથી એકદમ ભડકો થઈ ઊઠેલો

કોરોલેન્કોને કાને વાત પહોંચતાં એમણે મને ખૂબ ઠપકાભર્યો એક પત્ર લખ્યો કે, 'કોઈને ગાળ દેતી વખતે પણ માણસે વિવેક જાળવવાનો હોય છે.' એ બહુ સારો પત્ર હતો, પણ મારી ઓરડીની તલાશી લેતાં પોલિસે એ હાથ કરી લીધેલો. કોરોલેન્કોના મારા પરના બીજા અનેક પત્રોની સાથે એ પત્ર પણ હું ગુમાવી બેઠો છું

પોલિસને વિષે એક વાત કરી લઉં.

૧૮૯૭ની સાલની વસંતના આરંભમાં નિઝની–નોવગોરોદથી પકડીને, બીજી કશી લાંબી ટૂંકી વિધિમાં પડ્યા વિના પોલિસ મને તિફ્લીસ મૂકી આવેલી. ત્યાં મેતેખીના કિલ્લામાં, કેપ્ટન કોનિસ્કી જે પાછળથી પિટર્સબર્ગની પોલિસનો વડો બનેલો એણે, મારી ઉલટતપાસ લેતાં લુખ્ખી રીતે સવાલ કરેલો:

"કેટલા સુંદર કાગળ કોરોલેન્કોએ તને લખ્યા છે — ખબર છે કંઈ તને? એ તો રશિયાનો મોટામાં મોટો નામાંકિત લેખક છે આજે."

આ કેપ્ટન વળી એક વિચિત્ર જ મચ્છ હતો. બેઠી દડીનો ખંધો, સાવચેત, અવિશ્વાસુ હાવભાવ ને ઉદાસીન વળાંકવાળા રાક્ષસી નાકવાળો હતો. ચપળ આંખો એના બાકીના ચહેરામાં સાવ જુદી જ તરી આવતી હતી, ને એની કીકીઓ એના નાકની દાંડીની ઓથે ક્યાંક સંતાઈ જતી હતી

"હું કોરોલેન્કોનો દેશબંધુ છું, હું વોલ્હીનિયાનો વતની. વળી હું એ બિશપ કોનિસ્કીના કુટુંબમાં જન્મ્યો છું. જેણે, તને યાદ હોય તો, કેથેરાઈન બીજીને સૂર્ય વિષે વ્યાખ્યાન આપેલું અને એના માટે ગૌરવ છે."

મેં એને વિનયપૂર્વક સવાલ કર્યો, "એ બન્નેમાં તું કોને માટે વિશેષ ગૌરવ ધરાવે છે? તારા એ પૂર્વજ માટે કે દેશબંધુ માટે!"

"બેઉને માટે, અલબત્ત, બંને માટે સ્તો"

ને એની બન્ને આંખો જાણે નાકના પૂનની ઓથે બિલકુલ સંતાઈ

ગઈ હોય એમ લાગ્યુ. પણ એણે જેનેથી ડોક ખાધી, ને અને ડોકીઓ પાછી પોતાને ઠેકાણે આવી ગઈ મારું સ્વાસ્થ્ય બગડેલું હતુ, એથીય હુ કંઈક ચીઢિયો પણ થઈ ગયો હતો મે એની ટીકા કરતાં કહ્યું કે, "જે માણસનું પોલિસ સતત ધ્યાન રાખી રહી છે, એને માટે ગૌરવ લેવાનું તારે શુ કારણ, એ મને કંઈ સમજાતુ નથી."

એણે સાધુતાભરી રીતે જવાબ આપ્યો : "આપણામાંનો પ્રત્યેક માણસ સર્વશક્તિમાન પરમેશ્વરે નિર્ધારિત એવું કાર્ય કરે જાય છે. એ વાત માનીને જ આપણે આગળ ચાલીએ...અર્થાત્ કે તમે એની જ ઇચ્છાને આધીન રહો છો...ને છતાં આપણે એ પણ જાણીએ છીએ .."

અમે ભોયરાની એક નાનકડી કોટડીમાં બેઠા હતા બરાબર કિલ્લાના મુખદ્વાર આગળ જ બારી હતી પણ તે એકદમ ઊંચેની ભીંતમાં, લગભગ છતને અડીને એમાં રહીને સૂર્યનું એક ત્રુકાણુ બિબ અંદર ડોકાયુ, ને તે છેક ટેબલ પર આવીને પડ્યુ — કાગળિયાંના ઢગથી લદાયેલા એ ટેબલ પર — ને મે જોયુ તો ભાગ છૂટા છૂટા સ્વચ્છ હસ્તાક્ષરમાં લખાયેલ એક કાગળની ચમરખીને તે ઉજાળી રહ્યુ હુ એકદમ ચમકી ઊઠ્યો.

એ શાપિત કાગળના ટુકડા તરફ આંખો માંડી જોઈ રહેતાં મને વિચાર આવ્યો.

'જો કેપ્ટન મને પૂછશે કે આ લાંબાચોડા નિરર્થક શબ્દોનો અર્થ શો, તો હુ એને શુ જવાબ દઈશ?'

૭ વર્ષ લગી એટલે કે ૧૮૯૫ની સાલથી તે ૧૯૦૧ સુધી હુ કોરોલેન્કોને મળેલો જ નહિ ને આ આખા ગાળા દરમિયાન થોડાક પત્રોની આપલેથી જ અમારો વ્યવહાર ચાલેલો

૧૯૦૧માં પહેલી વાર હુ પિટર્સબર્ગ ગયો. સીધી પંક્તિઓવાળુ ને ખોટી રીતે વર્ણવાયેલા લોકોવાળુ એ શહેર એ વખતે હુ 'ફેશન'

હતો, હું 'નામ' કમાઈ ચૂકેલો હતો. જે મારે માટે એક નમામી વ્યાધિરૂપ બની ગયું. મારી લોકપ્રિયતાનાં મૂળ બહુ ઊંડાં હતાં. મને બરાબર યાદ છે, એક દિવસ સાંજની વેળાએ હું એનિયૅાન પૂન વટાવતો રસ્તો કાપી સામી બાજુ જઈ રહ્યો હતો, ત્યાં પાછળથી કોઈ બે માણસોને મારી લગોલગ આવી ગયેલા મેં જોયા, એ બંને જણા નાઈની દુકાન ચલાવનારા લાગ્યા. એમાંના એકે મારા મોં સામું જોઈ, કંઈક ચમકી ઊઠી, ધીમે સાદે પોતાના સાથીને કહ્યું:

"જો — આ તો ગોર્કિ!"

બીજો ચુપચાપ સ્થિર ઊભો રહી ગયો. મને પગથી માથા સુધી નીરખી રહ્યો ને પછી એક ડગલું બાજુએ ભરી, સ્હેજ સરીને, મને પસાર થવા માર્ગ કરી આપતાં ઉમંગમાં આવી બોલી ઊઠયો:

"સાળો! આ તો ગામડીઆ જેવા પહેરે છે!"

બીજા અનેક આનંદ પ્રમોદમાં, એક વસ્તુ એ બની કે, 'નાચાલો' (પ્રારંભ)-પત્રના તંત્રીમંડળના સભ્યો સાથે મારી છબી ખેંચવામાં આવી ને એમાં ગુમેલિચ, જે સરકારનો છૂપો જાસૂસ ને ક્રાંતિકારીઓમાં રહી ઉશ્કેરણીઓનું કામ કરતો હતો તે મળૂભ પણ તેમાં ઊભેલો.

સ્વાભાવિક રીતે જ સ્ત્રીઓને જ્યારે એમના કૃપાળુ સ્મિતવડે, ને જુવાન છોકરીઓને પ્રશંસક પ્રેમભરી દૃષ્ટિ વડે મારું સ્વાગત કરતી જોતો ત્યારે મને અત્યંત આનંદ થતો. એકાએક કીર્તિએ નવાજી દીધો હોય એવા કોઈ પણ યુવાનની જેમ હું મોગ્ને મળતો દેખાતો હતો.

પણ રાતની વખતે મારી મેળે સાવ એકલો પડતાં હું મારી જાત માટે કોઈ વણપકડાયા અપરાધી જેવી લાગણી અનુભવી રહેતો. જાણે હું જાસૂસો ન્યાયાધિશો ને સરકારી વકીલોથી ઘેરાયેલો હોઉં, ને એ બધા એવી રીતે વર્તી રહ્યા હોય કે જાણે, મારો અપરાધ એક કમનસીબ અફસોસજનક, 'જુવાનીની એક ભૂલ માત્ર' હોય!— ને એમેય સૂચવતા હોય કે બસ એક વાર હું મારી ભૂલ કબૂલ કરી

લઉં તો તેઓ મને ઉદારતાપૂર્વક માફી આપી દેશે. પરંતુ એ બધાં જ એમના અંતરમાં ઊંડે ઊંડે એક અપરાધીને પકડી પાડવાની અદમ્ય ઇચ્છા સેવી રહ્યા હોય, ને વિજયપૂર્વક માગ મોઢા પર—'જો તને પકડી પાડ્યો ને આખરે!'ના બોલ મારવા તલસી રહ્યા હોય જાણે

"તારી માન્યતા શું છે?" ધર્મના ઊંચા આસને બિરાજનારા સુરતમતવાદી પાદરીઓ મારા પર એમની તીણી શોધક દૃષ્ટિ માંડતાં સવાલ કરતા

હું એક નરમ વિવેકી માણસ હોવાને કારણે એમની તપાસને વશ થતો, ને એમની સાથેના વર્તનમાં જે ધીરજ બતાવતો, તેનાથી મને પોતાને આશ્ચર્ય થતું પણ ઊલટ તપાસના એ ત્રાસમાંથી મુક્ત થયા પછી મને એડમિરાલ્ટીનો એ આખો ઢોળાવ ઊતરી સેઈન્ટ ઈસાકના ઘુમ્મટ સોંસરી એક દોટ દેવાની ઇચ્છા થઈ આવતી, યા એવું જ કોક બીજું તોફાની ટીખળ કરવાની વૃત્તિ થઈ આવતી

આ બધી ભલમનસાઈ ને ખુશમિજાજ હેઠળ હંમેશ, અચૂક રીતે કંઈક ખોટી વસ્તુ છુપાયેલી હોતી રશિયનો હંમેશાં ધૃષ્ટતા, યા નિર્લજ્જ ઉદ્દંડતા જેવી કોક લાગણી છુપાવીને રાખતા. આ લક્ષણ — યા તો કહો એમની આ પૂછપરછની પદ્ધતિ — અનેક ભિન્ન ભિન્ન રીતે વ્યક્ત થતી હોય છે. મુખ્યત્વે, પડોશીના મન પર આક્રમણ કરવા માટે કેમ જાણે કોઈ મેળામાં દેખાડાતો ખેલ હોય ને એમાં બધી તરકીબો શી રીતે અજમાવાય છે, એની જાણકારી દાખવતા, હાથચાલાકીના ખેલ દેખાડતાં, પગ પછાડતા, અનેક તુચ્છ નજીવી વસ્તુઓથી લોકોના મનને ઢંઢોળતા ને એ દરમિયાન જ વચમાંથી ઊંધાનું ચત્તું કરી દેખાડતા હોય એમ તેઓ વર્તતા હોય છે ને પેલા વહેમી મનના થોમસની માફક આંગળી ધીંચી પ્રત્યેક ઘાને છેડતા રહે છે—પયગંબરના સંશયવાદમાં કે વાંદરાના કુતૂહલમાં જાણે એમને કશો જ ભેદ ન દેખાતો હોય એમ!

આ પથ્થરિયા પિટર્સબર્ગમાં પણ કોણ જાણે ક્યાંથી ય કોરોલેન્કોએ પોતાને માટે લાકડાનું ઘર ગોધી લીધુ હતું બધી જ પ્રાદેશિક સગવડોવાળુ ને રંગેલી ફોવાળુ — એ ઘર એટલે મમતાની હૂંફ ને યુગની ફોરમથી મહેકતુ

આ વર્ષો દરમિયાન કોરોલેન્કોના માથાના વાળમાં પળિયાની છાંટ દેખાવા માંડી હતી. લમણા પગના તો લગભગ બધા વાળ પાકી ગયા હતા એમની આખ હેઠળ કરચલી પડી ગઈ હતી, એમની દષ્ટિ કઈક ક્લાન્ત ને સાગ તાગી લેતી હોય એવી ઊંડી ઊંડી લાગતી મે પહેલી જ દષ્ટિએ જોઈ લીધુ કે, આ માણસમાં જે શાંતિ મે જોયેલી, જે મને ખૂબ જ પ્રિય વસ્તુ હતી, તે શાંતિનું સ્થાન અસ્વસ્થતાએ — બન્ને આધ્યાત્મિક શક્તિઓ આત્યંતિક હદે તંગ બની ગઈ હોય તેવી — અસ્વસ્થતાએ લીધુ છે દેખીતી રીતે મુલતાનના * કિસ્સામાં એમને સારી પેઠે સહન કરવુ પડ્યુ હોવુ જોઈએ

"મને અનિદ્રાની બિમારી લાગુ પડી છે — ક્યાંય ચેન જ લેવા દેતી નથી ને તુ પહેલાના જેટલી જ તમાકુ ફૂંકે છે કે શું? — ક્ષયની બિમારી છતાં! તારાં ફેફસાંની શી હાલત છે? મને કાળા સમુદ્રને કાંઠે જઈ રહેવાની ખૂબ ઈચ્છા હતી, ચાલ, આપણે જઈશું ત્યાં બેઉ!"

એમણે ટેબલ પર મારી સામેની બેઠક પર બેસતાં ને ચાનું પાણી ઊકળવા મૂકેલી કીટલીની ઓથ લઈ એની પાછળથી મારી સામે જોતાં, મારા કામ વિશે વાતો કરવા માંડી

* ૧૮૯૨-૯૬ ના વર્ષો દરમિયાન આની પોલિસે બ્યાન... કારી મુલતાન ગામના ઉદ્મૂર્ત ખેડૂતોના એક જૂથ પર 'બલિ ... કેસ માંડેલો કોરોલેન્કો આ ખેડૂતોના બચાવ ... રહી વકીલ

'ડ્રામા ગોર્દયેવ' જેવી વસ્તુ કરતાં 'વારેન્કા ઓલેસોવા' જેવી વસ્તુ પર તારો હાથ સારું કામ કરી જાય છે. એ નવલનું આખું લખાણ બહુ અક્કડ અક્કડ લાગે છે. હાંસી હાંસીને એમાં મસાલો ભરેલો લાગે છે. પણ એમાં વસ્તુના સુગઠન ને કમનીયતા જેવું બહુ ઓછું છે." એમણે પોતાની પીઠને ટટ્ટાર કરતાં, મેરૂદંડના ટચાકા ફોડતાં મને પૂછ્યું.

"વારુ...વારુ તો તું હવે માર્ક્સવાદી બની ગયો છે, ખરું!"

ને જ્યારે મેં એમને કહ્યું કે, 'હું એની બહુ નીકટ જઈ રહ્યો છું, ત્યારે અપ્રસન્નતાનું સ્મિત કરતાં એમણે મને કહ્યું.

"મારે મન તો એ બધું કઠોળું કઠોળું લાગે છે. આદર્શવાદ વિનાનો સમાજવાદ-મને તો સમજાતો જ નથી ને. હું માનતો નથી કે કેવળ ભૌતિક હિતોની જાગૃતિના પાયા પર જ કોઈ નીતિશાસ્ત્રની રચના થઈ શકે—નીતિશાસ્ત્ર વિના આપણું કામ કદી ચાલવાનું નથી."

ચાદના ઘૂંટડા લેતાં લેતાં એમણે મને પૂછ્યું.

"વારુ, તો કહે, પિટર્સબર્ગ તને કેવુંક ગમ્યું?"

"લોકો કરતાં અહીંનું શહેર મને વધુ દિલ-ચસ્પી જમાડનારું લાગ્યું"

"અહીંના લોકો..."

કહેતાં એમણે ભવાં ઊંચાં કર્યાં ને આંગળીઓ વડે પોતાની થાકેલી આંખો ચોળવા લાગ્યા.

"અહીંના લોકો મોસ્કોના લોકો કરતા કંઈક વધુ યુરોપિયન છે, —આપણા વોલ્ગાના લોકો કરતાં પણ વધારે. લોકો કહે છે કે મોસ્કોને એનું આગવું વ્યક્તિત્વ છે, પણ મને કંઈ સમજાતું નથી. મને તો લાગે છે કે એનું વ્યક્તિત્વ એ બરછટ, બુદ્ધિહીન

આ પથ્થરિયા પિટર્સબર્ગમાં પણ કોણ જાણે ક્યાંથી ય કોરા-લેન્કોએ પોતાને માટે લાકડાનું ઘર શોધી લીધું હતું. બધી જ પ્રાદેશિક સગવડોવાળું ને રંગેલી છાપરાવાળું — એ ઘર એટલે મમતાની હદ ને સુગની ફોરમથી મહેકતું.

આ વર્ષો દરમિયાન કોરોલેન્કોના માથાના વાળમાં પાંચીની છાંટ દેખાવા માંડી હતી. લમણા પરના તો લગભગ બધા વાળ પાકી ગયા હતા. એમની આંખ હેરાળ દદ્દથી પડી ગઈ હતી, એમની દૃષ્ટિ કંઈક ક્લાન્ત ને સાગ તાની લેતી હોય એવી ઉતરતી શિઉની લાગતી. મેં પહેલી જ દૃષ્ટિએ જોઈ લીધું કે, આ માણસમાં જે શાંતિ મેં જોયેલી, જે મને ખૂબ જ પ્રિય વસ્તુ હતી, તે શાંતિનું સ્થાન અસ્વસ્થતાએ — અહંકે આધ્યાત્મિક શક્તિઓ આત્યંતિક હદે નગ્ન બની ગઈ હોય તેવી — અસ્વસ્થતાએ લીધું છે. દેખીતી રીતે મુલતાનના* કિસ્સામાં એમને સારી પેઠે સહન કરવું પડ્યું હોવું જોઈએ... .

"મને અનિદ્રાની બિમારી લાગુ પડી છે — ક્યાંય ચેન જ લેવા દેતી નથી. ને તું ..પહેલાંના જેટલી જ તમાકુ ફૂંકે છે કે શું?— ક્ષયની બિમારી છતાં! તારાં ફેફસાંની શી હાલત છે? મને કાળા સમુદ્રને કાંઠે જઈ રહેવાની ખૂબ ઇચ્છા હતી, ચાલ, આપણે જઈશું ત્યાં જેમાં?"

એમણે ટેબલ પર મારી સામેની બેઠક પર બેસતાં ને ચાનું પાણી ઊકળવા મૂકેલી કીટલીની ઓથ લઈ, એની પાછળથી મારી સામે જોતાં, મારા કામ વિશે વાતો કરવા માંડી.

* ૧૮૯૨–૯૬ નાં વર્ષો દરમિયાન ત્યાંની પોલિસે અત્યંત પામખાના બારી મુલતાન નામના ઉદ્મૂર્ત ખેડૂતોના એક જૂથ પર 'બોટી બલિદાની'નો કેસ માંડેલો. કોરોલેન્કો આ ખેડૂતોના બચાવપક્ષે રહી લડેલા.

પિટર્સબર્ગમાં આવ્યો તેને બીજે દિવસે મને એક ઉલ્બટાઉ વિદ્યાર્થી ને એક નખરાંખોર યુવતી મળવા માટે આવ્યાં, ને મારી આગળ જાહેર કર્યું કે, તેઓ પોતે યુનિવર્સિટી માટે ઉજવાઈ રહેલ આ મિજલસમાં જોડાવા સંમત થઈ શકે એમ નથી, કારણ "પોસ વિદ્યાર્થીઓમાં બહુ અળખામણો માણસ છે ને 'ઝિઝ્ન' માસિકના તંત્રીમંડળમાં કામ કરનારા લોકોનું શોષણ કરનારો માણસ છે."

હું વરસેક થયાં પોસના પરિચયમાં આવેલો હતો. ને મને એનામાં શક્તિ ને મૌલિક્તા જણાયેલાં. એથી જ તો હું એ વાત માની ન શક્યો કે પોસ 'ઝિઝ્ન' માસિકના તંત્રીમંડળના લોકોનો ગેરલાભ લઈ શકે. હું જાણતો હતો કે તંત્રીમંડળના સભ્યો સાથેનું એનું વર્તન બિરાદરીભર્યું હતું, એ પોતે પણ ઘોડાની માફક સતત પરિશ્રમ ખેંચનારો માણસ હતો. ને ટૂંકા પગારમાં એ ને એનો વિશાળ પરિવાર જીભખડીબારસ જેવું જીવન વિતાવતાં હતાં.

મેં જ્યારે આ વાત પેલાં જુવાનિયાંઓ આગળ મૂકી ત્યારે એમણે પોસની રાજકીય રીતે અસ્પષ્ટ એવી સ્થિતિની વાત કરી, જે લગભગ માર્કસવાદીઓ ને નારોદનિકોની વચ્ચેની સ્થિતિ હતી. આ વિષે પોસ પોતે બરાબર સમજતો હતો, ને એટલા જ માટે એ જે કંઈ લખતો તે 'વિલ્ડે' (Vilde)ના ઉપનામથી જ લખતો.

નીતિ ને શ્રદ્ધાના એ રખેવાળો, મે જે કંઈ વાત કરી તેનાથી, બહુ કોપી ઊઠયાં ને મને પડતો મૂકી ત્યાંથી ચાલ્યાં ગયાં — ને જતાં જતાં જાહેર કરતાં ગયાં કે, "એ મિજલસમાં હાજરી આપવા જનાર પ્રત્યેક વ્યક્તિ પાસે અમે જવાનાં છીએ, ને એમને સમજાવવાનાં છીએ કે એમણે એમાં બોલવુ તો નહિ જ."

અંતે, વાતે જે રીતે વળાંક લીધો, એમાં એવું જાહેર થયું કે, 'આ ઘટનાને કોઈએ પોસ ઉપરના—વ્યક્તિગત આક્રમણ તરીકે લેવાની નથી, પરંતુ રાજકીય વિચારોના ક્ષેત્રમાં પ્રવર્તતાં બે વલણો વચ્ચેની રાજકીય લડતના એક પગલા" તરીકે ઓળખવાની છે.

રૂઢિવાદ સિવાય બીજું કંઈ નથી. એમને ત્યાં એમના સ્કલાવોફિલ્સ, કાત્કોન ને એવા બધા છે તો આપણે ત્યાં અહીં ડિસેમ્બરિસ્ટો, પેત્રાશેવસ્કીઅનો ને ચર્નિશેવસ્કી છે!"

"ને પોચ્વેનીચેસ્ત્વેન ." મે મમરો મૂક્યો

"ને માર્કસવાદીઓ .' એમણે હસતાં હસતાં આગળ ચલાવ્યું – "તમામ પ્રકારના પ્રગતિવાદીઓ–અથવા વધુ ચોક્કસ શબ્દોમાં કહીએ તો ક્રાંતિકારી વિચારધારાઓ! હવે તે કહો પણ પોચ્વેનીચેસ્ત્વેન પાસે શક્તિ છે, એ વાત તમારે કબૂલ કરવી જ પડશે તે એની "મોસ્કોવ્સ્કી સ્બોર્નિક" ('મોસ્કોમિસેલેનિસ') વાંચી છે? એનો 'મોસ્કો' તરીકે પણ ઘણીવાર ઉલ્લેખ થતો હોય છે."

"ને એકાએક ઉત્સાહભરી ઉત્તેજનામાં આવી એમણે નારોદનિક્સ ને માર્કસવાદીઓનાં સાહિત્યિક વર્તુળો વચ્ચે ચાલતા બખેડાઓનાં રમૂજી રીતે બયાન આપવા માંડ્યાં.

હું ય એમાંનુ કંઈક તો જાણતો હતો કારણ જે દિવસે મે પિટર્સબર્ગમાં પગ મૂક્યો, એના બીજા જ દિવસથી હું એક એવા બખેડામાં સંડોવાઈ ગયો હતો કે જેનું સ્મરણ થતાં આજે પણ મનને કોઈ અણગમતી લાગણી થઈ આવે છે અલબત્ત, કંઈક અરી આ બાબત વાત કરવાના ઉદ્દેશથી જ તો કોરોલેન્કો પાસે હું આવ્યો હતો

વાત આમ હતી

વી એ પોસ–'ઝિઝન' (જીવન) સામયિકના તંત્રીએ એન જી ચર્નિશેવ્સ્કીને સ્મરણાંજલિ આપવા એક સંધ્યાકાળેની સાહિત્ય–મિજલસ યોજી હતી, ને એણે કોરોલેન્કો એમ કે મિખાઈલોવ્સ્કી, પી એફ મેલશિન, પી બી સ્ત્રુવે, એમ. આઈ તુગાન બારાનોવ્સ્કી, તેમજ બીજા કેટલાક માર્કસવાદીઓને, નારોદનિકોને એમાં ભાગ લેવા આમંત્રણ આપેલું લેખકોએ આમાં પોતાની સંમતિ જાહેર કરેલી, ને પોલિસે એમના તરફથી પરવાનગી પણ આપેલી.

(નતિવાદ) પ્રગટી રહ્યો છે...સમાજવાદી સ્વાર્થી ગણત્રીબાજીએ એમનામાં દેખા દેવા માંડી છે. આજે નિરંકુશ રાજસત્તાવાદ રશિયાનું તંત્ર હાંકી રહ્યો છે, ને એનું સ્થાન કયું બળ લેશે, એ જોઈ શકવું આજે મુશ્કેલ છે."

આજ પૂર્વે કદી મેં કોરોલેન્કોને આટલા ચિંતિત ને થાકેલા જોયા ન હતા. મને ખૂબ દિલગીરી થઈ.

બરાબર એ જ વખતે ઝ્મેન્સ્તવોના કેટલાક માણસો એમને મળવા આવ્યા, એટલે એમની રજા લઈને હું છૂટો પડયો. થોડા દિવસ બાદ તેઓ રજા ગાળવા માટે ક્યાંક ગામડે ચાલ્યા ગયા, ને તે પછી મને યાદ નથી કે અમે ફરી કદી એકબીજાને મળ્યા હોઈએ.

એમની સાથેની મારી મુલાકાતો ઘણી જ થોડી વચ્ચે સમયનું અંતર પડ્યું ન હોય એ રીતે, દિવસોના દિવસો સુધી એકધારી રીતે, મેં એમના જીવનનું નિરીક્ષણ કદી કરેલું નથી.

પરંતુ તેમ છતાં, મારા મન પર કોરોલેન્કો વિષે જે છાપ પડેલી કે, તેઓ એક મહાન માનવતાવાદી છે, તે છાપ એમની સાથેના મારા પ્રત્યેક વાર્તાલાપે ગાઢ જ બનાવી છે. ભદ્રસમાજના રશિયનોમાં 'સત્ય અને ન્યાય'ની ઝંખના કરનારો, અથવા તો જીવનમાં એ સત્યને મૂર્ત કરવાની આવશ્યકતા બાબત આટલી તીવ્રતા પૂર્વક અનુભવનારો, બીજો કોઈ મને મળ્યો નથી.

તોલ્સતોયના મૃત્યુ બાદ તેમણે મને એક પત્રમાં લખેલું કે:

"તોલ્સતોય એક અપૂર્વ અને અનન્ય એવી વ્યક્તિ છે, જેણે વિચારવાન ને શ્રદ્ધાવાન લોકોની સખ્યા વધારી દીધી છે. ને જ્યારે તું એમ કહે છે કે, આ પ્રગતિ તો કાર્યશીલ યા તો કાર્ય માટેની ક્ષમતા ધરાવનાર લોકોને ભોગે થયેલી છે, ત્યારે મને લાગે છે કે તારી માન્યતા ખોટી છે. માણસનો વિચાર એ જ સદા કાર્યને પ્રેરનાર વસ્તુ છે; એ જ એને ઉત્તેજન આપનાર વસ્તુ છે; ને એની આકાંક્ષાઓનો વેગ સદા સત્ય ને ન્યાયની દિશામાં જ વળ્યો છે."

જુવાનીના જોમથી ઊછળતાં આ માર્ક્સવાદીઓની એવી સ્પષ્ટ માન્યતા હતી કે, તેમના પ્રતિનિધિઓ 'જર્જરિત અને મરણોન્મુખ' એવા નારોદનિઝમના પ્રતિનિધિઓની હારોહાર જાહેરમાં બેસે એ એમને બિલકુલ ઉચિત લાગતું નથી

આ બધું કહાપણ એક લાંબા લચરક — એક નાનકડી પુસ્તિકા બને એટલા મોટા દસ્તાવેજ રૂપે, મારા વાંચવામાં આવ્યું ત્યારે, મને એવું લાગ્યું જાણે હું કોઈ પરદેશી ભાષા વાંચી રહ્યો છું, એની સાથે મારે ભાગ્યે જ કશો પરિચય હોય આ દસ્તાવેજ પછી મને પી.બી. સ્રુવે તરફથી એક ચિઠ્ઠી મળી જેમાં મને ખબર આપવામાં આવી હતી કે, તેઓએ પોતે એ મિજલસમાં બોલવાનો સાફ ઇન્કાર કરી દીધો છે ને તે પછીના થોડા જ કલાકોમાં વળી એક બીજી ચિઠ્ઠી આવી, જેમાં લખ્યું હતું કે પોતે પોતાનો 'ઇન્કાર' પાછો ખેંચી લીધો છે તે પછીના દિવસે એમ આર્ઈ તુગાન – બારાનોવસ્કીએ બોલવાનો ઇન્કાર કરી દેતાં સ્રુવેએ વળી બીજી એક ચિઠ્ઠી મોકલી, ને આ વખતે તદ્દન ચોક્કસપણે 'ઇન્કાર' જાહેર કરતી — ને તેમાં પહેલી બે ચિઠ્ઠીઓના કારણ વિષે કશો જ ઉલ્લેખ નહિ!

આ બધા કોલાહલભર્યા આડમ્બરનું મારું બયાન સાંભળી કોરોલેન્કોએ સ્હેજ હસીને દુઃખ પૂર્વક કટાક્ષ કરતાં કહ્યુ : "એ જ વાત છે ને! – એ લોકો જ તમને વાંચવા ઊભા કરે ને જેવા તમે મંચ પર પગ મૂકો કે તમારા પર સાટકા પણ તેઓ જ વીંઝવા માંડે!'

પીઠ પછવાડે બને હાથનો ઝોલો બાંધી, ઓરડામાં આમથી તેમ આંટા મારતાં, એમણે ધીમા સાદે વિચારમગ્ન દશામાં મેં વધુ ચાલુ જ રાખ્યું.

'બહુ કપરો કાળ આવ્યો છે! વાતાવરણમાં કશુંક વિચિત્ર ને નાહિંમત બનાવી મૂકે એવું છે મને તો આ જુવાનિયાઓનો મિજાજ જ કંઈ સમજાતો નથી એવું લાગે છે જાણે એમનામાં નિહિલિઝમ

૧૮૮૭માં એમણે 'અહણ દરમિયાન' ('ડ્યુરિંગ ધી એક્લીપ્સ') નામનો પોતાની વાર્તા પૂરી કરી, એન બેર્ગની કાવ્ય પંક્તિઓ ટાંકીને:

પુણ્ય ભૂમિ રશિયાના પરોઢને માટે કૂકડા બોલી રહ્યા છે.
સત્વર પુણ્ય ભૂમિ રશિયા એના પ્રભાતને નિરખશે !

એમના સમગ્ર જીવનકાળ દરમિયાન, એક વીર પુરુષની જીંદગી જીવતાં એમણે પોતાનું આયુષ્ય પૂરું કર્યું, ને પરોઢનાં પ્રકાશ–કિરણોને માર્ગ કરી આપવા કોરોલેન્કો જે કર્યું કરી ગયા તે આજની ઘડીએ ય એટલું જ અમૂલ્ય છે.

હું ચોક્કસપણે માનું છું કે, કોરોલેન્કોની જ સાંસ્કૃતિક પ્રવૃત્તિએ રશિયન પ્રજાના એક વિશાળ હિસ્સાની સત્ય વિષેની સુપ્ત ચેતનાને જાગૃત કરી છે એમણે ન્યાયના આદર્શની સિદ્ધિ માટે આત્મસમર્પણ કરેલું હતું — ને એ આત્મસમર્પણ એવું હતું જેમાં માણસ પોતાની મનની પૂર્ણ એકાગ્રતાથી વિચાર ને ઊર્મિઓનો સંયોગ સાધી, એક પરમ ધાર્મિકતાની લાગણી અનુભવી રહે કેમ જાણે એમણે ન્યાયને સગી આંખે જોયો હોય, યા તો સ્પર્શ વડે એનો સાક્ષાત્કાર કર્યો હોય — આ ન્યાય જે માણસનાં સર્વોચ્ચ સ્વપ્નોની માફક કેવળ માનવીના અંતરાત્માએ સર્જેલ ધુમ્મસ સમાન છે જે કોક ને કોક પાર્થિવ એવા સ્વરૂપે મૂર્તિમંત થવા નિરંતર મથતું હોય છે!

કલાવંત તરીકેની પોતાની શક્તિઓને ભોગે, રશિયાના જીવનની અજાયબ ભૂમિમાંથી પોષાતા અજસ્રાનન દાનવ સામે, એકધારી લડત ચલાવતાં એમણે કદી ક્લાન્તિ અનુભવી નહિ

ક્રાંતિકારી વિચારસરણીઓની કઠોર મૂર્તિ ને એમનાં કૃત્યો જોઈ મુઝવણ ને યાતના અનુભવી રહેતું એમનું હૃદય, તેમજ ન્યાય ને સૌંદર્યની ગહન અનુભૂતિથી જાજ્વલ્યમાન એવો એમનો અંતરાત્મા — આ બંનેને એકરૂપ બનાવી, એક એકમ રચવાનો સતત પુરુષાર્થ કરતા તેઓ જીવ્યા હતા

તેમના હૈયે શ્રદ્ધા હતી કે થોડા જ સમયમાં દેશની સર્જનાત્મક શક્તિઓ પલ્લવી ઊઠશે, મૃતપ્રાયની જેમ જીવતી જનતાની એ જાગૃતિ એક મોટો ચમત્કાર જ હશે. ને એવા ભાવિની એમણે ઝાંખી પણ કરેલી

૧૯૦૮માં એમણે લખ્યું કે —

'અત્યારે જે કંઈ બની રહ્યું છે એમાંથી જ થોડા વર્ષો બાદ એક જ્વાળામુખીનો સ્ફોટ થશે એ દિવસો ઘણા ભયંકર હશે ને આ પણ જો જનતાનો આત્મા સચેત હશે તો જ બનશે — એ આત્મા જીવંત છે

પ્રકાશન સંસ્થા ઊભી કરવાની યોજના વિષે વાત કરી રહ્યો હતો, ત્યાં વિચારપૂર્ણ સુજનતાભર્યા કંઠસ્વરે એ બોલ્યો.

એ કહે : 'માનવ કરુણાની ઘટનાઓનું એક સામયિક' દર વર્ષે પ્રકટ કરવું જોઈએ, ને એમાં માનવજાતિના કલ્યાણ માટેની આગલા વર્ષ દરમિયાન જે કંઈ પ્રવૃત્તિઓ થઈ હોય એ તમામની આલોચનાત્મક નોંધ લેવાવી જોઈએ. એ એક એવો અદ્ભુત સર્વસંગ્રહ બની રહેવો જોઈએ કે જેના થકી લોકો પોતાની જાતને, તેમજ એકબીજાને, ઓળખી શકે. આપણે મોટે ભાગે, એકબીજામાં ખરાબ શું છે એનાથી જ વધુ પરિચિત હોઈએ છીએ, સારું શું છે તે વિષે ભાગ્યે જ કશું જાણતા હોઈએ છીએ, તું માનીશ? ને આવા સામયિકના અંકો લોકશાહીને માટે અસાધારણ મહત્ત્વના બની જઈ શકે..."

હમેશાં લોકશાહી વિષે અને લોકો વિષે વાત કરવાનું એને બહુ જ ગમતું. એની વાતોમાં મનને પ્રસન્ન કરી દે ને કંઈક નવું જ્ઞાન આપે એવું તત્ત્વ હતું.

એક શાંત સંધ્યાએ મેં એને એક દંતકથા કહી. ફરડિનાન્ડ બોમ્બા સામેની ૧૮૪૯ની સિસિલીની લડત વખતે, કેનાબ્રિઝને સાધુવૃત્તિવાળા રૂગ્ગેરો સેટીમો પાસે જઈ દરખાસ્ત મૂકેલી કે,

"મહાનુભાવ! જો પેલો નિયોપોલિટન આતતાયી જીત્યો તો નિઃશંક રીતે એ તમારું માથું ધડથી જુદું કરી નાખવાનો, ખરું કે નહિ? તો મહારાજ! તમે એને તમારા એક શિરને સાટે, હું ત્રણ શિરનો બલિ ચઢાવવા કબૂલ છું,' એવું કહેણ મોકલી દો. ત્રણ શિરમાં—મારું, મારા ભાઈનું ને મારા બનેવીનું માથું તમારી તહેનાતમાં હાજર કરીશ ..મહારાજ! અમને બધાને એ બોમ્બા જરાય ગમતો નથી પણ અમે બધા તુચ્છ કહેવાઈએ અમે તમારા જેટલા શાણપણ ને કુનેહથી અમારી મુક્તિ માટેની લડત ચલાવવા કાબેલ નથી મને લાગે છે કે આ પગલાથી લોકોને ઘણો લાભ થશે, ને

# મિખાઇલ કોત્સુબિન્સ્કી*

"પૂર્ણતા વિરલ છે." ગોનકોર્ટસે લખ્યું. કોત્સુબિન્સ્કી પણ એવા જ વિરલ માનવીઓમાંનો એક જીવ હતો. એની પ્રથમ મુલાકાતે જ તમને એમ લાગવા માંડે કે, 'આ જ એ માણસ કે જેના મિલન માટે હું ઝ ખતો હતો. આ જ એ માણસ કે જેના વિષે હું વિશેષ પ્રકારના વિચારો સેવી રહ્યો હતો.'

શિવ અને સુંદરની અપાર્થિવ સૃષ્ટિનો જ જીવ જાણે! એની સાથેની પહેલી જ મુલાકાતે મારા હૈયામાં એના પુનર્મિલન માટેની ઉત્સુકતા જગાડી જનારો આ માનવી એની સાથે વાતો કરતાં મનને એમ થાય કે જાણે, આ વાતોનો કદી અંત જ ન આવે તો કેવું સારું!

દુનિયામાં એવું કશું જ નથી કે જેના પર એણે ચિંતન ન કર્યું હોય ને છતાં એ શુભ ને શિવનો જ નિકટતમ સાથી અશુભ, અભદ્ર પ્રત્યેની ભારે ઊંડી અરુચી એની પ્રકૃતિમાં લઈને જન્મેલો. કલા-સૌંદર્યના વિષયમાં પણ શુભ વિષેની એની સૂઝ અતિસૂક્ષ્મપણે ઘડાયેલી. એક કલાવતના અનુરાગથી એ શુભને ચાહનારો અને એ તત્ત્વની અપરાજેય શક્તિમાં આસ્થા ધરાવનારો શુભની સારકૃતિક સારગર્ભિતામાં અને એના ઐતિહાસિક મૂલ્યમાં પ્રગાઢ ને સતત વિકાસશીલ એવી સમજ ધરાવનારો એક નાગરિક જીવ હતો એ

એક વખત હું એને રશિયામાં મોટા પાયા પર એક લોકશાહી

---

* મિખાઇલ મિખાઈલ લોવસ્કી કોત્સુબિન્સ્કી (૧૮૬૪-૧૯૧૩) યુક્રેઈનના નામીતા લેખક હતા એમની સર્વોત્તમ કૃતિ "ફાતા મોરગાના"માં ૧૯૦૫ થી ૧૯૦૭ દરમિયાન યુક્રેઈનમાં ચાલેલ ખેડૂત આંદોલનનો ચિતાર છે

મદદની ભિક્ષા માગી રહ્યું હતું. ને એની સુંદર આંખોમાંથી આંસુની સેર ટપકી રહી હતી. બહુ હૃદયવિદારક ને કર્ક ભયનો કંપ જગાડે એવું દૃશ્ય હતું.

"અદ્ભુત" કોત્સુબિન્સ્કીના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડ્યા. એનું હૃદય હવી ઊઠ્યું : "આ કૂનરીની લાગણીની પ્રબળતાને સમજાવવાનો મારી પાસે એક જ ઉપાય છે, ને તે એકે માનવી-આજલગીમાં મ.નવીય ભાવનાઓનું જે હૃદયંગમ વાતાવરણ ખડું કરવા શક્તિમાન થયો છે, એ એટલું તો અસરકારક છે કે આજે પશુની પ્રકૃતિને આકાર આપવા ને એનામા પણ માનવ આત્માનું કોઈ એક તત્ત્વ રેડવા તે આજે શક્તિમાન બન્યો છે."

કોત્સુબિન્સ્કીને ગમતો વાતોનો વિષય એટલે માનવતા, સૌંદર્ય, લોકો, યુક્રેઈન — એનું પોતાનું હૃદય, એની બુદ્ધિ ને એની સુંદર આંખો જેટલા જ એનાથી અભિન્ન એવા આ વિષયો।

એને ફૂલ બહુ વહાલાં ને એક વનસ્પતિશાસ્ત્રના જાણકાર જેટલી ચીવટથી આપતાં પણ એનાં વિષે તે જે વાત કરે એ એક કવિની જેમ જ. હાથમાં ફૂલ લઈ એને પંપાળતો ને એના વિષે વાતો કરતો એને જોવા એ ય એક આનંદ હતો.

"આમ જો, આ ઓર્કિડ તો જાણે મધમાખીનું રૂપ લઈ લીધું। કેમ જાણે પોતાની રીતે એ એમ કહી દેવા ન માગતું હોય કે, હવે મારાં ફૂલ પર જીવજંતુઓએ આવીને બેસવાની કશી જરૂર નથી. કેટલી બધી આત્મશક્તિ ..ત્યાં ત્યાં વેરાયેલી છે. .કેટલું સૌંદર્ય!"

હૃદયની નબળાઈને કારણે એનાથી કાપ્રીના ચઢઊતર અખડ-બખડિયા રસ્તાઓ પર, ને સૂર્યના તાપથી શેકાઈ ગયેલા ખડકો પર, બહુ ફરી શકાતું નહિ

ઊની ઊની લૂ વાતી હોય એવે વખતે યા ફૂલોની સુગંધથી ગાઢ એવા વાતાવરણમા પણ એનાથી બહુ રહી શકાતું નહિ છતાં

ઓઆને તો એકને ઠેકાણે ત્રણ માર્યા કાપવા મળશે એટલે એના હરખનો પાર નહિ રહેવાનો એ એવી તો લોહીની હત્યા કરવાનો જ શોખીન છે! ને મુક્તિને ખાતર અમારી જીદગી ઓળઘોળ કર્યા અમને પણ આનંદ જ થશે."

મિખાઈલ મિખાઈલોવિચને આ દંતકથા ખૂબ ગમી ગઈ મમતાભરી ચમકથી મટકુ મારતી આંખે એમણે કહ્યુ

"લોકશાહી હમેશાં રંગદર્શી વસ્તુ છે ને એ સારી જ વસ્તુ છે તને ખબર છે આખરે તો રંગદર્શિતા એ માનવીના જીવનનું અત્યંત માનવીય એવુ લક્ષણ છે—મને તો લાગે છે કે એનું ય એક સાંસ્કૃતિક મહત્વ છે, જેની આપણે આજસુધી બહુ ઓછી કદર જાણેલી છે અલબત્ત, એ અતિશયોક્તિ કરે છે એ વાત માની લઈએ તો પણ એનો ઢોળાવ સદા શુભ તરફ જ રહેલો છે, ને એ વસ્તુ જ બતાવે છે કે માણસમાં શુભ માટેની તૃષા કેટલી જબ્બર છે!"

બીજુ એક સ્મરણ એક જબરજસ્ત જર્મન કૂતરી એનાં કુરકુરિયાંને જન્મ આપીને ખૂબ પીડાઈ રહી હતી એને પેટે જે કુરકુરિયાં જન્મ્યાં તે બધા ય મરેલાં જન્મ્યાં હતાં પ્રસૂતિની પીડાથી મૃત પ્રાય એવી એ કૂતરી પ્રત્યે ફોક્સ ટેરિયર જાતની એક બીજી કૂતરી, જેને વિયાવાને હજી વાર હતી તે, સહાનુભૂતિ પ્રકટ કરી રહી હતી

આ નાનકડું જાજરમાન પ્રાણી એની ઊર્મિઓની તીવ્રતાને કારણે અમારામાં વિસ્મય જગાડી રહ્યુ હતુ ધીમા સ્વરે વિલાપ કરતુ એ પેલી જર્મન કૂતરીની આસપાસ આંટા માર્યા કરતુ હતુ એની આંખમાં આવેલાં આંસુને પોતાની જીભ વડે ચાટી લેતુ, એ પોતે જ રડી રહ્યું હતુ એકાએક રસોડા તરફ ધસી જઈ, ત્યાંથી હાડકાનો ટુકડો લેતુ ને વળી પાછુ એ પેલી પીડાતી કૂતરી પાસે દોડી જતું તે પછી આસપાસ ઊભેલા માણસો પાસે દોડી જઈ જાણે આકુળવ્યાકુળ, ધીમા સ્વરે ભસતુ, એમની આસપાસ કૂદતુ, જાણે રોતુ કકળતુ,

કાપ્રિ એને અત્યંત પ્યારું સ્થળ

એક વખત એણે લખેલું : "મને દમણાંનું ઠીક રહેતું નથી. હું કાપ્રિમાં હોઉં ત્યારે મને કશું થતું નથી ત્યાંની કુદરતમાં એક પ્રકારની સંવાદિતા રહેલી છે, જેનો પ્રભાવ મારા ચિત્ત પર એવી અનુકૂળ અસર નીપજાવે છે કે મારું બધું દુ:ખ મટી જાય છે."

પણ મને લાગે છે કે એની આ વાત સાચી નહોતી. આ નાનકડા બેટની ભઠ્ઠી જેવી આબોહવા એના સ્વાસ્થ્યને માટે સારી નહોતી. વળી, એનું યુક્રેનિયન મન તો સદા પોતાની માભોમની તૃષ્ણામાં જીવ્યા કરતું, એના દુઃખે દુઃખી થતો એ કષ્ટમય જીવન વીતાવી રહ્યો હતો

કોકવાર એકલો એકલો, કઈંક ખૂંધો વળીને, ઉઘાડે માથે, ઝુકની છબીમાં દેખાય છે તેવી ચિંતનમગ્ન મુખમુદ્રાએ, એ રસ્તે ચાલતો જોવા મળતો : ત્યારે એનો ચહેરો જોઈને જ તમે પામી જાઓ કે એ પોતાના ચર્નિગોવ પરગણાના વિચારમાં ડૂબેલો છે

ને અચૂક એવું હોતું એક દિવસ પોતાની ધોળેલી ઓરડીએ પાછા ફરી, આરામખુરશીમાં ફસડાઈ પડતાં, એણે કહ્યું —

"કલ્પના તો કર — આજે આર્કા પ્રકૃતિગૃહ તરફને રસ્તે મેં એક ઝુંપડી જોઈ તે બરાબર અમારા પ્રદેશની જ જાણે! ને એમાં વસનારા લોકો ય એવા જ — ઘરનો વડવો — વૃદ્ધ, શાણો, ચકોર, ઊંબરા વચ્ચે મોઢામાં હુક્કાની નળી લઈને બેઠેલો ઘરની સ્ત્રી ને પેલી કાળી ભમ્મર આંખોવાળી છોકરી — એક અખંડ ઇન્દ્રજાળ જ જોઈ લ્યો! બસ, પહાડો, ખડકો ને સમુદ્રની ખોટ રહી ગઈ તે સિવાયનું બધું જ — સર્પ સુદ્ધાં — બરાબર એ જ!"

ને એણે હળવા સાદે પોતાની માભોમની કહાણી કહેવા માંડી. એના ભાવિની, એના લોકો કે જેને માટે એના અંતરમાં અસીમ મહોબ્બત ભરેલી હતી તેમની, ને એના સાહિત્યની વાતો કરવા માંડી.

એ તો પોતાની જાનની પરવા કર્યા વિના થાકીને લોથ થઈ પડવાની હદ સુધી બધે રખડતો.

ને કોઈ જો એને એમ કહેતું કે, "તું શા માટે આટલો બધો થાક ચઢી જાય એ રીતે હરફર કરે છે!" તો એ એની વ્યાજબી સલાહ સામે આંખ આડા કાન કરતાં જવાબ દેતો:

"દુનિયામાં જે જે કંઈ જોવા જેવું છે તે બધું મારે જોઈ લેવું જોઈએ ને! મારે આ પૃથ્વી પર બહુ લાંબો કાળ જીવવાનું નથી. ને મને એ એટલી પ્યારી છે..."

એને પોતાના વતન યુક્રેન પર ખૂબ મહોબ્બત હતી, ને જ્યાં સેવરી (એક સુગંધીદાર છોડ) કદી જોવા ન મળે તે જગાએ સેવરીના છોડની સુગંધ માણવાની કલ્પનાથી એ રાચતો.

એક દિવસ, આછા ગુલાબી હોલીહોકનો એક નાનકડો ફૂલછોડ, એણે એક માછીમારના ઝુંપડાની દિવાલને અડીને ઊગેલો જોયો. એ છોડને જોતાં વેંત એનો ચહેરો પ્રસન્નતાના સ્મિતથી ચમકી ઊઠયો. એણે એ ફૂલોના માનમાં પોતાની હેટ ઊતારી, માથું ઝુકાવી, યુક્રેનિયન ભાષામાં કહ્યું :

'તમારું અભિવાદન કરું છું, વ્હાલાં મિત્રો! કહો તો ખરાં, આ અજાયબ ભૂમિમાં તમને કેવુંક ફાવે છે!'

એ પછી સ્હેજ સંકોચ અનુભવતાં એણે વાત વાળી લેતાં કહ્યું :

"હું જરા લાગણીવશ થઈ જતો હોઉં એમ લાગે છે. પણ મને લાગે છે કે તારી આંખો પણ ઘણીવાર સફેદ ચડવાળા ભર્ચ વૃક્ષની ડાળીઓ જોવા તલસતી હોય છે — જેના વડે એ લોકો તને ઝૂડતા... ખરું કે નહિ? ઓહ! એમ તો આખરે આપણે બધા માણસ જ ને...ને જો કોઈ કહે કે, હું તો એવો નથી...તો એણે પોતાની જાત માટે શરમાવું જોઈએ."

"પહાડ પર ચઢવાનો લોભ હું ખાળી શક્યો નહિ ને પરિણામે મારી તબિયત બગાડીને આવ્યો છુ પણ ત્યાંનું સૌદર્ય એટલે— એ જ તો મુખ્ય વસ્તુ છે"

જીવન અને સૌંદર્યના જ્ઞાન પ્રત્યેની એની અતૃષ્ણામાં પોતાની શારીરિક શક્તિનો વ્યય કરતાં એણે કદી પાછુ વાળીને જોયુ સુદ્ધાં નથી પોતાની કવિ તરીકેની શક્તિ બાબત એનુ માપ અત્યંત કઠોર હતું ને પોતાની જાત પાસેથી એણે ખૂબ કડકાઈ ભરી રીતે કામ લીધુ હતું એ કહેતો : ' મને મારી જાત માટે બહુ અસંતોષની લાગણી રહી ગઈ છે...મારી વાર્તાઓ મને કેટલીક વાર તદ્દન નમાલી, અરસિક ને છીછરી લાગે છે મને કોકવાર એવુ લાગે છે, જાણે હું સાહિત્યનો ને માગ વાંચકોનો કંઈક અપરાધ કરી રહ્યો છુ'—એણે ૧૯૧૦માં આ શબ્દો લખેલા

મને લાગે છે, આ વિચારો એના ચિત્તમાં સતત ઘુમરાયા કરતા, એના અંતરને ગ્લાનિથી કોરી રહેલા હતા.

' તને મારી 'સામોત્ની' ગમી?" એણે મને પૂછ્યું

"મને તો તારાં ગદ્ય-કાવ્યોમાં તારુ એ કાવ્ય સૌથી ઉત્તમ લાગે છે જો કે તારાં બધાં જ કાવ્યો સરસ છે છતાં"

એણે અનિચ્છયું સ્મિત કરતાં કહ્યુ ' આજે સવારે હું એ બધાં ફરી વાંચી ગયો ને મારું મન કંઈક મુંઝાઈ ગયું આવાં કાવ્યોનો કોને ખપ હશે? એમાં કોઈને રસ શુ કામ પડે? એવા વિલાપોનો અર્થ શો? એમ તો સૌ એકલવાયાં જ છે ને! ને આવા આપણા શાપિત જીવન વિષે કોઈએ કશુ લખવાની જરૂર જ શું?'

ને પછી કંઈક ઉશ્કેરાટમાં આવી એણે બોલવા માંડ્યુ

"આહ! કાવ્યના છેક છેડે આનંદનો ઉદ્ગાર આવે છે, પણ એ કંઈ સાચો નથી એ તો કેવળ મારા મનની આળપપાળ પૂરતો

એ ભૂમિના લોકોમાં કામ કરનાર ને જેની પ્રવૃત્તિ પર હવે પ્રતિબંધ મૂકાઈ ગયો હતો, તેમની વાતો કરી.

એની વાતો સાંભળનારને એમ લાગતું, જાણે અહોનિશ એના મગજમાં આના જ વિચાર ચાલ્યા કરતા હશે. ને જે વસ્તુઓ વિષે એ વાત કરતો તે બાબત એની જાણકારી ખૂબ ઊંડી હોતી

૧૯૧૧ના જુન માસમાં કારપેથિયન્સના ક્રિવોરિવ્નાથી એણે લખેલું

' હું મારો આખો વખત ગુઝુલ ટટ્ટુ પર સવાર થઈ રખડવામાં પૂરો કરું છું ને એ ટ. એટલે 'બેલે' નૃત્યની નર્તકી જેવું સુડોળ ને ચપળ પ્રાણી! હું તો જમાનામાં એવે એવે ઠેકાણે રખડી આવ્યો છું કે જ્યાં ભાગ્યે જ કોઈ લોકો જતા હોય છે આલ્પાઈનનાં એ મેદાનો કે જ્યાં ગુઝુલની વણઝારા ટોળીઓ પોતાનાં ધણ લઈને પડેલી હોય છે, ને આખો ઉનાળો ત્યાં જ ગાળી નાખતી હોય છે, ત્યાંની કુદરત કેવી ભવ્યરમાન હોય છે, ને એનું જીવન બિલકુલ આદિમ કાળનું! આ ગુઝુલ એ બહુ વિચરણ લોકો છે એમનો કલ્પનાવૈભવ ને એમની જીવન પ્રત્યેની દૃષ્ટિ જોઈ હોય તો નિતાંત મૌલિક ચુસ્ત મૂર્તિપૂજક લોકો આ ગુઝુલો જન્મે ત્યારથી તે મરે ત્યાં લગી વનજંગલ, પહાડપર્વત ને નદીઓને કાંઠે પડાવ નાખતા ને એના ભૂતપિશાચોની જમાત સામે ઝૂઝતા જીવે છે ખ્રિસ્તીધર્મનો પણ એ લોકો કેવળ પોતાના ધાર્મિક દેવતાઓને રીઝવવા પૂરતો જ ઉપયોગ કરે છે સુંદર પરીકથાઓનો તો આખો ખજાનો છે એમની પાસે જમાનાઓથી ચાલી આવતી એમની રૂઢિ એમના રીતરિવાજો, માન્યતાએ, ને એનાં પ્રતીકો બધું અહીં જાણવા-જોવા મળ્યું હું બધી સામગ્રી ભેગી કરતો, અહીંનું પ્રકૃતિસૌંદર્ય માણી રહ્યો છું બધું જ જોઉં છું સમજું છું શીખું છું'

એણે બીજો પત્ર ચેર્નીગોવથી લખેલો એમાં એને ન છૂટકે કબૂલ કરવું પડેલું કે

"પહાડ પર ચઢવાનો લોભ હું ખાળી શક્યો નહિ. ને પરિણામે મારી તબિયત બગાડીને આવ્યો છું પણ ત્યાંનું સૌંદર્ય એટલે—એ જ તો મુખ્ય વસ્તુ છે"

જીવન અને સૌંદર્યના જ્ઞાન પ્રત્યેની એની તૃષ્ણામાં પોતાની શારીરિક શક્તિનો વ્યય કરતાં એણે કદી પાછું વાળીને જોયું સુદ્ધાં નથી. પોતાની કવિ તરીકેની શક્તિ બાબત એનું માપ અત્યંત કઠોર હતું ને પોતાની જાત પાસેથી એણે ખૂબ કડકાઈ ભરી રીતે કામ લીધું હતું એ કહેતો : "મને મારી જાત માટે બહુ અસંતોષની લાગણી રહી ગઈ છે...મારી વાર્તાઓ મને કોક વાર તદ્દન નમાલી, અરસિક ને છીછરી લાગે છે મને કોકવાર એવું લાગે છે, જાણે હું સાહિત્યનો ને મારા વાંચકોનો કંઈક અપરાધ કરી રહ્યો છું"—એણે ૧૯૧૦માં આ શબ્દો લખેલા.

મને લાગે છે, આ વિચારો એના ચિત્તમાં સતત ઘુમરાયા કરતા, એના અંતરને ગ્લાનિથી કોરી રહેલા હતા.

'તને મારી 'સામેત્તી' ગમી?" એણે મને પૂછ્યું

"મને તો તારાં ગદ્ય-કાવ્યોમાં તારું એ કાવ્ય સૌથી ઉત્તમ લાગે છે જો કે તારાં બધાં જ કાવ્યો સરસ છે .છતાં."

એણે ગ્લાનિભર્યું સ્મિત કરતાં કહ્યું : 'આજે સવારે હું એ બધાં ફરી વાંચી ગયો ને મારું મન કંઈક મુંઝાઈ ગયું આવાં કાવ્યોનો કોને ખપ હશે? એમાં કોઈને રસ શું કામ પડે? એવા વિલાપોનો અર્થ શો? એમ તો સૌ એકલવાયાં જ છે ને! ને આવા આપણા શાપિત જીવન વિષે કોઈએ કશું લખવાની જરૂર જ શું?"

ને પછી કંઈક ઉશ્કેરાટમાં આવી એણે બોલવા માંડ્યું :

"આહ! કાવ્યના છેક છેડે આનંદનો ઉદ્‌ગાર આવે છે; પણ એ કંઈ સાચો નથી. એ તો કેવળ મારા મનની આળપંપાળ પૂરતો

છે આનંદનો ઉદ્‌ગાર કાઢવા જેવુ છે શુ એમાં? તમે એકલવાયા છો એનો અર્થ જ એ કે, બીજા કોઈને તમારો ખપ નથી ”

અમે આ બાબત ઘણી વાર વાતો કરતા, ને એ હમેશ પોતાની જાતની ઝાટકણી કાઢતાં કહેતો :

“ આ સાંભળ તો, સરસ વસ્તુ છે ” ·

“શોકાર્ત ધરિત્રી! તારા કમભાગ્ય પ્રત્યે સમભાવથી મારુ હૃદય દ્રવે છે ને છતા હુ જાણુ છું કે ગ્લાનિનું જે વાદળ તારા મુખને મ્લાન બનાવી રહ્યું છે તે ય એક દિવસ તો ગળી જશે ને એને સ્થાને મુક્તિનો સૂર્ય, એનો આનંદમય પ્રકાશ તારા મુખને ઉજળી રહેશે’

આટલુ વાંચીને એ હસ્યો, ને એ જ પંક્તિઓને પ્રતિકાવ્યની પંક્તિઓમાં ઢોહરાવવા લાગ્યો

એક વાર કોકે એને કહ્યુ : “ તારુ હાસ્ય એ કેટલી સાચી ને ભયકર વસ્તુ છે!’

એણે અવજ્ઞાપૂર્વક હાથ ખખેરી ઝટકતાં કહ્યુ

‘ એ તો લખીની લીધેલી વસ્તુ છે, ને તદ્દન અડવી રીતે વ્યક્ત થતી વસ્તુ છે, બાકી વાસ્તવિક જીવનમાં તો એ હાસ્ય એથી ય વિશેષ ભયાનક એવુ અટ્ટહાસ્ય બની રહે છે ”

કોક વાર એના આ બધા વ્યગ ને ટોળ સાંભળી સાંભળી અક ળામણ પણ થઈ આવતી, પણ મોટે ભાગે એથી મન એક પ્રકારની વેદનાથી દ્રવી ઊઠતું કારણ એક સચ્ચાઈ ભર્યા આત્માની હૃદયવિદારક વેદનાનો એમાં પડઘો સાંભળવા મળતો હતો.

પોતાની જાત પ્રત્યે કઠોરતા પૂર્વક વર્તનાર આ માણસનું દિલ બીજાઓ પ્રત્યે તો ખૂબ જ સુકુમાર હતું જેમાં ખાસ કઈ સારાપણું ન હોય એવામાં પણ એને કોક પાણીદાર શબ્દ ને નક્કર રચનાનો ટુકડો જડી આવતો

"બુઢ્ઢા માણસ !" એક દિવસ સંધ્યા ટાણે, સમુદ્ર તેમજ આખો કેમ જાણે કોઇક અદ્ભુત વસ્તુ પ્રત્યેની નીરવ પ્રશંસામાં અજાયબ ન ચાથી તલ્લીન બનેલાં હતાં તેવે વખતે, એણે મને કહ્યું, મેં એટલું બધું જોયું છે, અનુભવ્યું છે કે એ અનુભૂતિનાં કલ્પનો, પાલો ને આંસુ જેટલાં સુકુમાર મૃદુ કાવ્યોની એક વિવિધતા ભરી રિથી ભર્યું હૈયું ધબકારા લઈ રહ્યું છે. જો એ બધી અનુભૂતિઓને ધોધમાર વર્ષાની માફક આ દુનિયા અને એના લોકો પર વરસાવી ી શક્યો હોત તો બસ હતું. પણ એ કેમ કરવું તે જ મને આવડતું થી..."

એ એમ કરી શક્યો નહિ. કદાચ કરી પણ શક્યો હોત — એ અદ્ભુત સુંદર ને મહાન કૃતિઓ સરજી શક્યો હોત. એણે ઘણી વસ્તુઓ વેષે સુંદર ને મૌલિક ઢબે ઘણા ઘણા વિચારો કરી રાખ્યા હતા. પરંતુ મે કંઈ કરી શક્યો નહિ ! અમારા ત્રણ વર્ષના પરિચય દરમિયાન તત રીતે, એના પ્રત્યેક પત્રે વધુ ને વધુ ઘેરો બનતો એક જ રણકો સંભળાઈ રહ્યો હતો :

"મારે એ વસ્તુ સ્વીકારવી પડશે કે જરૂર મારામાં જ કંઇક ઊણપ છે. મારુ હૃદય રોજ ને રોજ નબળું પડતું જાય છે. કોઇ વાર તો મારે તદ્દન નિષ્ક્રિયતાવશ થઈ જવું પડે છે લખવા બેસું ત્યાં મને એવો તો થાક ચઢી જાય છે કે પછી બીજું કંઈ કામ હાથમાં લેવાની શક્તિ જ રહેતી નથી મારામાં

"આ શિયાળે તો મારી કમાણી પણ બહુ જૂજ જ રહી. અર્થાત્ વળી એક દુષ્કર એવો અંતરાય મારા માર્ગમાં ઊભો થઈ ગયો અને આખો વખત આ ચાર ઓરડાની પાંસઠ લીર*ના ભાડાની બંગલી ને રિમતોજ્જવલ ચહેરાવાળી ઘર-માલિકણ મારું મન મોહી રહી છે."

આખરે ૧૯૧૨ના ઓક્ટોબરની ૯મી તારીખે એણે લખ્યું :

* એક જાતનો સિક્કો

"મારી હાલત કથળતી જાય છે વ્હાલા એ. એમ * મારી માંદગી હવે એમ ધારી ને સખત બની રહી છે એમાં મોટામાં મોટું દુઃખ તો એ છે કે માતાથી કશા કામને હાથ પણ લગાડતો નથી મ. તો હવે એક જ રસ્તો દેખાય છે, ને તે હોસ્પિટલમાં જઈને લાંબે વખત જ પડયા રહેવાનો ..એટલે જ મે હવે નક્કી કરી નાખ્યુ છે થોડા જ દિવસમાં કીવ ભણી ઊપડી જઈશ"

ઓપ્પાત્મોવના ક્લિનિકમાંથી એનો ખુશાલીભર્યો પત્ર આવ્યો

"આખરે એ લોકો મને કીવ લઈ આવ્યા, ને હૃદયરોગના ગભીર દર્દી તરીકે મને અહીંની હોસ્પિટલમાં દાખલ કરાવી દીધો છે તેમ છતાં, વિચાર તો કર, મને કોકવાર માંદા થઈને પથારીમાં પડયા રહેવામાં પણ એવો આનદ આવે છે! કેવા કેવા અદ્ભુત માનવી રોજ મને મળવા આવે છે! ને જે મને અત્યત વ્હાલાં છે તેવાં ફૂલો, ચોપડીઓ ને પોતાની જાતને — મારી પાસે લઈ આવે છે! જે તારા શરીરને હૂફ આપે છે એ જ સૂર્ય મારી બારીમાં પણ ડોકિયુ કરે છે ને એથી તો એ મને છે તે કરતાં ય અહો હૂફાળો ને હેતાળ લાગે છે"

લોકોને મમતાભર્યા વેણથી વધાવવાનો એને શોખ. પોતે મૃત્યુની વેદનાથી પીડાઈ રહ્યો હતો તેને આગલે દિવસે જ, એન. વી લાઈન્સ્કો — યુક્રેનનો એક જાણીતો સગીતકાર — એને મળવા ગયેલો એને વધાવતાં એના હૈ ઠામાંથી અતિ આવકારભર્યા બોલ સરી પડયા

એ સમજી ગયો હતો કે હવે પોતાનુ મૃત્યુ નજીક આવી રહ્યું છે ને વારવાર નિર્ભયપણે સરળભાવે, બહાદૂરી બતાવીને એમાંથી થોડુ આશ્વાસન શોધવાની ઇચ્છા વિના, એના વિષે વાત કરતાં એ કહેતો

"મૃત્યુને આપણે જીતી લેવુ જોઈએ ને એ જીતાશે જ' એકવાર એણે કહેલુ • "હુ તો બુદ્ધિના વિજયમાં — મૃત્યુ પર

* ગાઢિંગ હક સંબોધન

આત્મશક્તિના વિજયમાં માનનારો છુ...મારું મૃત્યુ બહુ નીકટ આવી ગયેલું છે, એ વાત જેટલી ચોક્કસ રીતે હુ જાણું છુ, એટલી જ ચોક્કસ રીતે મને આ વાતમાં પણ વિશ્વાસ છે આજે લાખો માણસ મરે છે, ને છતાં એક સમય એવો આવશે જ્યારે મૃત્યુ એ કેવળ આત્મશક્તિનું એક સાદુ કામ બની ગયુ હશે. આપણે જે જાગૃતિથી શાધને માટે તૈયારી કરીએ છીએ, એટની જ જાગૃતિથી આત્મવિલોપનને માટેની તૈયારી કરતા થઈ જઈશુ દુનિયાના મોટા ભાગના લોકો જ્યારે જીવનનું મૂલ્ય સ્પષ્ટપણે સમજતા થશે, એના સૌંદર્યને માણતાં શીખશે, કાર્યના શ્રમના ને જીવના રહેવાના આનંદની અનુભૂતિ લેતાં શીખશે ત્યારે મૃત્યુ જીતાઈ ગયુ હશે"

ઉદાત્ત, ભાવનાશીલ એ સુમરફૂન આત્મા, પ્રકૃતિવિજ્ઞાનનું સારુ એવુ જ્ઞાન ધરાવનાર એ માનવી, મૃત્યુ સામેના સંગ્રામમાં માણસની શક્તિ ક્યાં કેટને લગી પહોંચી છે એની પૂરી ખબર રાખનારો પણ એ જ હતો પરંતુ પરિવર્તનશીલ એવી પ્રકૃતિની સૃષ્ટિમાં સર્જન ને વિસર્જનની સતત ચાલી રહેલ પ્રક્રિયા રૂપે મૃત્યુમાં પણ કવિતાનો ધબકાર અનુભવવાની શક્તિ એ ધરાવતો હતો!

હરિયાળાં ઘાસપાન ને ફૂલથી વિભૂષિત એવા કાદિના ભૂખરા ખડકો પ્રત્યે પોતાની કૃતજ્ઞતા ભરી દૃષ્ટિ માંડતાં એણે અનેક વાર કહેલું :

'જીવનશક્તિનો આ પ્રવાહ તો જો કેટલો વેગવાન છે! આપણી આંખ એને જોઈ જોઈને એવી ટેવાઈ ગઈ છે કે મૃતના અમૃત પરના આ અભિયાનની આપણે નોંધ સુદ્ધાં લઈ શકતા નથી! તદ્દન નિશ્ચલ એવા ખડકમાંથી સૂર્ય ફળફૂલની સૃષ્ટિ રચે છે, પણ આપણે જાણે એ જાણતાં જ નથી! આપણા ચિત્તને પ્રસન્નતાથી છલકાવી દેતા આપણી ચોમેર જ્યાં ત્યાં જીવન કેવું ઊભરાઈ રહ્યુ છે, એ આપણે પામી શકતાં નથી. આપણે તો સહૃદયભાવે ને સ્મિતભર વદને આ મહાન સૃષ્ટિનો સત્કાર કરવો જોઈએ"

ને સહૃદયતાભર્યું સ્મિત એને સાધ્ય હતું આ સૃષ્ટિના પ્રત્યેક પદાર્થને સત્કારતું એ સ્મિત !

તોલસ્તોયના મૃત્યુ બાદ એક પત્રમાં એણે મને લખેલું

"તોલસ્તોયના મૃત્યુને કારણે તને જે આઘાત થયો, એના સમાચાર વાંચી મારું મન પણ ખૂબ દુઃખી થયું મને પણ એમના મૃત્યુથી ખૂબ દુઃખ થયેલું—પણ એથી શરમાવાનું શું? મને તો આનંદ થયો એ વાતનો કે આવી મહાનતા આ પૃથ્વી પર સંભવે છે ! મૃત્યુ આપણી આગળ જીવન કરતાંય સારું માપ રજુ કરે છે "

મિખાઈલ કૌત્સુબિન્સ્કીનું મૃત્યુ એ મારે માટે એક સખત આઘાત રૂપ હતો, કારણ એનામાં મે મારો એક નીકટનો સાચો મિત્ર ગુમાવ્યો હતો

એક સુંદર અનોખુ એવું ફૂલ મુરઝાઈ ગયું, એક સહૃદય તારક ખરી પડ્યો એનું જીવન બહુ કપરું હતું—રશિયામાં, ને તે ય એક સાચદિલ પ્રામાણિક માણસ તરીકે, જીવવુ એ બહુ કપરું કામ છે

આ આપણો યુગ એના સારા સારા માણસોને ગુમાવી દરિદ્ર બની ગયો છે—આવો, આપણે એમની મધુર સ્મૃતિમાં ડૂબકી મારી, જેમણે એમની સમગ્ર શક્તિથી માનવજાત માટેની મહોમ્મતને પ્રગટાવી હતી ધીંગા હૈયાના જે લોકોએ પોતાના માદરેવતનના સુખ ખાતર કામ કેમ કરવું તે જાણ્યું હતું, એવા પ્રકાશોજ્જ્વલ આત્માઓના સૌંદર્યનાં દર્શન કરી લઈએ !

એવા સાચદિલ માનવીઓનું સ્મરણ આપણા હૃદયમાં સતત જાગતું રહો !

# નિકોલાઈ ગારિન મિખાઇલોવ્સ્કી

અવારનવાર આપણી આ દુનિયામાં એવા લોકો ય અવતરે છે જેમને આપણે આનંદપૂર્વક શહાદતને વરતા જોઈ રહીએ છીએ.

મને નથી લાગતું કે ઈશુ ખ્રિસ્ત, જેમને નવા ધર્મ કરારે (ન્યુ ટેસ્ટામેન્ટ) એક પંડિત જેવા ચીતર્યા છે તે, આવા લોકોના પૂર્વજ હોય એમના પૂર્વજ તો હતા આસિસીના ફ્રાન્સિસ જેવા — જીવનની મહોબ્બતના મહાન ઠનાગર એ માણસ પ્રેમનો ઉપદેશ કરવા માટે પ્રેમ કરનારો ન હતો. પરંતુ પોતે પ્રેમના સૌંદર્યમંડિત આનંદની કલામાં નિપુણતા ધરાવતો હોઈ, બીજા સાથે વહેંચીને એ આનંદનો ઉપભોગ કરવાની પોતાની વૃત્તિને ખાળી નહિ શકવાને કારણે પ્રેમ કરતો હતો હું પ્રેમના એ આનંદને જ બહાર લાવવા માગું છું, એની અંદર રહેલા કરુણાના ભાવને નહિ પ્રેમની કરુણાના તત્ત્વે જીન હેન્રી ડ્યુનાન્ટને રેડક્રોસની આંતરરાષ્ટ્રીય સંસ્થા રચવાની પ્રેરણા આપી ને એણે જ નામાંકિત ડાક્તર ગાઝ જેવી વ્યવહારુ માનવતાવાદી વ્યક્તિને — જેણે ઝાર નિકોલાઈ પહેલાના રાજ્ય અમલના કપરા કાળમાં જીવન નિભાવ્યું હતું — પ્રેરણા આપેલી

પરંતુ શુદ્ધ કરુણાને માટે જીવનમાં એવું કોઈ સ્થાન જ રહેતું નથી. આપણા જીવનમાં એનું અસ્તિત્વ ટકી રહેતું છે, તે કેવળ આપણી શરમને છુપાવવા માટેના મહોરા તરીકે આનંદભેર શહીદીને ભેટનારા માનવીઓ, આ દુનિયાની વ્યવહારુ દૃષ્ટિએ જોવા જતાં, બહુ મોટા માણસ હોય એમ નથી લાગતું સમાજના કઠોર કર્કશ સબંધો અને વ્યવહારની ઘોર અંધારી પશ્ચાદ્ભૂમાં તમારી આંખો ભાગ્યે જ એમને પકડી શકે છે. વ્યવહારુ વૃત્તિનું ચલણ છતાં એ લોકો પોતાની હયાતિ

ટકાવી રહ્યા હોય છે એજ એક આશ્ચર્ય ! બાકી એમની હયાતિ માટે કોઈ વ્યાજબી કારણ આપી શકાય એમ નથી

કેવળ એમની આત્મશક્તિના વેગને કારણે જ, તેઓ પોતે જે છે તે સ્વરૂપે, પોતાનું અસ્તિત્વ ટકાવી રહેતા હોય છે

આવા છ આનંદી શહીદોના સંપર્કમાં આવવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયેલું છે જેમાંની એક અનોખી વ્યક્તિ તે યાકોવ તેઇતેલ—સમારાનો માજી સરકારી વકીલ—દીક્ષા પામ્યા વિના રહી ગયેલો યહૂદી

યહૂદી હતો એ હકીકત જ તેઇતેલને માટે અહોનિશ અસુખ વહેવડાવનારી ઘટના હતી. ને એના ખ્રિસ્તી ઉપરી અમલદારો તો તેઇતેલને ન્યાય ને કાયદા ખાતાને માથેના એક કલંક સમાન લેખતા "મહાન સુધારાનો યુગ" શરૂ થયો ત્યારથી તેઓ એની બદલી કરાવવા મથી રહ્યા હતા

પણ તેઇતેલ હજી પોતાના એ ને એ સ્થાનને શોભાવતો ખુશહાલ છે એણે ન્યાયખાતાના પ્રધાનમંડળ સાથેના પોતાના સંગ્રામ વિષે પોતાના 'જીવનના સંસ્મરણો'માં એક નોંધ પણ લખી છે

હા, એ તો ખુશહાલ છે ને હમણાં જ એણે પોતાની સિત્તેરમી યા એંસીમી વર્ષગાંઠ પણ ઊજવી પણ એ તો એ પેશખોનોવ ને વી [- મિયાકોતિનનો અનુયાયી જ તો છે એના આ બન્ને ગુરુઓ વિષે કહેવામાં આવે છે કે, ઉમર કરતાં પોતાની જાતને જુવાન રાખવાની કળા એમને સાધ્ય હતી

તેતતેઈની જીર્ણ ઉમર, એણે પોતે જીવનકાર્ય તરીકે પસંદ કરેલ પ્રવૃત્તિને ચાલુ રાખવામાં, જરાય આડે આવતી નથી ૧૮૯૫-૯૬ની સાલમાં પોતે સમારા ખાતે હતો તે સમયની જેમ આજેય પ્રફુલ્લ ચહેરે ઉત્સાહભેર તે પોતાના સાથીઓને ચાહે છે ને એ જ ઉત્સુકતાથી એમને મદદ કરવા સદા તત્પર રહે છે

આ શહેરમાંના સ્ફૂર્તિવાળા ને દિલચસ્પ લોકો — જો કે તેઓ .સાવાળા નહોતા — તે બધા રોજ તેઘતેલને ઘેર ભેગા થતા. સૌ ાઈ એને મળવા આવતું. એમાં જિલ્લા કોર્ટ કચેરીનો પ્રમુખ આ- લેનકોવ પણ આવતો. એના પૂર્વજો ડિસેમ્બરિસ્ટો* હતા, એ પોતે એક કુશળ ને સજ્જન માણસ હતો. 'સમારા હેરાલ્ડ' ને 'સમારા ગેઝેટ'ના તંત્રી મંડળના માર્ક્સવાદીઓ ય આવતા, ને 'વેસ્તનિક' છાપા વાળા — જે ખાસ કોઈ સિદ્ધાંત ને કારણે નહિ પણ મુખ્યત્વે તો એમની આંતરિક સ્પર્ધાને કારણે એક બીજાના કટ્ટર વિરોધી હતા તે પણ — એને ત્યાં આવતા.

એને ઘેર તમને ઉદારમતવાદી વકીલોનો ય મેળો થઈ જાય, ને વિચિત્ર ધંધામાં પડેલા જુવાનિયા કે જેમની વૃત્તિઓ ને ઈરાદાઓને ગુનાહિત તરીકે જ ઓળખી શકાય — એવા લોકો પણ ભટકાઈ જાય આવા બધા લોકો એક સરકારી વકીલને ઘેર પરોણા તરીકે — મફતિયા પરોણા તરીકે આવે, તે એક આશ્ચર્ય તો એટલા માટે કે એ લોકો પોતાની વૃત્તિ યા ઈરાદાઓ બાબત ઢાંકપિછોડો કરવાની રજમાત્ર પણ તસ્દી લેતા નહિ

કોઈ નવાગતુક એના ઘરમાં દાખલ થતો ત્યારે યજમાનને પોતાના મિત્રો આગળ એની ઓળખ કરાવવાની જરૂર પણ લાગતી નહિ ને બીજા લોકોને પણ એની કંઈ પરવા નહોતી; કારણ સૌને એક વાતની ખાત્રી હતી કે અહીં જે કોઈ આવે છે તે બધા યાકોવ તેઈતેલને જ મળવા આવે છે, ને એટલા માટે તે બધા સારા જ હોવા જોઈએ એના ઘરમાં વાણી માટે પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રવર્તતું તેઈતેલ પોતે જબરો તર્કયુદ્ધ લડનારો માણસ હતો ઘણીવાર તો એ પોતાના પ્રતિવાદી સાથે વાત કરતાં પગ પછાડવા લાગતો એનો ચહેરો રાતોચોળ બની જતો, એના વાંકડિયા સફેદ વાળ ખડા થઈ જતા; ને એની સફેદ મૂછોના આંકડા રોષથી ફરકવા લાગતા. અરે, એની વરદી

* ૧૮૨૫ના ડિસેમ્બર બંડના અગ્રણી અમીર ઉમરાવો

પર ગોઠેનાં બટન સુદ્ધાં કપી ઊડતાં પણ આ બધાથી કાંઈ જ બીતુ નહિ કારણ આ બધા ઉત્પાત દરમિયાન પણ ચાકોવ તેઈતિકની સુંદર આંખો મમતાળુ સ્મિતના પ્રકાશથી ચમકયા કરતી .

ચાકોવ ને એની પત્ની યેકાતેરિના ખૂબ ભાવભર્યાં યજમાન તરીકે જાણીતાં હતાં એમના ઘરમાં, એક મોટા મેજ પર, મોટી મોટી રકાબીઓમાં રંધેલું માંસ ને તળેલા બટાટાની વાનગીઓ પીરસેલી જ રહેતી – જેનાથી એમને ઘેર આવનારા મહેમાનો પોતાની ક્ષુધા શાંત કરતા, બીઅર યા તો લાલ શરાબ પીતા — એ શરાબ મોટે ભાગે કોકેશિયન બનાવટનો હોતો ને એમાં મેગેનીઝનો સ્વાદ આવતો આ શરાબના ડાઘ મેજ પર પાથરેલી ચાદરને હમેશને માટે ડાઘવાળી બનાવી મૂકતા, પરંતુ પીનારના દિમાગ પર એની એવી કશી ખરાબ અસર થતી નહિ.

જમણ પછી મહેમાનો બધા વાક્યુદ્ધમાં ઊતરી પડતા ને ખાઇ ખાઈને ધરાઈ ગયા પછી જ આ યુદ્ધનો આરંભ થતો

આ તેઈતેનના ઘરમાં જ પહેલવહેલી મારે નિકોલાઈ જ્યોર્જ્યેવિચ મિખાઇલોવ્સ્કી — ગારિન સાથે ઓળખાણ થયેલી.

રેલ્વે એન્જિનિયરની વરદી પહેરેલો એક માણસ મારી નજદીક આવ્યો, ને મારી આંખોમાં આંખ પરોવી શિષ્ટાચારની ખોટી જંજાળમાં પડયા વિના ઉતાવળો ઉતાવળો બોલી ગયો, "તું જ ગોર્કિ, ખરું ? તું સરસ લખે છે પણ ખ્લામિદા સારુ નથી લખતો . ખ્લામિદા પણ તું જ ને ? '

હું જાણતો હતો કે, યેગુદિન ખ્લામિદાનું લખાણ બહુ સારુ નથી હોતું ને મને એનો અફસોસ પણ હતો — એટલે જ કદાચ મને એ એન્જિનિયર ગમ્યો નહિ હોય પણ એણે તો કંઈ મને બોલવા નહિ દીધો

"તું દળદાર લેખો સારા નથી લખી શકતો . . . . એમાં તો

મર્મભર્યા કટાક્ષનો ખપ રહ્યો. ને તારી પાસે એ વસ્તુ નથી તારામાં વિનોદવૃત્તિ છે પણ તે જરા બરછટ. તું એનો ઉપયોગ જોઈએ એટલા કૌશલથી કરતો નથી."

કોઈ અજાણ્યો માણસ આવીને અકસ્માત તમારે મોઢે તમારે વિષેનાં અંતરંગ સત્યોની ઝડી વરસાવવા લાગે એ માણસની પ્રકૃતિને રૂચતી વસ્તુ તો નથી જ તમે ઇચ્છતા તો મર્લ્યુ ય હો કે એ ખોટો પડે તો સારું, પણ મનમાં 'એની વાત સાચી છે' એ કબૂલ કર્યા વિના તમારો છૂટકો નથી હોતો.

મારી લગોલગ ઊભાં ઊભાં એણે તો ઝડપભેર બોલ્યે જ રાખ્યું. કેમ જાણે એને ઘણું બધુ કહેવાનું હોય, ને કદાચ બધું કહેવાઈ રહે તે પહેલાં જ વિખૂટા પડી જવાનો સમય થઈ જશે એવી એને બીક હોય મારા કરતાં નીચો હોવાથી હું એનો પાતળો સુક્કલકડી ચહેરો, કાળજીપૂર્વક સંવારીને રાખેલ દાઢી, એના પાકી રહેલા કેશ હેઠળ વિસ્તરેલ ભાલ પ્રદેશમાં ખેંચાઈ રહેલ સુરેખ ભ્રમરો, ને એની ચમકદાર તરવરાટ ભરી આંખો — આ બધુ હું બરાબર જોઈ શકતો હતો પણ એના મુખભાવને હું બરાબર વાંચી શકયો નહિ; એ કંઈક મિત્રતાભર્યો હોવા છતાં અવજ્ઞાપૂર્ણ ઉપહાસભર્યો લાગતો હતો.

"મે જે કહ્યુ તે તને ન ગમ્યું ને?" એણે મને પૂછ્યુ, ને જાણે મને અપ્રિય વસ્તુ સંભળાવવાનો પોતાનો અધિકાર સાબીત કરવા માગતો હોય એમ એણે મને પોતાનું નામ દેતાં કહ્યુ, "હું ગારિન તે મારુ કોઈ લખાણ વાંચ્યું છે?"

મેં 'રશિયન થોટ' અર્થાત્ 'રૂસ્કાયા મિસલ'માં એણે લખેલ "આધુનિક રશિયાનાં ગામડાંનાં રેખાચિત્રો"ના શિર્ષક હેઠળનાં સંશયવાદી લખાણ વાંચેલાં હતાં, ને એ લખાણના લેખકની ખેડુઓ વચ્ચેની જીંદગી વિષેય કેટલીક રસુજી વાતો સાંભળી હતી નારોદનિક વિવેચકોએ એ બધી ચાલુ દંતકથાઓની ખૂબ ટીકા પણ કરી હતી. મેં સાંભળેલું કે ગારિન પાસે કલ્પના ભંડોળ બહુ સારો છે.

'મારાં એ રેખાચિત્રો કલા પણ નથી કે નથી એ કાલ્પનિક લલિત વાઙ્મય !" એણે મને કહ્યું મારા પર જડાઈ રહેલી પોતાની તગવરાટભરી આંખોની દૃષ્ટિને એણે પાછી ખેંચી લીધી — જાણે એમ બતાવવા કે, 'મારા વિચારો તો ક્યાંક બીજે જ ભમે છે !'

મેં એને પૂછ્યું : "તેં એકવાર પોપીફૂલનાં બીજ વાવતાં, એની જોડે ચાલીસ દેસિયાતીન (સિક્કા) પણ વાવી દીધેલા, એ વાત સાચી ?"

"બરાબર ચાલીસ જ હતા એમ શા પરથી ?' ગારિન સહેજ ચિડાયો હોય એમ બોલી ઊઠ્યો, ને વળી અન્યમનસ્કભાવે, બરાં ગૂથતાં, એણે આગળ ચલાવ્યું

"એક કરોળિયાને માર્યે તમારાં ચાલીસ પાપ ધોવાઈ જાય છે મોસ્કોમાં ચાલીસ ગુણ્યા ચાલીસ દેવળો છે, બાળકને જન્મ આપ્યા પછી સ્ત્રીને ચાલીસ દિવસ સુધી દેવળમાં પગ મૂકવાની મનાઈ છે, મૂઆ પછીની વિધિ ચાલીસ દિવસ લગી ચાલુ રહે છે ચાલીસમું રીંછ એટલે ભયંકરમાં ભયંકર રીંછ ! — ચાલીસનો આટલો બધો ચડભડાટ શાને કારણે ને એ ક્યાંથી ઊભો થયો ? તને શું લાગે છે આ બાબત ?'

પણ દેખીતી રીતે આ વિશે હું શું માનું છું એ જાણવાની કંઈ એને બહુ પરવા હોય એમ લાગતું નહોતું કારણ તે સવાલ કર્યા પછી તરત એણે પ્રશંસાપૂર્વક, એના નાનકડા પણ જોરદાર હાથ વડે મારો ખભો થાબડતાં, કહ્યું

"પણ પોપીના એ છોડને ફૂલ બેઠાં ત્યારે તારે એ જોવા જેવો હતો, ભલા માણસ !"

ને પછી મારી પાસેથી છૂટા પડીને, એણે ત્યાં મંડાઈ રહેલ વાક્યુદ્ધમાં ઝંપલાવી દીધું.

આ મુલાકાતે મારા મનમાં ગારિન પ્રત્યે કંઈ આદર જન્માવ્યું નહિ એનામાં કંઈક નકલીપણાનું તત્ત્વ હોય એવું પણ મને લાગેલું.

એણે મારી આગળ એ બધા ચાળીસાનો જપ કરી જવાની શી જરૂર હતી? એના વ્યવહારમાં રહેલ કુલીન શિષ્ટતા ને એના "લોકશાહી પણા"થી ટેવાતાં મને કંઈક વાર લાગી. પહેલાં મને એ કંઈક નકલી વેશ જેવી લાગેલી. એ સુક્કલકડી બાંધાનો સોહામણો ચપળ ને તરવરિયો જુવાન હતો. એના હાવભાવ ને વર્તન પરથી લાગતું કે એની આ હિલચાલની ઝડપ, એના તંગ, અસ્વસ્થ મિજાજનું પરિણામ નહોતી, પરંતુ સ્વાસ્થ્ય શક્તિના બાહુલ્યનું પરિણામ હતી. એ બહુ બેદરકારી પૂર્વક બોલતો હોય એવો ભાસ થતો, પણ ખરી રીતે એનું એકે એક વાક્ય કુશળતા પૂર્વકની મૌલિક રચના હતી એ પ્રાસ્તાવિક વાક્ય-રચનાઓનો નિષ્ણાત મનાતો, જેનો એ બેોલવને બિલકુલ અણગમો હતો. પરંતુ મેં ગારિનમાં પોતાની જ વાક્છટા પર મુગ્ધ એવા માણસ જેવી કોઈ ટેવ જોઈ નહોતી. એના બોલવામાં હમેશ, 'શબ્દો માટેની નાનકડી બારી વિચારને માટેનો સાગ એવો અવકાશ' રહી જતા

મોટા ભાગે, પ્રથમ પરિચયે એ પોતાને વિષેની જે છાપ માણસના મન પર જગાડતો તે, એના પક્ષે, બહુ અનુકૂળ હોતી નહિ નાટયકાર કોસોરોતોવે એના વિષે ફરિયાદ કરતાં કહેલું કે—

"હું એની સાથે સાહિત્ય વિષે વાત કરવા માગતો હતો ત્યારે એણે મારી આગળ ખોરાકમાં ઉપયોગી એવાં કંદમૂળની ખેતી વિષે એક આખું સભાષણ ઝાડી દીધું ને પછી એરઝોટ-ગેરૂને વિષે વાત કરવા માંડી"

લિયોનિદ આન્દ્રેયેવને મે સવાલ કરેલો: "તમને ગારિન કેવોક ગમે છે?" એ સવાલના જવાબમાં એમણે કહેલું કે—

"બહુ સરસ, હોશિયાર ને દિલચસ્પ આદમી પણ એ એન્જિનિયર છે, ને એ એનામાં એક ખરાબ વસ્તુ છે, એવેક્સી* ! એન્જિનિયરોથી હું બહુ ડરું છું. તમને ખબર પડે કે તમે ક્યાં છો, એટલામાં તો એણે તમને એક વધારાનું પૈડું લગાડી દીધું હોય, ને તમારી ગાડી ક્યાંની

* ગોર્કિનું ટૂંકું સંબોધન.

કર્યા અજાણ્યા પાટે ચઢી ગઈ હોય વળી આ ગારિન પાસે તો એવી કળા છે કે, એ તમને એના પોતાના પાગ પર લઈ આવે — ભારે જીદ્દી ને આક્રમક માણસ!'

નિકોલાઈ ગારિને છેક સમારાથી તે સર્જિયેગ્સ્કના ગંધકવાળા પાણીના ઝરાઓ સુધીની રેલ્વે બંધવાનું કામ કરેલું ને પોતાના એ કામ બાબત એની પાસે પાર વિનાની વતોનો ભંડોળ જમા થયેલો

એક વિશેષ પ્રકારના એન્જિનનો ખપ પડતાં એણે વાહન-વ્યવહાર ખાતાના પ્રધાનને લખ્યું કે, જર્મનીથી આપણે આવું એક એન્જિન ખરીદી મંગાવવાની જરૂર છે પણ એ પ્રધાને અથવા બીજાએ એવી ખરીદી કરવાની ચોકખી ના પાડી દીધી ને સૂચન કર્યું કે સોરમોવો યા તો કોલોમ્નાના કારખાનાને એવું એન્જિન બનાવવાનો ઓર્ડર મોકલી આપવો મને અત્યારે બરાબર યાદ નથી કે કેવી સાહસભરી યુક્તિ રચીને ગારિને આખરે એ એન્જિન જર્મનીથી જ ખરીદાવેલું ને એને એ છેક સમારા સુધી લઈ આવેલો અલબત્ત એના આ સાહસે ગતિનાના કંઈ કેટલાય હજાર રૂબલ ને કેટલાં બધાં અઠવાડિયાનો સમય — જે તે વખતે પૈસા કરતાં ય વધુ કીમતી હતો — બચાવી લીધેલાં પરંતુ હકીકતે પૈસા કે સમયની બચત કયાં બાબત નહિ પણ પ્રધાનમંડળની ઇચ્છા વિરુદ્ધ એ એન્જિનને પોતે છેક સમારા સુધી લઈ આવ્યો, એ બાબત જ તે બધાશ હાંકતો

'એ જ તો એક મોટી સિદ્ધિ હતી બોલ તને અત્યારે નથી લાગતું એમ?' એ સવાલ કરતો

ને એ તો પ્રગટ વસ્તુ હતી કે એની આ સિદ્ધિ કઈ વ્યાપારના કોઈ હેતુની સિદ્ધિ માટે નહિ પણ પોતાની ઇચ્છાના માર્ગમાં મુકાયેલ અવરોધને ઉલ્લંઘી જવાની ઇચ્છામાંથી જન્મેલી હતી. અથવા તો એથી ય સાદી રીતે જોઈએ તો એક વ્યવહારુ બાબતમાં

સરકારની ઠેકડી ઉડાવવાની હતી. બુદ્ધિપ્રતિભાવાળા રશિયનોમાં હોય છે તેવી, એક પ્રકારની ટીખળવૃત્તિ ગારિનમાં હતી.

એની ભલમનસાઈમાં પણ રશિયનની ખાસિયત હતી. પોતાનો પૈસો તો કેમ જાણે માથા પરનો બોજ ન હોય એમ એ જ્યાંત્યાં ફગાવતો. કેમ જાણે મેઘધનુષના રંગની કાગળની નોટો – જેના બદલામાં લોકો પોતાની શક્તિ વેચી નાખતા—એના પ્રત્યે એને ઘૃણા ન થઈ હોય !

એની પ્રથમવારની પત્ની એક શ્રીમંત સ્ત્રી હતી. હું ભૂલતો ન હોઉં તો એ એલેકઝાન્ડર ત્રીજાના એક નિકટના મિત્ર જનરલ ચેરેત્વિનની દીકરી હતી. પણ એની લાખોની દોલતને એણે ટૂંકા ગાળામાં જ કૃષિવિષયક અખતરાઓમાં ખરચી નાખી, ને ૧૮૯૫–૯૬માં તો એણે પાછું પોતાની કમાણી પર જીવવું શરૂ કરી દીધું હતું.

એ જે કંઈ કરતો તે વિશાળ પાયા પર જ કરતો. પોતાના મિત્રોને સ્વાદિષ્ટ પકવાનોની મિજબાનીઓ આપતો ને ખૂબ કીમતી શરાબ પીરસતો. એનું પોતાનું ખાવાપીવાનું એટલું ઓછું હતું કે માણસને એમ જ થાય કે એનો આટલો તરવરાટ ને આ જોમ નભતાં હશે શેના પર ! લોકોને સારી સારી ભેટો આપવાનો ને એમને ખુશ કરવાનો એને બહુ શોખ હતો. પણ એ આ બધું કરતો તે એમનું મન જીતી લેવા માટે નહિ પણ બુદ્ધિની મોહકતા ને શક્તિના આવેગને વશ થઈ બહુ સહજભાવે કરતો.

. એને મન જીંદગી એ ઉત્સવના એક દિન જેવી હતી ને એ અજાગૃતપણે પોતાના આ વલણના વહેણમાં પોતાની આસપાસનાં લોકોને ય ખેંચી જતો

હું પોતે પણ એના એક વ્યવહારુ ટીખળમાં અનિચ્છાએ સામેલ થયેલો ભાગીદાર હતો. રવિવારની એક સવારે, સમારા ગેઝેટની તંત્રી–કચેરીમાં બેઠો, હું મારા એક લેખની પ્રશંસા કરી રહ્યો હતો. એ લેખને,

ઘોડાની ખરીએ ખૂંદી નાખેલ જવના ખેતરની માફક, સરકારી સેન્સરે પીંખી નાખેલો હતો. દરવાન, જેની સાન હજી કંઈક ઠેકાણે હતી, તે અંદર આવ્યો. કહે:

"તમને કોઈ મળવા માગે છે. કહે છે કે, એ તમારે માટે સિઝરાનથી કેટલીક ઘડિયાળો લઈ આવેલ છે."

'હું કદી સિઝરાન ગયો નથી કે કોઈ ઘડિયાળો ખરીદેલી નથી.' મે દરવાનને જવાબ આપી દીધો.

એ બહાર ગયો, બારણા આગળ જઈને કંઈક બબડ્યો ને પાછો મારી પાસે આવ્યો.

"એ યહુદી કહે છે કે, એ તમારા માટે ઘડિયાળો લાવેલો છે."

'એને અંદર મોકલ."

"એક ઠીંગણો યહુદી મેલો ઘેલો કોટ ને વિચિત્ર આકારની ટોપી પહેરેલો, અંદર આવ્યો. મારા ભણી અવિશ્વાસભરી દૃષ્ટિ ફેંકી, તારીખિયામાંથી ફાડેલી એક ચમરખી એણે મારા ટેબલ પર મૂકી. એ ચિઠ્ઠીમાં ગાર્નિના અસ્પષ્ટ હસ્તાક્ષરમાં લખેલું હતું. "પેશ્કોવ ગોર્કિ," ને બીજુ પણ કંઈક લખેલું હતું. પણ એમનો અક્ષરે ય ઊકલે એવો નહિ.

'એન્જિનિયર ગાર્નિએ તને આ ચિઠ્ઠી આપી?"

"એની મને શી ખબર? હું કંઈ માગ ઘરાકોને એમનાં નામ ઓછાં જ પૂછતો ફરું છું?' એ બુઢ્ઢાએ કહ્યું.

મે કહ્યું, "લાવ ઘડિયાળો બતાડ જોઉં.' કહી, મે મારો હાથ એના ભણી લંબાવ્યો.

પણ એ પાછો ચેક્યો, ને મારી સામે એવી રીતે જોવા લાગ્યો, કેમ જાણે, હું પીધેલો હોઉં. ને કહે:

'કદાચ તમે નહિ, એ બીજો પાશ્કોવ-ગોર્કિ હશે."

"ના, બીજો તો કોઈ નથી. મને એ ઘડિયાળો આપી દે, ને તું તારે અહીંથી વિદાય થા."

"વારુ, વારુ." યહુદી બોલી ઊઠ્યો ને એમ કહેતો ખભા ચડાવતો બહાર નીકળી ગયો — મને ઘડિયાળ બડિયાળ કશું આપ્યા વિના જ. એકાદ મિનિટ પછી દરવાન ને એક હાથલારીવાળો ભેગા મળીને એક મોટી છાબડી ઊંચકીને અંદર આવ્યા. દેખીતી રીતે જ એ કઈ બહુ વજનદાર હોય એમ લાગ્યુ નહિ એ છાબડી જોયે સુકાવી, બુઢ્ઢાએ મને કહ્યું:

"પહોંચ લખી આપો ત્યારે."

છાબડી તરફ ઇશારો કરી મેં પૂછ્યું, "પણ એમાં છે શું?"

"મેં તમને કહ્યુ નહિ કે એમાં ઘડિયાળો છે?" પેલા યહુદીએ ખેદ કારીપૂર્વક જવાબ આપ્યો.

"આ તે ઘડિયાળનો દારો છે કે શું!"

"ઘડિયાળો — દસ મોટી મોટી ઘડિયાળો!"

"દસ મોટી ઘડિયાળો!"

"એ જ તો કહું છુ, ત્યારનો"

આ બધું મને બહુ વિચિત્ર લાગ્યુ અને ગુસ્સો ચઢી ગયેલો. કારણ યહુદીઓના બધા જ ટુચકા કઈ બહુ સારા નથી હોતા ને જ્યારે તમને એનું મોમાથુ ય દેખાતું ન હોય, ને જ્યારે તમે પોતે એમા મુરખનો પાઠ ભજવતા હો એવુ લાગે ત્યારે તો ખાસ

મે બુઢ્ઢાને કહ્યુ, "જે હોય તે, પણ તું મને ચોકખે ચોકખી વાત કરી દે, આ છે શુ બધુ? તું જે કઈ કહે છે એનો અર્થ શુ? લોકો સમારાથી તે સિઝરાન સુધી ઘડિયાળો ખરીદવા જતા હશે? — તું જ કહે ..તે કોઈ જોયો છે એવો?"

પણ હવે એ બુઢ્ઢો ગુસ્સે થઈ ગયો. કહે:

"એ બધા વિચાર કરવાનું કામ મારું નથી. મને તો કહ્યું કે — આમ કરવાનું છે — ને મેં કર્યું. આ કાપલીમાં લખ્યું છે તે મુજબ સમાગ ગેઝેટમાં પેશ્કોવ ગોર્કિને પહોંચાડ્યાં. હવે તમે તમારે મને પહોંચ લખી આપો એટલે પત્યું તમારે મારી જોડે બીજી આડીઅવળી પંચાત કરવાની જરૂર છે?"

હવે હું એને વધારે કહું પણ શું? દેખીતી રીતે જ એ બુઢ્ઢાને એમ લાગતું હતું કે હું નાહકનો એને લેવાદેવા વિનાની કોઈ મેની રમતમાં ખેંચી રહ્યો છું. ધ્રૂજતા હાથે એણે પોતાના માથા પરની હેટને પપાળી તે મારી સામે એવી રીતે જોઈ રહ્યો, કેમ જાણે, મેં જ એને એક યા બીજી રીતે દુભવ્યો હોય. મેં એને વિદાય કર્યો ને મારા દરવાનને છાબડી પ્રૂફરૂમમાં મૂકી આવવા કહ્યું.

ચાર પાંચ દિવસ પછી ગારિન મેલાઘેલા વેશમાં, થાકયો પાકયો પણ પ્રફુલ્લ ચહેરે, મને મળવા આવ્યો. એનો એન્જિનિયરની વરદીનો ડગલો એના શરીરની ચામડી માફક એને બધબેસતો હતો.

"તે જ મને પેલાં ધડિયાળ મોકલાવેલાં કે?" મેં એને પૂછ્યું.

કહે 'અરે હા મેં જ તો વળી! તે એનું શું છે?"

ને એણે મારી જ તપાસ શરૂ કરી જાણે. કુતૂહલભરી દૃષ્ટિથી મારા મોં સામે તાકી રહેતાં એ બોલ્યોઃ

"હવે તું એનું શું કરવા માગે છે? મારે પોતાને તો એનો બિલકુલ ખપ રહ્યો નથી"

તે પછી એણે મને જે વાત કરી તે આ પ્રમાણે હતી — 'એક દિવસ સિઝરાન નગરમાં, સૂરજ ડૂબવા ટાણે, વોલ્ગાને કિનારે હું ફરવા નીકળ્યો હતો, ત્યાં મને એક યહૂદીના દીકરાનો ભેટો થઈ ગયો ને એ ય અભાગિયો તે કેવો! માછલાં પકડવા કાંટા નાખીને બેઠેલો. મિત્રો આવી આવીને કાંટે બાઝે, પણ ત્રણ આવે એમાંની બે તો છટકી જ જાય! વાંધો શું હતો? જોયું તો ખબર પડી કે ભાઈસાહેબ

માછલી પકડવાના કાંટાને બદલે પિત્તળની પીન નાખીને બેઠેલા! અલબત્ત, છોકરો જોયો હોય તો કેવો સ્વરૂપવાન ને ચતુર. આમ સાવ ભોળો છતાં હૃદયમાં ખાસ માયામમતા ન મળે. હું આમથી તેમ આંટા મારું ને આ કુટડા છોકરાને જોયા કરું. ને પછી તો, માણસ જે ધારે તે વસ્તુ ખોજમાં જોઈ શકે છે.

"જીવનના દુ:ખશોકથી પરિચિત એવો આ છોકરો એના દાદા સાથે રહેતો હતો. દાદા પોતે ઘડિયાળીનો ધંધો કરતા. ને છોકરો એમની પાસે શીખતો — હું ધારું છું કે અગિયારેક વર્ષનો હશે એ. આખાય શહેરમાં ચઢતી કોઈ હોય તો આ બે જણા. આમ ને આમ એમનું ચાલ્યા કરતું હતું. હું એને લઈને એના દાદાને મળવા ગયો. એક નાની અમથી દુકાન. એમાં બુઠ્ઠો બત્તીનાં મોઢિયાં ને સમોવરના (ચાનું પાણી ઉકાળવાની કીટલી) નળ વગેરે સમારવાનું કામ કરતો...બસ જ્યાં જુઓ ત્યાં ળ, ગંદવાડ ને ગરીબી! મને અવારનવાર લાગણીવેડાનું તાણ ચઢી આવે છે એમને પૈસા આપું? એ તો બહુ અડવું લાગે. એટલે મેં એની ઘડિયાળીનો તમામ જથ્થો ખરીદી લીધો ને એના પૈસા પેલા છોકરાના હાથમાં મૂકી દીધા ને ગઈ કાલે જ થોડી ચોપડીઓ ખરીદીને એને મોકલી આપી."

પછી ગારિને તદ્દન ગંભીરભાવે ઉમેર્યું :

"તારે જો એ ઘડિયાળીનો કશો ખપ ન હોય તો મને કહે, હું માણસ મોકલીને પાછો મગાવી લઈશ રેલ્વેની પેટા લાઈન પરના કામદારોને આપી દેવાશે."

આ બધું એ કહી ગયો — એની હંમેશની ઝડપે પણ વળી કંઈક મુંઝવણ અનુભવતો હોય એવા ભાવે, જમણા હાથના એક ટૂંકા ઝાટકાથી, પોતે કહેલી બધી વાતને નકામી ગણી બાજુએ સેરવી દેતો હોય એમ, હાથ ઝટકી નાખ્યો

એ કોકવાર અમારા ગેઝેટમાં ટૂંકી વાર્તાઓ લખતો. એમાંની

એક — 'વિલક્ષણ પ્રતિભા' નામની વાર્તા હતી લિરમાન યહૂદીની — જેણે પોતાના ઉપયોગ માટે 'ડિફરન્શિયલ કેલક્યુલસ' શોધી કાઢ્યું હતું. અધકચરું શિક્ષણ પામેલા, ક્ષયરોગથી જર્જર થઈ ગયેલ શરીરવાળા એ યહૂદીએ બાર વરસ થયાં આંકડા આંકડા સાથે જ કામ કરેલું. હકીકતે એણે પોતાની જાતે જ ડિફરન્શિયલના કેલક્યુલસની શોધ કરેલી. પણ જ્યારે ખબર પડી કે આ શોધ તો, અગાઉ ઘણાં વર્ષોથી, થઈ ચૂકેલી છે ત્યારે એને જબરો આઘાત લાગ્યો, ને શોકમાં ને શોકમાં એ મરી ગયો — ફેફસાંમાંથી લોહી પડવા માંડયું, ને સમારા રેલ્વે સ્ટેશનના પ્લેટફોર્મ પર જ એ ખલાસ થઈ ગયો.

વાર્તા બહુ સારી રીતે લખાયેલી નહિ, પણ સમારા ગેઝેટની તંત્રી મંડળની કચેરીમાં જે સચોટતાથી એણે લિરમાનની વાત કરી તેમાં અદ્ભુત નાટયતત્ત્વની અસર હતી.

લેખકને માટે તદ્દન ભિન્નઅનુકૂળ એવી હાલતમાં એ જીવતો હતો. ને છતાં એક રખડુની જીંદગી જીવતાં જીવતાં તે 'ટિયોમાનું બાળપણ', 'નિશાળિયાઓ', 'વિદ્યાર્થીઓ', 'કલોટિલ્ડા', ને 'દાદીમા' જેવી વાર્તાઓ લખવા સમર્થ બન્યો હતો.

ને સમારા ગેઝેટે જ્યારે એને બુદ્ધિશાળી ગણિતજ્ઞ લિરમાનની વાર્તા લખી આપવાનું કહ્યું ત્યારે, લખવા બેસતાં પહેલાં એણે એ વાતનો ખૂબ વિચાર કરી લીધા પછી એ કહે, "હું ગુચ્છમાં અમુક જગાએ જવાનો છું, ત્યાં જતી વખતે ટ્રેનની મારી લાંબી મુસાફરી દરમિયાન હું લખી નાખીશ વાર્તાને. આરંભ એણે ટેલિગ્રામના એક ફોર્મ પર લખવો શરૂ કરી દીધેલો. એ વાર્તાના કાગળિયાં એક આંગડીઓ સમારા સ્ટેશન પરથી આવીને અખબાર છાપાની કચેરીમાં આપી ગયેલો. તે રાતે વળી એક બીજો તાર અમારી ઑફિસ પર આવ્યો. તેમાં વાર્તાના આરંભમાં જ કરવાના સુધારા વધારાની લાંબી યાદી ચીતરેલી હતી. બીજે કે ત્રીજે દિવસે વળી એક ટેલિગ્રામ આવ્યો. એમાં સૂચના આપેલી કે, "મેં મોકલેલું લખાણ છાપશો નહિ. એની નવી આવૃત્તિ કરી રહ્યો છું"

પણ તે પછી નવી આવૃત્તિ તો કદી આવી જ નહિ, ને આખરે હું ધરું છું ત્યાં સુધી, એકાતરિનબર્ગથી એણે વાર્તાનો અંત આખ મોકલી આપેલો.

એના હસ્તાક્ષર એવા ગરબડિયા હતા કે એને વાંચવા માટે ખાસ સંશોધન કરવું પડતું એના પરિણામે પણ એની વાર્તામાં કંઈક ને કંઈક ફેરફાર તો થઈ જતો. મહામુસીબતે એનું લખાણ ઉકેલ્યા બાદ એની નકલ કરાવવી પડતી કે જેથી કંપોઝ કરનારા શુદ્ધ વાંચીને બીબાં ગોઠવી શકે. અને સ્વાભાવિક રીતે જ ગારિન જ્યારે પોતાની લખેલી વાર્તાને મુદ્રિત સ્વરૂપે વાંચતો ત્યારે ભર્યા સંકોડી બોલી ઊઠતો:

"કયા શેતાને વળી આવું બધું લખાવ્યું હશે મારી પાસે!"

'બાનિ'—'દાદીમા' ની વાર્તા વિષે મારી આગળ વાત કરતાં એણે કહેલું:

"એક રાતમાં લખી નાખેલી એ...એક પોસ્ટીંગ સ્ટેશને કેટલાક વેપારીઓને ત્યાં બેઠા બેઠા ચા પીતા હતા ને બતકનાં ટોળાંની માફક બકબક કરી રહ્યા હતા...એમની વચ્ચે બેસીને મે એ વાર્તા લખેલી."

એણે મંચુરિયા પર લખેલા પુસ્તકની, તેમ જ કોરિયાની પરીકથાઓની, કાચી હસ્તપ્રત મે જોયેલી તરેહ તરેહનાં નાનાં મોટાં કાગળિયાંનું બંડલ—કોકને મથાળે છાપેલું હોય—'સર્વિસ ડિપાર્ટમેન્ટ ઓફ રોલિંગ સ્ટોક એન્ડ ટ્રાફિક', તો વળી વચમાં ઓફિસના ચોપડામાંથી ફાડી લીધેલા લીટીઓ દોરેલા કાગળ હોય—કોન્સર્ટનાં બિલ, ને એમાં વચ્ચે એક બે ચાઈનીઝ વિઝિટિંગ કાર્ડ પણ હોય એ બધા પર અધૂરાં અધૂરાં શબ્દોવાળાં વાક્યો ઘસડી કાઢેલાં હોય, કેટલેક ઠેકાણે વળી કેવળ સાંકેતિક શબ્દો જ લખેલા હોય.

"આવું બધું તારાથી વંચાય છે શી રીતે?"

"એ તો સાવ સહેલું છે." એણે મને જવાબ આપ્યો, આખરે તો મારા પોતાના જ હસ્તાક્ષર રહ્યા ને?"

ને એણે કોરિયન વાર્તાઓમાંની એક સુંદર વાર્તા વાંચવા માંડી ને તે એટલી સરળતાથી કે ન પૂછો વાત પણ મને એમ લાગ્યું કે જાણે એ પોતાની હસ્તપ્રતમાંથી વાંચવા કરતાં મનથી જ બધુ કહે જતે હતો

મને લાગે છે કે લેખક તરીકેનું એનું પોતાની જાત પ્રત્યેનું વલણ બહુ સત્યવચવાદી ને ન્યાયી હતું કોઈએ એની હાજરીમાં એની વાર્તા — 'ટીયોમાનું બાળપણ'નાં ખૂબ વખાણ કરવા માંડયાં

'નકામી વસ્તુ છે,' કહી નિશ્વાસ નાખતાં એણે કહ્યું 'બધા જ બાળકો વિષે તો સારું લખી શકે એમના વિષે તો ખરાબ લખવું જ કોઈને માટે શક્ય નથી'

આમ કહી, હમેશ કરતો તેમ, એણે વાતનો વિષય જ ફેરવી નાખ્યો

"પણ કળાકારોને તો બાળકોનું ચરિત્ર ચીતરવું જ વધારે મુશ્કેલ લાગતું હોય છે એ માટે આગે ટીંગવા જેવાં જ ચીતરાય છે વાન કાર્ઈકેનું 'ઈન્ફ્ન્ટા' જ જુઓને — એ ય ટીંગવું જ છે ને!'

એસ એસ ગુસેવ — એક દક્ષ ચિત્રકાર હતો એણે એને ઠપકો આપતાં એક દિવસ કહેલું

'તું બહુ થોડું લખે છે — એ બહુ ખોટું કરે છે

"એ જ બરાબર છે કારણ હું લેખક કરતાં એન્જિનિયર જ વધારે છું" એણે કંઈક દુ ખભર્યું હસતાં કહ્યું ને ઉમેર્યું 'આ એન્જિનિયરીંગ એ પણ કંઈ મારો સાચો ધંધો નથી — મારે તો આડી નહિ, માત્ર ઊભી જ ઈમારતોની રચના કરવી જોઈતી હતી હું શિલ્પ સ્થાપત્યમાં ગયો હોત તો વધારે સારું થાત'

ને તેમ છતાં રેલ્વેની બાબતમાં પોતે કરેલાં કામો વિષે એ ખૂબ ઉત્સાહ પૂર્વક એક કવિની માફક, વાતો કરતો

પોતાની વાર્તાઓનાં વસ્તુ બાબત પણ એ એટલા જ ઉત્સાહ પૂર્વક વાત કરી શકતો

મને બરાબર યાદ છે — એક વાર અમે નિઝની નોવગોરોદ ને કઝાન વચ્ચે ચાલતા જહાજી-પ્રવાસમાં ભેગા થઈ ગયેલા. ત્યારે એણે મને કહેલું કે, 'મારે ચિંગ-ચુ-તાંગ નામના પરોપકારી ચીની શેતાનવાળી પરીકથાની ભૂમિકા લઈ એક મોટી નવલકથા લખવી છે આ પરીકથાનો રશિયન સાહિત્યમાં એકવાર ઉપયોગ થઈ ગયેલો હતો. શશાઈન ઝ્લોતોવ નામના રશિયન લેખકે એ વિષે લખી નાખ્યું હતું ગારિનની વાર્તાનો નાયક એક સારો કારખાનાદાર હતો. પોતે ખૂબ શ્રીમંત હતો ને પોતાના જીવનથી એ કંટાળી ગયેલો હતો. એ પણ લોકોનું કલ્યાણ કરનારો હતો. એક માયાળુ, સ્વપ્નશીલ માણસ એ પોતાની જાતને બીજો 'રોબર્ટ ઓવેન'* માની બેઠો હતો એણે અનેક મુર્ખામીભર્યાં કાર્યો કરેલાં, ને અંતે વ્યવહારુ માણસોનો સતાવ્યો એ, આખરે એથેન્સવાળા તિમોનની મનોદશા ભોગવતો, મૃત્યુ પામ્યો

બીજી એક વખત પિટર્સબર્ગમાં એક રાતે મારી સાથે બેઠા બેઠા એણે મને પોતાનાથી મનમાં રમી રહેલી એક સુંદર વાર્તાનું વસ્તુ કહી સાંભળાવેલું.

' ત્રણ જ પાના – વધારે નહિ "

મને યાદ છે ત્યાં લગી એનું કથાવસ્તુ કંઈક આવું હતું — એક વનવાસી જેના બધા વિચારો અંતરમુખ બની ગયેલા—પોતાના એકલવાયા જીવનથી દુઃખ પામતો, બીજા તમામ માણસો પોતાના શિકાર માટે સર્જાયેલાં છે એમ માનતો થઈ ગયેલો એ માણસ એક રાતે પોતાની ઝુંપડીમાં પાછો ફરી રહ્યો હતો રસ્તામાં એને એક રુંછની મુલાકાત થઈ બંને ભેગા મળી પોતાને રસ્તે આગળ વધવા લાગ્યા. પરસ્પર એકબીજા પ્રત્યે શંકા ધરાવનાર બે વ્યક્તિઓ વચ્ચે ચાલે તેવો સાવધાની ભર્યો તૂટક છૂટક વાર્તાલાપ શરૂ થયો આકાશમાં વીજળીનો કડકડાટ, કુદરતની તગદિલી ને આખી પૃથ્વીને ઝઝોડી નાખનો

* બ્રિટનનો યુરોપિયન ચિંતક – ઉદ્યોગપતિ ( ૧૭૭૧-૧૮૫૮ )

પવન ફુંકાઈ રહ્યો હતો. ઝાડ એકબીજાની પછવાડે સંતાઈ રહ્યાં હતાં. ત્યાં ક્યાંક અપશુકનિયાળ સળવળાટ થયો.

એકાએક પેલા વનવાસીને લાગ્યું કે રખડુ મારું ખૂન કરવા લલચાયો છે એટલે એ પોતાના સાથીથી બે ડગલાં પાછળ પડી જાય છે ત્યારે એનો સાથી – જે પોતે આ વસ્તુ ઇચ્છતો નથી—એની જોડાજોડ જ ચાલ્યા કરે છે આમ બને મૂગા મૂગા ચાલ્યા કરતા હોય છે

વનવાસી પોતાના મનને સમજાવતો હોય છે • તું ગમે તે કર, પણ રખડુ તને મારી નાખવાનો છે એ વાત ચોક્કસ — એ તારા ભાગ્યમાં લખાઈ ગયેલી વાત છે

આખરે તેઓ પેલી ઝૂંપડી આગળ આવી પહોંચે છે વનવાસી પેલા રખડુને પોતાને ત્યાં લઈ જઈ જમાડે છે પોતે પણ થોડું ઘણું ખાઈ લે છે પ્રાર્થના કરે છે ને ડમલરોટી કાપવા માટે લીધેલી છરી ટેબલ પર જ પડી રહેવા દઈને બને જણા સૂઈ જાય છે સૂતાં પહેલાં ભઠ્ઠીની બાજુમાં અડકાડીને મૂકેલી બંદૂકને પણ બેઉ જણાએ તપાસી લીધેલી હોય છે

જગતમાં વીજળીના પૈશાચિક કડાકા ભડાકા ને મેઘની ભયંકર ગર્જનાઓ ચાલુ જ છે મુશળધાર વરસાદ વરસી રહ્યો છે, આખી ઝૂંપડી—કેમ જાણે એને પાયામાંથી ઉખાડી નાખી હોય, ને એ પાણીમાં તરી રહી હોય એમ — આખી ને આખી હાલી ઊઠે છે પેલો રખડુ ઊઠીને ટેબલ પરના છરા ભણી જુએ છે, પેલી બંદૂક ભણી નજર નાખે છે, ને માથે ટોપી મૂકી ચાલવા માંડે છે.

પેલો વનવાસી એને પૂછે : "તું જાય છે ક્યાં ?"

"હું તો મારે ચલ્યો ને તું ..જહાનમમાં !"

"શાને માટે ?"

"તારે અને મારી નાખવો છે હું બરાબર જાણું છું"

વનવાસીએ પેલાને પકડયો. કહે—

"હવે બહુ થયું, મારા સાથી! કેમ વળી, અત્યાર સુધી હું એમ માન્યા કરતો હતો કે, તું મને મારી નાખવા માગે છે. તું ન જતો રહીશ."

"ના, હું તો જઈશ. કારણ, આપણા બનેના મગજમાં એક જ વિચાર આવ્યો, એનો અર્થ એ કે આપણા બેમાંથી એક તો મરવાનું જ છે."

ને આમ કહેતો પેલો રખડુ ઝૂંપડીની બહાર નીકળી જાય છે. વનવાસી પાછો એકલો પડે છે. પોતાના બાંકડા પર બેઠો થઈ જાય છે. ને મુસીબતનાં કડવાં આંસુ એની આંખમાંથી ટપકી રહે છે.

એકાદ ક્ષણના વિસામા પછી ગારિને મને સવાલ કર્યો:

"કદાચ મારે એને આંસુ સારતો ન બતાવવો જોઈએ! પણ એણે મને કહેલું કે, 'હું ખૂબ રડેલો.' મેં એને પૂછેલું: 'શાને માટે!' 'તો એ કહે: 'મને ખૂબ દુઃખ લાગી આવેલું.'"

અને આગળ બોલતાં ગારિને ઉમેર્યું: "કદાચ મે એ રખડુને ત્યાં જ રહેવા દીધો હોત, ને એને મોઢે એના સાથીને ઉદ્દેશી એમ કહેવડાવ્યું હોત કે, 'જો તો, આપણે બેઉ કેવા વિચિત્ર માણસ છીએ, મારા સાથી' અથવા તો એવી જ મતલબનું કંઈક અથવા તો બને જણ પાસું બદલીને ઊંઘી જ ગયા — એવું કંઈક ચીતર્યું હોત તો સારું, નહિ?"

એ વાત તો સ્પષ્ટ જ હતી કે આ વસ્તુએ એના દિલને ખૂબ હચમચાવી નાખ્યું હતું. એનું કરુણ ઊંડાણ એને સ્પર્શી ગયેલું હતું. અત્યંત ધીમા સાદે એણે આ આખી વાત મારી આગળ બયાન કરેલી, ને કંઈક ગુસપુસ કરતો હોય એમ, ઝડપથી બોલતાં, એની વાતો સાંભળતાં મને એવું લાગ્યું — કેમ જાણે એ પોતાની નજરો આગળ એ વનવાસીને ને પેલા રખડુને સ્પષ્ટ પણે જોઈ રહ્યો હોય; કાળી અંધાર

વૃક્ષઘટાઓની વચ્ચેથી કડાકા કરતી વીજળીના ભૂરા પ્રકાશને એ જોઈ રહ્યો હોય; મેઘની ગર્જના પવનનો વિલાપ ને પાદડાનો સળવળાટ કાનોકાન સાંભળી રહ્યો હોય !

આવો એક સુંવાળો, સુંદર સુકોમળ ચહેરાવાળો ને સ્ત્રીના જેવા કુળા કુળા હાથવાળો, સદાનો આનંદી ને સ્ફૂર્તિલો માણસ ! એના હૃદયમાં આવા ગ્લાનિભર્યા વિષય સંઘરીને બેઠો હોય, એ મને તો વિચિત્ર લાગ્યુ આ એને આગ બધબેસતી વસ્તુ જ નહોતી. અત્યારના એના કામનો પ્રકાર પણ હળવો ને ઉત્સવના સમારોહ જેવો હતો

ગારિન. લોકો સામે સદા હસતા ચહેરે જોનારો માણસ એ પોતાની જાતને એવો કામદાર માનતો જેનો દુનિયાને ઘણો ખપ હતો એનામાં સામાના વિરોધને તોડી પાડે એવો પ્રસન્નતાભર્યો આત્મ વિશ્વાસ હતો — કેમ જાણે પોતે જે ઇચ્છે છે તે બધુ જ પાર પડવાનું છે, એવી એને ખાત્રી થઈ ગયેલી હોય

હું એને ઘણીવાર મળતો — જોકે એ હમેશ ટૂંકી જ મુલાકાત હોય...કારણ એ હમેશાં કર્યાંક બહાર જવાની ઉતાવળમા જ રહેતો એનું સ્મરણ કરતાં મારી સામે હમેશ એની ખુશમિજાજ, કદિય ઉદાસ, થાકેલી યા કેઈ વિચારમા ડૂબી ગયેલી ન હોય એવી જ, મૂર્તિ તરવરી આવે છે

સાહિત્ય વિષે, જો કે એ હમેશ કઈક અધીરા ચચળતા પૂર્વક કઈક મુઝવણના ભાવ સાથે, ને ખૂબ ધીમેથી જ વાત કરતો ને અમારી મુલાકાત પછી લાંબા વખતે મળ્યા ત્યારે મે એને પૂછ્યુ " "પછી તે પેલા વનવાસીવાળી વાર્તા લખી ? "

તો કહે ' ના, એ મારો વિષય નહિ એ ચેખોવને વધારે ફાવે એવી વસ્તુ છે ભારે કાવ્યમય, મર્માળુ શૈલીની આવજત માગી લે એવો વિષય છે એ."

મને લાગે છે કે એન્જિનિયર હોવાને કારણે જ એ પોતે માનતો કે 'હું માર્ક્સવાદી છું' માર્ક્સના સિદ્ધાંતોમાં રહેલી શક્તિએ એને આકર્ષ્યો હતો. પરંતુ જ્યારે માર્ક્સની આર્થિક ફિલસૂફીમાં રહેલ નિયતિવાદની વાત એના કાને અથડાઈ— એ દિવસોમાં એ વિષે વાતો ચર્ચાઓ કરવાની એક ફેશન હતી — ત્યારે ગારિન ખૂબ ઉશ્કેરાટમાં આવી એના વિરોધમાં દલીલો કરવા લાગી જતો. પાછળથી એટલા જ ઉશ્કેરાટથી ઈ. બર્નસ્ટીનનાં સૂત્રો સામે દલીલો કરવા લાગેલો:

"આખરે તો પ્રગતિ એ જ સર્વસ્વ છે અંતિમ આદર્શ કોઈ વસ્તુ જ નથી" — એવા બર્નસ્ટીનના સિદ્ધાન્ત સામે એ બરાડી ઊઠતો :

"એ તો પતન છે...હ્રાસ છે. અનંતકાળ લગી કંઈ તમે આ પૃથ્વી પર રસ્તા બાંધવાનું કામ ન કરી શકો."

આખી દુનિયાની નવેસરથી રચના કરવાની માર્ક્સની યોજના એને આનંદ અપનારી હતી. એ વિરાટ પાયા પર રચાયેલી સામુદ્દિક શ્રમની ભાવિ યોજનાઓને — ગુલામીની શૃંખલાથી મુક્ત થયેલ, સમગ્ર માનવજાત એ યોજનાઓને — અમલમાં મૂકી રહી હોય, એવી કલ્પનાઓમાં એનું મન રાચતું.

પ્રકૃતિ એની કવિની હતી. એ જેને ખૂબ ચાહતો હોય, જેનામાં એને ખૂબ શ્રદ્ધા બેસી ગઈ હોય એવી વસ્તુ વિષે વાત કરતો ત્યારે આ કવિ એનામાં દેખા દેતો. પરંતુ સાચી રીતે કહીએ તો એ શ્રમનો કવિ હતો — સ્પષ્ટ રીતે, વ્યવહાર ને કાર્ય પ્રત્યે ઢળતા વલણવાળો. એના મુખેથી કોકવાર એવાં વેણ સરી પડતાં જેમાં અપૂર્વ એવી મૌલિકતા ને સાહસ ભરેલાં હોતાં. દાખલા તરીકે, એ માનતો હતો કે ટાઇફોઈડનાં જંતુઓને મારવા માટે જે ઇન્જેક્શનો વાપરીએ છીએ, એના વડે જ સિફિલિસનો રોગ મટાડી શકાય. ને એ કહેતો કે મે સિફિલિસના કેટલાય એવા કેસ જોયા છે જે ટાઇફસની

બિમારીના હુમલા પછી સાજા થઈ ગયેલા એણે આ વિષે લખેલું પણ ખરું. એની 'સ્ટુડન્ટ્સ' ('વિદ્યાર્થીઓ') નામની કૃતિમાં એક પાત્ર એવું આવતું હતું, જેને સિફિલિસ આ જ રીતે મટેલો. આવે વખતે એ જાણે પયગમ્બરની માફક વર્તેલો. કારણ આજે આપણે જોઈ રહ્યા છીએ કે હળવે હળવે વધતો પક્ષઘાતનો રોગ આજે પ્લાસમોડિયમના ઈન્જેક્શનથી મટાડી શકાય છે ને આ ઈન્જેક્શન જુદી જુદી જાતનાં તાવનાં જતુંઓમાંથી તૈયાર કરવામાં આવે છે. આજે વૈદકીય શાખાના વિજ્ઞાનીઓ વારવાર "પેરા-ફેરેપી"ની શક્તિ વિષે ઉલ્લેખ કરવા મંડ્યા છે.

ગારિન 'પેરેસાઈટ્સના ફ્રંટ' આગળ વાતો કરવાનો બહુ શોખીન હતો. ને મારી કથાય ભૂલ ન થતી હોય તો બગાડાને સડી નાખનાર જીવડાંને મારી નાખે એવી જીવાતની શોધ અમેરિકામાં થઈ છે ને એને ઉપયોગમાં પણ લેવાઈ રહી છે.

ગારિન રશિયન રીતે બધી બાબતોમાં આવડત ધરાવનારો હતો. ને રશિયન રીતે જ પોતાની શક્તિને, વિચાર કર્યા વિના જ્યાં ત્યાં, ફંગોળનારો હતો. જીવાતથી છોડનું રક્ષણ શી રીતે કરવું અથવા રેલ્વેના પાટા વચ્ચે નાખેલ લાકડાનાં 'સ્લીપર્સ' લાંબો કાળ ચાલે તે માટે શું કરવું — તેના વિષે, મૅગ્નિટ (એક ધાતુ) યા તો ફેફસાના રોગને અટકાવનારી 'સેક' — એવી બધી અનેક બાબતો વિષે વાતો કરતો ત્યારે એની વાકછટા પૂર બહાર ખીલતી.

સાગ્વા મામોન્તોવ — ઉત્તર પ્રદેશની રેલ્વે લાઈન બાંધનાર એન્જિનિયર — ગારિનના મૃત્યુ પછી એકવાર કામિના બેટ પર મને ભેગો થઈ ગયેલો. ત્યારે એણે મને કહેલું:

"એ (ગારિન) બહુ શક્તિશાળી માણસ હતો — બધી રીતે વિચક્ષણ માણસ. અરે, એ એન્જિનિયરની વરદી પહેરતો એમાં ય એની બ્યાશિયન દેખાઈ આવતી."

ને મામોન્તોવ માણસોની વિચક્ષણતાનો શોધક હતો એણે બુદ્ધિથી બળિયા માણસોથી વિંટળાયેલા રહીને આખી જીંદગી ગાળેલી ...ફ્યોદર શાલ્યાપીન, ચિત્રકાર વિક્ટર વાસ્નેત્સોવ જેવા તો કેટલાયને એણે પોતાના પગ પર ઊભા રહેતા શીખવેલું. ને એની પોતાની બુદ્ધિ-શક્તિ પણ અસાધારણ તેજસ્વી ને ઈર્ષ્યા પમાડે એવી વસ્તુ હતી.

મંચુરિયા ને કોરિયાથી પાછો આવ્યો તે પછી ગારિનને અનિચ્કોવ પૅલેસમાં ઝારિત્સાને મળવા માટે આમંત્રણ આપી બોલાવવામાં આવેલો નિકોલાઈ બીજો એની પ્રવાસ કથા સાંભળવાને બહુ ઉત્સુક હતો.

રાજદરબારનું નિમંત્રણ પતાવી આવ્યો પછી ગારિન ખભા ઉછાળતો, વિસ્મય પૂર્વક કહેવા લાગ્યો: "અરે, શાનાં? આ તો બિલકુલ આપણા કસ્બાના લોકો જેવા જ છે!"

ને એણે પોતાની એ દરબારી મુલાકાત વિષે વાતો કરતાં કહ્યું કે —

"હું ખોટું શું કામ બોલું? ત્યાં જતાં પહેલાં હું તો ખૂબ તૈયાર થઈને હિંમત બાંધીને ગયેલો ત્યાં જતાં મને કંઈક સંકોચ પણ થયેલો તેર કરોડ લોકોના શહેનશાહને મળવું — એ કંઈ સામાન્ય વસ્તુ થોડી જ છે? મને એમ લાગતું હતું કે આવડો મોટો માણસ એટલે જરૂર કોઈક ને કંઈક રીતે અસાધારણ માનવી હોવો જોઈએ. એનો કંઈક વિશેષ પ્રભાવ પડતો હોવો જોઈએ અમારી મુલાકાત વખતે હયદળનો એક ફુટડો અધિકારી, સિગરેટ ફૂંકતો ને મીઠું મધુરું સ્મિત વેરતો, ત્યાં બેઠેલો, ને અવારનવાર વચ્ચે વચ્ચે સવાલો પૂછતો. પણ આવડી મોટી સાઈબિરિયન રેલ્વે બાંધનાર ઝાર જેવા રાજાને જે રસ પડે એમાંનું કંઈજ ન મળે!

"આખરે રશિયા એ તો છેક પાસિફિક સમુદ્રના કિનારા સુધી વિસ્તારેલો દેશ છે, ત્યાં એને મિત્રતા યા સલુકાઈ ભર્યાં વર્તાવનું નામ સુદ્ધાં જોવા મળતું નથી! કદાચ આમ માનવું એ મારી જ ભૂલ

મણાય — ત્યારે મારા જેવા નગણ્ય માણસ પાસે શું કામ કશી વાત કરવી જોઈએ?

"પરંતુ તો પછી, એણે મને આમંત્રણ આપી, મળવા બોલાવવાની ય શું જરૂર હતી? ને જો એણે મને આમંત્રણ આપી બોલાવ્યો જ હતો, તો પછી એ વસ્તુને એણે ગંભીરતાપૂર્વક મન પર લેવી જોઈતી હતી. સાવ એવો સવાલ પૂછવાની શી જરૂર કે, 'કોરિયનોને આપણા લોકો ગમે છે?' હું એનો શું જવાબ આપવાનો હતો? મેં પણ એક સવાલરૂપે જ એનો જવાબ આપ્યો. ને તે ય જોઈએ તેવી સિફતથી નહિ જ: 'તમે કોની વાત કરો છો?' પણ, મને પ્રશ્નો નહિ પૂછવાની સૂચના આપી અગાઉથી સાવધ કરી દેવામાં આવેલો, છતાં એ વાત તો હું સાવ ભૂલી જ ગયો! પણ એ જ્યાં આવા બેવકૂફીભર્યા સવાલો કરે ત્યાં હું એને સામો પ્રશ્ન પૂછ્યા વિના રહી જ કેમ શકું?

"આખી મુલાકાત બહુ કંટાળાજનક હતી. જે મહિલાઓ ત્યાં બેઠી એમાંની તો કોઈ એક અક્ષરે ય બોલેલી નહિ. કેવળ બુઢ્ઢી ઝારિત્સા ઘડિકમાં એક તો ઘડિકમાં બીજું ભવું ભીંચકી, પોતાનો વિસ્મય પ્રગટ કરતી રહેતી. એની બાજુમાં સધિયારો આપવા માટે જ હોય એમ એક બીજી જુવાન ઝારિત્સા બેઠેલી; પણ સાવ અક્કડ, પૂતળાની જેમ. એની આંખો તો જાણે પથ્થરની બનાવેલી ન હોય, ને મુખ પર દુભાયેલો ભાવ. એને જોઈ ને મને પેલી એક આજન્મ–કુંવારકાની વાત યાદ આવી ગઈ. એ પોતે ચોત્રીસ વરસની વયે પહોંચી ચૂકી હતી, જેણે કદી એક બાળકને જન્મ આપવાનો ભાર ઉઠાવેલો નહિ, કે નહિ કદી એના જીવનમાં અચ્છડતો પ્રેમ પ્રસંગેય આવેલો! આવી બાઈ લોકોને કુદરત પર રોષ ઠાલવી રહી હતી — કારણ? તો કહે, સ્ત્રીઓ પર બાળકને જણવાની જવાબદારી નાખવા બદલ! જુવાન ઝારિત્સાનું આજન્મ-કુંવારકા સાથેનું મળતાપણું જોઈ હું કંઈક અસ્વસ્થ બની ગયો હતો. ને તેને જ કારણે કંઈક વધુ સંકોચ અનુભવી રહ્યો હતો…એકંદર આખો પ્રસંગ ખૂબ કંટાળાજનક રહ્યો."

આમ ઉતાવળે ઉતાવળે એણે કહી નાખેલું. કેમ જાણે આવા રસકસ વિહોણા લોકો સાથે વાત કરવી પડી એથી જ એને પોતાને ખેદ થયો હોય

થોડા દિવસ પછી એને સત્તાવાર રીતે લખી જણાવવામાં આવ્યું કે, ઝારે એને 'પદક' એનાયત કર્યો છે — બનતાં સુધી વ્લાદિમીરનો જ. પણ એ 'પદક' એના લગી પહોંચે તે પહેલાં તો એને પિટર્સબર્ગની બહાર મોકલી દેવામાં આવ્યો. કારણ, એણે બીજા લેખકો સાથે મળીને એક વિરોધ-પત્ર પર પોતાના હસ્તાક્ષર કરેલા! કઝાનના દેવળ સામે દેખાવ કરનારા વિદ્યાર્થીઓ ઉપર પોલિસે જે હુમલા કરેલા એની સામે વિરોધ દર્શાવતો આ પત્ર હતો

એના મિત્રો એને ખીજવતા : "અરે, આવીને સરી ગયો, નિકોલાઈ ગારિન!"

"જહાન્નમમાં જાય એ બધા," એ ગુસ્સાથી ભડકો થઈ ઊઠતો :

"મારે કેટલું જરૂરી કામ હતું, ને એમણે મને બહાર ધકેલી મૂકવા માંડ્યો છે. આ તે કેવી બેવકૂફી! . તું અમને ગમતો નથી, માટે અમારા આ શહેરમાં તારે રહેવાનું નથી! બીજે ગમે તે શહેર મોકલી દે તો ય હું તો આનો આજ રહેવાનો?"

થોડી વાર પછી એણે સમારા પરગણામાં જંગલ ઉછેરવા વિષે વાતો કરવા માંડી — પૂર્વના રણને આગળ વધતું અટકાવવાની યોજનારૂપે

એનું માથું આવી તો તરેહતરેહની અનેક વિસ્તૃત યોજનાઓથી ભરેલું રહેતું વારવાર એના મુખમાંથી નીકળી પડતો કોઈ ઉદ્ગાર હોય તો તે એ કે "માણસે ઝૂઝવું તો જોઈએ જ ને?"

વોલ્ગાનું તળિયું છીછરું થતું જાય છે — તો એની સામે ઝૂઝો. 'સ્ટૉક એક્સચેન્જ ન્યૂઝ' નામના છાપાની લોકપ્રિયતા પ્રતિમાં વધી રહી છે, નાળાં-નહેરોને પ્રદેશના ઊંડાણમાં લઈ જવાની જરૂર છે — તો ઝૂઝો!

"ને એકહથ્થુ સત્તાખોરી સામે?" ગેપનના અનુયાયી એવા એક કામદાર પૈનોવે વચમાં મમરો મૂકતાં પૂછ્યું.

એને જવાબ આપતાં ગાર્કિ કહે : "તમારો દુશ્મન મૂર્ખ છે, એ વાતનો પણ તમને અસંતોષ છે? શું તમારે હોશિયાર ને શક્તિવાળો દુશ્મન જોઈએ છે!"

આ સાંભળી, અંધ શેસ્તુનોવ — જે એક પુરાણો ક્રાંતિકારી હતો ને સોશ્યલ ડેમોક્રેટિક પાર્ટીમાં સૌ પ્રથમ ભરતી થયેલ કાર્યકર્તા હતો — એણે સવાલ કર્યો : "કોણ આ બોલ્યું? બહુ સરસ રીતે વાત રજૂ કરી!"

૧૯૦૫ના ઉનાળામાં, કુઓક્કાલા ખાતેની વાત. ગાર્કિ મારી પાસે પંદર, કાં તો પચીસ હજાર રૂબલ લઈ આવેલો. એ પૈસા એલ. બી. કાસીનને પાર્ટીના ફાળા માટે પહોંચાડવાના હતા; ને એ વખતે એ એવા સમાજમાં ભેરવાઈ પડેલો, જેને નરમ ભાષામાં કહો તો 'શભુમેળો' કહી શકાય. ગ્રીષ્મકુટિરના એક ઓરડામાં પી. એમ. રૂટનબર્ગ ચેવનો આઝેફ ને તાતારોવ સાથે મંત્રણા ચલાવી રહ્યો હતો. પાછળથી આ બંને સરકારી ગુપ્તચરો સાબીત થયેલા. બીજા એક ઓરડામાં એન્ગેલિક સાહિત્યકાર વી એમ બેનોઈસ જોડે 'લિબરેશન' પત્રની 'ટ્રાન્સપોર્ટેશન'ની પદ્ધતિ, પિટર્સબર્ગની કમિટિ કેવી અમલમાં લાવી શકે એ બાબત, વાર્તાલાપ ચલાવી રહ્યો હતો. ને હું ભૂલતો ન હોઉં તો, એ વખતે હજી ખુલ્લો નહિ પડી ગયેલો, નિકોલાઈ શેલેતિયે ઓગરી પણ ત્યાં હાજર હતો. મારો ગામપડોશી પિયાનો-વાદક ઓસિપ ગાબ્રિલોવિચ, ચિત્રકાર આઈ. વાઈ. રેપિન સાથે બગીચામાં આંટા મારતો હતો. પેત્રોવ શેસ્તુનોવ ને ગાર્કિ વરંડાનાં પગથિયાં પર બેઠા હતા. ગાર્કિ એની હમેશની ટેવ મુજબ એની કાંડાઘડિયાળ ભણી વારંવાર નજર નાખતો કંઈક ઉતાવળમાં હોય એવું લાગતું હતું ને

શેલ્ગુનોવ તથા ગારિન બને, ભેગા મળીને, પેત્રોવની ગેપનમાંની શ્રદ્ધાને હચમચાવવાની કોશીશ કરી રહ્યા હતા. તે પછી ગારિન મને મળવા ઓરડામા આવ્યો. એ ઓરડાનું બારણું બરાબર મકાનના ઝાંપા સામે પડતું હતું

ત્યાં બેઠા બેઠા અમે એ સ્થૂળકાય, જાડા જાડા હોઠવાળા ને કુકકર જેવા આંખોવાળા આક્રેફને એના ઘેરા ભૂરા પહેરવેશમાં, ને એની સાથેવાળા અલમસ્ત, લાંબા લાંબા વાળવાળા તાતારોવનું નિરીક્ષણ કરી રહ્યા હતા. તાતારોવ વેશપલટો કરીને આવેલો દેવળના પાદરી જેવો લાગતો હતો. એ બંને જણા સ્ટેશને જવા માટે ઊભા થઈ એમને રસ્તે પડયા ત્યારે દુબળો પતલો સાલ્તિકોવ ને નમ્રનાભર્યો બેનોઇસ એમને વળાવવા માટે એમની પાછળ પાછળ નીકળ્યા

મને બરાબર યાદ છે, પેલા છૂપા ઉશ્કેરણીખોરો સામે આંખ-મિચકારો કરી રૂટનબર્ગે મારી આગળ બડાશ હાંકતાં કહેલું : ' બીજા જૂથો કરતાં આપણા આ લોકો વધારે પ્રતિષ્ઠિત છે. કેટના બધા લોક ભેગા થયા છે આ ! " ગારિને નિશ્વાસ મૂકતાં કહેલું : " અલબત્ત, તમારુ જીવન બહુ દિલચસ્પ તો ખરુ જ. "

" તમારે મારી અદેખાઈ કરવા જેવું કંઈ નથી. "

" મારે ? હું તો આ એક જગાએથી બીજી જગાએ દોડધામ કરતો રહું છુ કેમ જાણે ખુદ શયતાનનો રાખી લીધેલો ગાડીવાન ન હોઉં !...ને આ જીંદગી તો વહી ચાલી ..થોડા જ વખતમાં મને સાઠ પૂર્ણ થશે .ને હિસાબ કરવા બેસુ તો મે આજ સુધી શું કર્યું ..? "

" ટિયોમાનું બાળપણ,' ' નિશાળીઆ, ' ' વિદ્યાર્થીઓ, ' ' એન્જિ-નિયરો '—એક આખી મહાગાથા જ. ." " તુ બહુ માયાળુ છે, " કહી એ હસી પડચો. " પણ તુ પોતે મનમાં બરાબર જાણે છે કે, આમાંની એકેય ચોપડી ન લખાઈ હોત તો પણ તેથી દુનિયાનું કશું ખાટુંમોળું થઈ જવાનું નહોતું "

"પણ હકીકતે, તાગથી લખ્યા વિના રહેવાય એમ નહોતું."

"અરે હા! એમ પણ હું કરી શક્યો હોત. એક અક્ષરે ય મે ન પાડ્યો હોત એમ પણ બનત – આ તે કંઈ ચોપડીઓ લખવ નો સમય છે ?"

મને લાગે છે કે તે દિવસે પહેલીવાર મે એને જીંદગીમાં થાકેલો ને કંઈક વ્યગ્ર જોયેલો. પણ એ તો કદાચ એની તબિયત સારી નહોતી એટલે હશે એને શરીરમાં તાવ ભરાયો હતો.

"બુઢ્ઢા! આ લોકો તને થોડા વખતમાં પકડી જવાના" એ એકાએક વચમાં બોલી ઊઠયો "મારા મનમાં એના ભણકારા વાગી રહ્યા છે ને મને દફનાવી દેવાના છે, એ વાતના ય ભણકારા સાંભળી રહ્યો છુ"

પણ તે પછી થોડી વારે, અમે ચા પીવા બેઠા હતા ત્યાં, એ વળી પાછો પોતાના અસલ મિજાજમાં આવી ગયો ને મને કહેવા લાગ્યો

"રશિયા જેવો સુખી બીજો દેશ નહિ જડે. કેવાં ને કેટલાં ભાતભાતનાં દિલચસ્પ કામો અહીં કરવાનાં પડેલાં છે! ને કેવી અદ્ભુત કલ્પનાઓ, ને છતાં કેટલાં જટિલ છે એ બધાં કામ! મને કદી કોઈની ઈર્ષ્યા આવી નથી. પણ મને આપણી આવતી પેઢીના લોકોની ઈર્ષ્યા જરૂર આવે છે—જે આગ પછી ત્રીસ ચાલીસ વરસે જીવતા હશે વારુ, તો નમસ્કાર! હું તો આ ચાલ્યો!"

આ અમારી આખરી મુલાકાત હતી જેમ એ જીવ્યો હતો એ જ રીતે, રસ્તા પર દોડધામ કરતાં જ, એનું મૃત્યુ થયું એ સાહિત્ય-વિષયક પરિષદમાં ભાગ લેવા ગયેલો ત્યાં એક આવેગભર્યું ભાષણ આપીને બાજુના ઓરડામાં ગયો, ને એક સોફા પર લાંબો થઈને સૂઈ ગયો ને ત્યાં જ હૃદય પર પક્ષાઘાતનો હુમલો થતાં આ પ્રતિભાવાન, અજંપ તરવરાટવાળા માણસના જીવનનો અંત આવી

# મિખાઈલ પ્રિશ્વિન

તારે વિષે લખવુ સહેલ નથી, મિખાઈલ મિખાઈલોવિચ, કારણ એને માટે તારા જેટલા કૌશનથી માણસને લખતાં આવડવુ જોઈએ, ને હું જાણું છુ કે મારે માટે તો એ શક્ય જ નથી

વળી એમ. ગોર્કિ જેવો માણસ, એમ. પ્રિશ્વિનની કૃતિઓને સમજાવતો લેખ લખે એમાં કઈક અડવુ ને વિચિત્ર પણ છે છેલ્લાં પચ્ચીસ વર્ષથી જે રશિયન સાહિત્યની દુનિયામાં અદ્ભુત કામ કરી રહ્યો હોય એવા ક્લાવત વિષે લખવુ એનો અર્થ એ કે હુ તારા વાંચકોમાં અજ્ઞાન ને સમજણની ઊણપનું આરોપણ કરુ છુ

એ ઉપરાંત પણ મને તારા વિષે લખવામાં એક પ્રકારનો સંકોચ છે, કારણ, મે તારા પહેલા લખવાનું શરૂ કરેલુ હોવા છતાં, ખૂબ ધ્યાન પૂર્વક વાંચવાની ટેવવાળા મને તારાં પુસ્તકોમાંથી ઘણુ ઘણું શીખવા મળેલુ છે. એમ રખે માનતો કે હું મારા વિવેકીપણાને લીધે આમ કહી રહ્યો છુ, યા તારા પ્રત્યે ખોટી શિષ્ટતા દાખવી રહ્યો છુ. આ એક સત્ય છે — હું તારી પાસેથી ઘણુ ઘણું શીખ્યો છુ

આજે પણુ શીખી રહ્યો છુ. કેવળ તારી પાસેથી જ નહિ, તુ તો પૂર્ણ કલાવત છે — પણ તારા ઉપરાંત યે, જે લોકો ઉમરમાં મારા કરતાં ત્રણ સાડા ત્રણ દસકા જેટલા નાના છે, જેઓએ હજી હમણાં જ હાથમાં કલમ પકડેલી છે, જેમની બુદ્ધિપ્રતિભા ને ક્ષમતાએ હજી એક બીજાનો મેળ સાધી આગળ વધવાનું બાકી છે, પરતુ જેમનો સાદ બુલંદગી, તાઝગી ને નૂતનતાનો પડઘો પાડી રહ્યો છે — એમની પાસેથી પણ હુ શીખી રહ્યો છુ.

હુ શીખુ છુ તે એટલા જ માટે નહિ કે 'શીખવાની બાબતમાં કદી મોડુ થઈ જતુ નથી,' પણ શીખવુ એ માણસની એક સ્વાભાવિક પ્રવૃત્તિ છે, એક આનદની વસ્તુ છે, માટે અને એ બધા ઉપરાંત, એ એક હકીકત છે કે, કનાવત કનાનો પોતાનો કસબ બીજા કનાવત પાસેથી જ શીખી શકે છે

મે તારી પાસેથી શીખવાનુ ક્યારથી શરૂ કર્યું, મિખાઈલ મિખાઈલોવિચ તેની ખબર છે? તે 'ધી બ્લેક આરબ' 'કોલો બોક' અને 'ધી રશિયન ઓફ અનફાઈન્ડ બર્ડ્ઝ' ને એવી બધી વાર્તાઓ લખી ત્યારથી, તારી ભષાના નિર્મળા પોતથી હુ તારા તરફ આકર્ષાયો ને જે પૂર્ણ રચનાઓ તુ સાદા શબ્દોના પ્રવાહી મિશ્રણમાંથી ઊભી કરતો તેની શક્તિ એવી હતી કે, તુ જે વસ્તુ વિષે લખતો એનો અનુભવ માણસને માટે ઇન્દ્રિયગમ્ય નીકટતમ બની જતો આપણા બહુ ઓછા લેખકો આવી શક્તિ ધરાવતા હોય છે

પરતુ તારાં પુસ્તકો વાંચતાં મે જે એક મહત્વની ગુણવત્તાનો અનુભવ કર્યો, તે તારાં લખાણોનું એક આગવુ વ્યક્તિત્વ દર્શાવનાર લક્ષણ છે એ લક્ષણ મે બીજા રશિયન લેખકોમાં ક્યાંય નથી જોયું

અનેક એવા હતા, ને આજે પણ આપણામાં ઘણા એવા છે, જેઓ શબ્દની શક્તિ વડે સુદર, પ્રકૃતિક દૃશ્યોની સાગ્મ્ય છબી દોરી આપી શકે છે

આઈ એસ તુર્ગેનેવને યાદ કરો, આકસાકોવની 'નોટસ ઓફ એ હન્ટર' (શિકારીની નોધપોથી') વચો, કે લિયો તોલસ્તોયના હૃદયગમ શબ્દ-ચિત્રો વાંચો એ પી. ચેખોવે એની 'સ્ટેપી' (સપાટ ધરતી) તો જાણે રગબેરગી કોડિયાથી ભરેલું ભરત જેઈ લ્યો સર્જેયેવ સેન્સકી ઝીમિવાનાં પ્રકૃતિક દૃશ્યોનુ વર્ણન કરે છે ત્યારે, જાણે કોઈ દેવદૂત બરની વાસણીએ માણસનાં મન ન મોહી લેતા હોય!' ને બીજા કેટલાય એવા શબ્દના કસબીઓ છે, જેમની

રચનાઓમાં કૌશલ છે, હૃદયને સ્પર્શી જનારું એવું જોરદાર તત્ત્વ એમનાં પ્રકૃતિનાં વર્ણનોમાં જોવા મળે છે.

ઘણા વખત સુધી હું પ્રકૃતિની પ્રશસ્તિમાં ગાયેલ આ ઊર્મિગીતો પર મુગ્ધ હતો, પણ પછી તો, જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ, એણે મારા મનમાં વિસ્મયની ને પછી તો વિરોધની લાગણી જગાવવા માંડી 'ને મને એવું લાગવા માંડ્યું કે જાણે, 'પ્રકૃતિ સૌંદર્ય'નાં મોહક વર્ણન માટે વપરાતી વૈખરીની શક્તિ પાછળ એક ભયાનક મગરમચ્છને વશ કરવાની અજાગૃત પ્રવૃત્તિ ચાલી રહેલ છે. એક મહામૂઢ સ્થૂળકાય પ્રાણી એવું છે જે વગર સમજે-વિચાર્યે બસ પોતાની પ્રજા વધાર્યે જાય છે, ને પછી એટલી જ નાદાનિયતથી થોડે થોડે પોતાની જ જણેલી એ પ્રજાને ઓહિયાં કર્યે જાય છે! આમાં માનવીની પોતાની માનહાનિ જેવું — માનવીના અનાદર જેવું કંઈક છે — કારણ હજી સુધી એની સામે ઉપસ્થિત થયેલ કેટલાક કોયડા એ ઉકેલી શક્યો નથી, ને એને કારણે, એણે આ માર્ગ લીધેલો હોય છે. આમાં કંઈક "જંગાલિયતભર્યું" ને એ પૂર્વજોની પ્રણાલીને અનુસરવા જેવું" છે — જે પ્રણાલી માનવીને ક્ષુલ્લક બનાવી એને કુદરતના સૌંદર્ય આગળ લોટતો કરી મૂકે છે; જ્યારે ખરી રીતે તો એનું એ સૌંદર્ય તો ખુદ માનવીની કલ્પનાશીલ ઊર્મિઓએ જ એનામાં કરેલ આરોપણની વસ્તુ છે.

વાસ્તવિક રીતે સ્વયં સહરામાં એવું કોઈ સૌંદર્ય તો છે જ નહિ. એ સૌંદર્ય વસેલું છે આરબના આત્મામાં. ફિન્લૅંડનાં ભેખડાં ભૂમિદૃશ્યોમાં એવી કશી સુંદરતા રહેલી નથી, એ તો એક ફિન્લૅંડવાસી હતો કે જેણે એની એ રૂક્ષ મૂર્તિમાં સૌંદર્યનાં દર્શન કર્યાં, ને એના વરદાનથી પોતાની એ ભૂમિને અલંકૃત કરી.

લેવિટને રશિયન ધરતીના એવા સૌંદર્યની શોધ કરી, જે સૌંદર્યને એની પૂર્વેના કોઈ માનવીએ કદી નીરખ્યું ન હતું."

ને કોઈ જુએ ય શી રીતે — એવા સૌંદર્યની હસ્તી જ ન હતી ત્યાં? ને લેવિટને પણ એની શોધ કરેલી નહિ, એ તો એનું પોતાનું માનનીય એવું પ્રદાન હતું ધરતીને. એની પૂર્વે જેકોબ રૂઈસડાયેલ કલોડ લોરાઇન ને એવા બીજા કુટીનથ ચિત્રકારોએ પોતાની પીંછીના કસબથી ધરતીને રંગસૌંદર્યની સમૃદ્ધિથી નવાજી હતી વિજ્ઞાનીઓએ પણ — હુમબોલ્ટ જેવા 'કોસમોસ' (વૈશ્વિક)ની રચનાના ઉકેલનારા ને એને સમજાવનારાનું પ્રદાન પણ આ ધરતીને માટે નાનુંસૂનું નથી. પદાર્થવિજ્ઞાની હૅકલે પણ બરુની ઝાડીઓની કદરૂપી ગૂંચોમાં ને જેલી-ફિશમાંથી પણ આકારનું રચના સૌંદર્ય શોધી કાઢવાનું માથે લીધું, ને તે શોધી પણ કાઢ્યું ને આખરે આપણી પાસે પણ કબૂલ કરાવ્યું કે ના, એ ખરેખર સુંદર છે

ને જૂના પ્રાચીન યુગના સૂક્ષ્મદૃષ્ટિ સૌંદર્યનિપુણ વિવેચકો જેલિફિશ-માછલીને એક ચીતરી ચઢે એવું પ્રાણી ગણતા માણસ બરફનાં ભયંકર તોફાનોમાં પ્રકૃતિના ઉત્કટ શોક ને વિલાપની કલ્પના કરતાં શીખ્યો, સમુદ્રનાં મોજાંઓના વિનાશક તોફાનોમાં ભૂકંપ ને ઝંઝાવાતનાં ઉત્પાતોમાં પ્રકૃતિના તાંડવ નૃત્યની કલ્પના કરી, સુમધુર ને ઉત્કૃષ્ટ શબ્દોમાં એનો વર્ણન કરતો થયો.

આ બધા માટે માણસની જેટલી પ્રશસ્તિ ગાઈએ, એનું જેટલું ગૌરવ કરીએ, તેટલું ઓછું જ છે, કારણ આખરે તો આ બધી માનવીની ઈચ્છાશક્તિની, એની કલ્પનાશક્તિની જ બલિહારી છે, જેણે વૈશ્વિક રચનાના એક લુખ્ખાસુક્કા ટુકડાને પોતાના નહેડાણ માટેની જગા તરીકે, સુખ સગવડભરી પૃથ્વીમાં પરિવર્તિત કરી છે!— જેણે સતત એ પૃથ્વીની ગૂઢ રહસ્યમયી શક્તિને પોતાની નાનકડી ચિત્તમજુષામાં કેદ કરવાનો પુરુષાર્થ કર્યો છે

ને તમે માનશો, મિખાઈલ મિખાઈલોવિચ! તમારાં પુસ્તકોમાં મેં માનવીને કુદરતનાં ચરણોમાં આળોટતો નથી જોયો. વસ્તુત: મને

એમ લાગતું જ નથી કે તમે કુદરત વિષે કંઈક લખી રહ્યા છો — પણ તમે લખો છો, તે એનાથી ય મહાન એવી વસ્તુ, અર્થાત્, પૃથ્વી વિષે — આપણી આ ગરવી ધરતી માતા વિષે. રશિયાના બીજા એક પણ લેખકની કૃતિમાં મને ધરતીનો પ્રેમ તથા એના વિષેના જ્ઞાનના મિશ્રણમાં પેદા થયેલ આવું સુભગ રસાયણ સાંપડ્યું નથી, જે હું તમારી કૃતિમાંથી પામ્યો છુ.

આપણાં વન — જ઼ગલ, કાદવિયા પ્રદેશ, માછલાં કે પંખી, વનસ્પતિ કે પશુ, કૂતરા કે જીવજંતુ — એ બધા વિષે તમે સંપૂર્ણ જ્ઞાન ધરાવો છો — તમારી માનસસૃષ્ટિમાં સમાયેલી એ દુનિયા અસાધારણ રીતે સમૃદ્ધ ને વિશાળ છે. ને એથી ય અદ્દભુત તો છે તમારો સાવ સાદા પણ તેજસ્વી શબ્દોનો ભંડોળ, કે જેના વડે તમે આ ધરતી પ્રત્યેના ને એના તળ પર વસનાર જીવમાન પ્રત્યેના — આ સમગ્ર 'બાયોસ્ફીઅર' —જીવસૃષ્ટિ પ્રત્યેના તમારા પ્રેમને મૂર્ત-સ્વરૂપ આપો છો.

'ધી બૂટ્સ' ('જોડા') નામની વાર્તામાં તમે લખો છો: "શુભને વિષે વાત કરવી, એના જેવું અઘરું બીજું એકે ય કામ નહિ" પરંતુ મને લાગે છે કે એ અઘરું એટલા માટે છે કે, તમે તમારી એ જ વાર્તામાં કહ્યું છે તેમ, "માણસ પોતાના શબ્દની શક્તિને એની ઈન્દ્રિયગમ્ય લાગણીઓ જેટલી બળવત્તર બનાવી દેવાની ઈચ્છા કરતો હોય છે"

'બેરેન્દેઈઝ સ્પ્રીંગ્સ" ('બેરેન્દેઈના ઝરા')માં મેં તમને એક સોદામણા જુવાન તરીકે, એક કન્યાના હાથના ઉમેદવાર મુગતિયા તરીકે, જોયા ને તમારા 'ધરતીના રહસ્યો'વાળા શબ્દો મારા કાનમાં— ભાવિ પેઢીના માનવીના શબ્દો તરીકે — રણકી રહ્યા છે આ ભાવિ માનવી ધરતીનો સાર્વભૌમ સત્તાધીશ હશે — એના ચમત્કારો ને આનંદોનો સરજનહાર હશે તમારી કૃતિઓનું અત્યંત મૌલિક એવું આ તત્વ, મારે મન, તદ્દન નવું ને અતિ આવશ્યક તત્વ છે.

લેકો સામાન્ય રીતે ધરતીને ઉદ્દેશી કહેતા હોય છે
"અમે તારાં છીએ"
ત્યારે તમે એને કહો છો
"તું મારી છો"

ને આ કેટલું બધું સત્ય છે! આ પૃથ્વી આપણે વિચારવા ટેવાયેલા છીએ તે કરતાં ય વિશેષ ભાવે આપણી છે રશિયાના એ વરદ વિજ્ઞાની વરનદસ્કીએ એક નવું જ ઘટનાસૂત્ર લઈને ... રીતે પૂરી ક્ષમતાથી પૂરવાર કરી આપ્યું કે આપણા આ ગ્રહની ખડકાળ ને કાળ મીંઢ સપાટી ઉપર જે ફળદ્રુપ માટીનું પડ છે તે ચેતન પદાર્થોનું—જીવંત પદાર્થોનું બનેલું છે આ પદાર્થે અકલ્પ્ય એવા લાંબા કાળ યત્નાં, આ ગ્રહના વેરાન-વંધ્ય પડને કોરી કોરીને નષ્ટ કરી નાખ્યું છે—જેમ આજેય સ્ટેગનક્રોપ નામનો છોડ ને એવી બીજી કેટલીક વનસ્પતિ ધરતીમાંના ક્ષારોનો નાશ કરી નાખે છે, તેમ

વનસ્પતિ ને જીવાણુઓએ કાળી ધરતીના સખત પડને ખઇ નાખ્યું છે, એટલું જ નહિ આપણે જે વાતાવરણમાં શ્વાસ લઈએ છીએ—જીવીએ છીએ એ વાતાવરણ સુદ્ધાં એમનું જ સર્જેલું છે પ્રાણવાયુ એ વનસ્પતિની પ્રક્રિયામાંથી પેદા થયેલ વસ્તુ છે જે ફળદ્રુપ જમીનમાંથી આપણે આપણી રોટી મેળવીએ છીએ, એ જમીન અસંખ્ય એવા જીવાણુઓ, પશુપંખીઓ ઝાડનાં પાંદડાં ને ફૂલની પાંખડીઓમાંથી બનેલી છે લાખો ને કરોડો માનવદેહોએ આ ધરતીને એમનાં લોહીમાંસથી પોષેલી છે આ રીતે આ પૃથ્વી—ખરેખર એક સત્ય રૂપે—આપણી છે

ને આમ આપણા લોહીની સગાઈની રૂએ, આ પૃથ્વી પ્રત્યેની આત્મીયતાની અનુભૂતિ હે મારા સાથી ધરતીમાતાના વિરલા તનુજ હું તમારી કૃતિઓમાંથી પામું છું

આમાં તમને કંઈક નિષિદ્ધ આચાર જેવું લાગશે કદાચ પણ વાત તદ્દન સાચી છે ધરતીએ માનવીને જન્મ આપ્યો ને એ માનવી

જ ધરતીને ફળદ્રુપ બનાવે છે — ને પોતાના પરિશ્રમથી ને કલ્પનાના વૈભવથી એને સમૃદ્ધ કરે છે

ને આ વિશ્વ? વિશ્વવિજ્ઞાનના જ્ઞાતાઓ, ખગોળશાસ્ત્રીઓ, ખગોળ-ભૂસ્તરશાસ્ત્રીઓ — આ બધા જ ભેગા મળીને, એમના પૂરા કૌશલ ને જોરથી આ વિશ્વને જ પરિપૂર્ણ કરવા મથી રહ્યા છે તો! પરંતુ કહાવતોને હૈયે તો આ ધરતીની પૂર્ણતા જ પ્યારી ને મહત્વની વસ્તુ થઈ ચૂકેની છે વૈશ્વિક ઉલ્કાપાતો એટલા મહત્ત્વના નથી જેટલી સામાજિક ઉથલપાથલો એને અસર કરનારી લાગે છે આકાશ-ગંગાનાં અનંત ઊંડાણોમાં વિહરનારો કોઈ એક સૂર્ય, કે જેના વિષે આપણે કશું જ જાણતાં નથી, એનો આતશ બુઝાઈ ગયે, આપણી પૃથ્વીનો ચહેરો કંઈ ફિક્કો પડી જતો નથી, યા મલીન બનતો નથી સૂર્ય તો વળી પાછો ક્યાંકથી ઝળકી ઊઠશે, પણ આ પૃથ્વી પરથી અસ્ત પામી ગયેલ પુશ્કિન ફરી દેખા દેવાનો નથી

વૈશ્વિક રહસ્યો એટલા રસપ્રદ કે મહત્વના નથી, જેટલો રસપ્રદ ને અદ્ભુત છે આ કોયડો કે — કયા એવા ચમત્કારના બળે નિર્જીવ પદાર્થ સજીવ બને છે, ને એ સજીવ પદાર્થ વિકસતાં વિકસતાં આખરે એમાંથી આવો માનવી પેદા થયો! એણે જ આપણે માટે લોમોનોસોવો, પુશ્કિનો મેન્દલેયેવો, તોલ્સ્તોયો, પાશ્કરો, માર્ક્સની ને એના સકંડો હજારો મહાન ચિંતકો, કવિઓ પેદા કર્યા, એણે એવાં માનવી પેદા કર્યા જેમણે માનવીની આંતરિક પ્રકૃતિની સૃષ્ટિ સાથે કામ લીધું — માનવીના વિચાર ને એની ઇચ્છાશક્તિનાં પરિણામરૂપ એ આંતરિક સૃષ્ટિ!

તમારી કૃતિઓ સ્પષ્ટપણે દર્શાવે છે મિખાઈલ મિખાઈલોવિચ! કે તમે માનવપ્રાણી પ્રત્યે ખૂબ સહૃદયતાની લાગણી અનુભવો છો તમારે વિષે જેટલી દૃઢતાપૂર્વક ને નિશ્ચિત રીતે આમ કહી શકાય છે તેટલું ભાગ્યે જ બીજા કોઈ લેખકો વિષે કહી શકાય એમ છે માનવ માટેનો તમારો પ્રેમ એ તમારા ધરતી પ્રત્યેના પ્રેમનું તાર્કિક સાહજિકથી નીતરતું પરિણામ છે

કોક વાર એમ લાગે કે તમે જાણે સમગ્ર માનવજાતથી મેં વેત ઊંચા છો ને છતાં એથી માલુમ જાતનું પોતાનું ગૌરવ તનભાર ઓછું થતું નથી માણસજાત પ્રત્યેની તમારી ઝીણવટભરી દૃષ્ટિની શિષ્ટતાભરી મિત્રતા જ મને એ સ્થાનને માટે યોગ્ય ઠરાવે છે – કારણ માણસો ગમે તેવા હોય, પોતાની જરૂરિયાતને કારણે એ દુષ્ટ હોય યા પોતાની કમજોરીને કારણે ભૂના હોય, વિકારને વશ થઈ એકબીજા પર યતના લાદતા હોય યા યાતનાથી પીડા પામીને જુલમી બનતા હોય, યા આદતનો ભોગ બની હકીકતને વશ થતા હોય — એ તમામ તમારી ચાહનાના પાત્ર છે

તમારા માનવી આ ધરતીના માણસ હોય છે ને એમને હમેશ આ ધરતી સાથે સારું ફાવતું હોય છે બીજા લેખકો કરતાં તમારા પાત્રો સુરતરસ્તાઓની રીતે, ને જીવશાસ્ત્રની રીતે વધુ ઘડાયેલા હોય છે ને એટલા જ માટે આ ધરતીમતાનાં સાચાં સંતાન હોય છે — તેઓ આ "પુણ્યવતી માનવતાના દેહ ના સાચા જીવંત અંશસમાં છે કેમ જાણે માનવ જાતે પથ્થર યુગથી તે વાયુયાનના યુગ સુધી ભલે કષ્ટમય છતાં ચમત્કારિક પ્રગતિનું પળેપળે તમને ગાઢ સ્મરણ રહેતું હોય!

પરંતુ તમારામાં મુખ્યત્વે પ્રશંસાને પાત્ર એવું તત્ત્વ મારા મનથી કોઈ હોય તો તો એ કે માણસને માપતાં ને મૂલવતાં તમે એનામાં રહેલા અશુભને નહિ, શુભ તત્ત્વને જ સ્પર્શ કર્યો છે સીધું સહૃદ કહાપણું પણ મોટાભાગના લોકોને મહામુસીબતે સાધ્ય બને છે — ને તે પણ ક્વચિત જ.

આપણે જાણે એ વસ્તુને સમજવા જ માગતા નથી કે માણસમાં સારાપણાનું તત્ત્વ છે એ તો, આજ સુધી એણે સિદ્ધ કરેલ ચમત્કારિક સિદ્ધિઓમાંની એક અનન્ય ને અદ્ભુત એવી સિદ્ધિ છે ગમે તે કહો, પણ માણસને 'સારા બનવા માટેનું એવું કોઈ કારણ જ મને તો જડતું નથી મમતા ને કરુણાની પ્રેરણા નથી તો એમને કુદરતના કાનૂનમાંથી મળે એમ કે નથી એમના સામાજિક અસ્તિત્વની

આળોટવામાંથી જગાવાય એમ. ને તેમ છતાં હું ને તમે હૃદયથી સારા એવા અનેક લોકોના પરિચયમાં આવ્યા છીએ. એ લોકોને 'ભલા' બનાવનાર વસ્તુ કયી? એમની પોતાની કામના સિવાય બીજું કંઈ જ નહિ.

હું તો એમનામાં આ સિવાય બીજી કોઈ વૃત્તિ જોતો નથી– માણસ જેવો છે, તે કરતાં સારો ને ભલો થવા ઇચ્છે છે, ને આ વસ્તુ તે સિદ્ધ પણ કરે છે. ને આ દુનિયાની સૌથી મોટી અજાયબી તો એ છે કે, પૃથ્વી પરનું આ એક જટિલ પ્રાણી પોતે આંતરિક સંઘર્ષોથી ભરપૂર હોવા છતાં, એના અંતરમાં જ કલ્પનાની એક જબરજસ્ત શક્તિને કેળવી રહ્યો છે. એટલું જ નહિ, એણે પોતાની જાતનો ઉપહાસ કરવાની પૈશાચિક શક્તિ પણ હસ્તગત કરી છે. માણસજાત વિષે વિચરતાં ને એમનું નિરીક્ષણ કરતાં હું શીખ્યો, તેમાં ઘણા લોકોને મેં મારા ગુરુ બનાવેલ છે. પરંતુ મને લાગે છે કે, એક સાહિત્યકાર તરીકેના તમારા પરિચયે પણ મને એના પાઠ આપેલા છે — જેથી પહેલાં કરતાં કંઈક વિશેષ સારી રીતે હું એ કામ કરી શકું છું – જો કે એ વિશેષતાને હું શબ્દમાં વ્યક્ત કરવા અસમર્થ છું.

ને ખાસ કરીને, રશિયનોને તો, આજલગી એ લોકોએ જે જે કર્યું છે, ને આજે પણ જે પરિસ્થિતિમાંથી તેઓ પસાર થઈ રહ્યા છે તેના પ્રકાશમાં જોતાં, એમ લાગે છે કે તેમના પ્રત્યે કોક વિશેષ દૃષ્ટિથી, કંઈક ઉચ્ચ દૃષ્ટિબિંદુથી, વિશેષ મમતા ને આદરપૂર્વક જોવું જોઈએ. અલબત્ત હું એ પણ બહુ સારી રીતે જાણું છું કે, એ બધા કંઈ દેવદૂત તો છે જ નહિ, ને હું તો પોતે ઇચ્છું ય નહિ કે તેઓ કદી દેવદૂત બને હું ઇચ્છા કરું છું તે તો એટલી જ કે તેઓ પ્રેમ-પૂર્વક પોતાના શ્રમનાં કાર્યને ચાહનારા બને, ને એ કામની વિરાટ મહત્તા બાબત જાગૃત બને. કારણ આજે આપણે બધા જે એક નવી છીદગીના સર્જન માટેનો પુરુષાર્થ આરંભી બેઠા છીએ એમને માટે તો, અત્યારે અત્યંત આવશ્યક એવી વસ્તુ કોઈ હોય તો એ કે, આપણે